પર્યુષણનો ખાસ અંક.

મુખ્ય લેખક - વા. મો. શાહ

(વિવેચન માટે વાંચો, 'ચિત્ર-પરિચય')

પ્રકાશક - શામજીભાઈ મોતીલાલ શાહ, ૨૫૩, નાગદેવી સ્ટ્રીટ-મુંબઈ
નકલના ૦-૪-૦] વાર્ષિક મૂલ્ય (પોસ્ટેજ સાથે) માત્ર ૦-૮-૦ [પ્રત્યેક અંકની પ્રત ૪૦૦૦

# 'જૈનહિતેચ્છુ'નું લવાજમ—

'હિતેચ્છુ'નું લવાજમ વર્ષ બેસતાં જ એટલે જાન્યુઆરીમાં લેવાનો ઠરાવ છે, તે ગ્રાહક મહાશયોએ ધ્યાનમાં રાખવું જોઇએ.

ઇ. સ. ૧૯૧૬ ના જાન્યુઆરીથી ડિસેમ્બર સુધીનું લવાજમ જેઓએ હજી સુધી ન મોકલ્યું હોય તેઓએ આ **અંક પહોંચેથી દિવસ ૧૫ ની અંદર ૦–૯–૦ નો મનીઑર્ડર કરવા ભૂલવું નહિ.**

સપ્ટેમ્બરનો અંક, જેઓનું લવાજમ વસુલ નહિ થયુ હોય તેવા સર્વ ગ્રાહકમહાશયોને **વેલ્યુપેબલથી મોકલવામાં આવશે.** વેલ્યુપેબલ ૦–૧૦–૦ નુ કરવામા આવશે. જેઓને તે સ્વીકારવા ઇચ્છા ન હોય હેમણે કાગળ-પત્ર લખવાની તકલીફ ન લેતાં આર્ચ અને જુનનો ભેગો અંક પહોંચેથી દિવસ ૧૫ ની અંદર (વાંચીને) પાછો પોષ્ટ કરવો, એટલે એમ સ્હમજી લેવામા આવશે કે એ નંબરના ગ્રાહકનુ નામ કમી કરવાનું છે.

મનીઑર્ડર કરનાર ગ્રાહક મહાશયોએ કુપનમાં પોતાનુ પુરૂં નામ–ઠામઠેકાણું–પોષ્ટ વગેરે સાફ અક્ષરથી લખવા કૃપા કરવી અને ગ્રાહકનંબર યાદ હોય તો તે પણ લખવો. આ બાબતમાં ગફલત થવાથી લવાજમની રકમ ભળતા જ નામ પર જમા થઇ જાય એ બનવા જોગ છે અને તેમ થાય તે માટે આ ઑફિસ જવાબદાર નથી.

હિતેચ્છુ'ની ૨૫ પ્રતો ખરીદીને હેનો વિનામૂલ્ય પ્રચાર કરવા ઇચ્છતા મહાશયોને રૂ. ૧૨॥ ને બદલ રૂ. ૧૦) માં મળી શકશે

ગ્રાહક તરીકે કાયમ રહેવાની જે મહાશયોની ઇચ્છા ન હોય હેમને પણ આ ઑફિસને નાહકના વેલ્યુપેબલ ખર્ચમાં ઉતારવાથી કાંઇ લાભ નથી; માટે આ અંક પાછો મોકલી દેવો એ જ એમને માટે સૂજ્ઞતાઇ ભરેલું છે.

સઘળો પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો.—


૨૫૩ નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ. }
શકરાભાઇ મોતીલાલ શાહ.
મેનેજર 'જૈનહિતેચ્છુ'

# संक्षिप्त विषयानुक्रम.



# चित्र-परिचय.

આ અંકના મુખપૃષ્ઠ પરનું ચિત્ર ' હિતેચ્છુ ' માટે ખાસ બનાવવામાં આવ્યું છે. ' હિતેચ્છુ 'ના વિચારોની આજની અને ભવિષ્યની અસર બતાવવા અર્થે તે યોજાયું છે. નીતિ, ધર્મ, ફીલસુફી, સમાજ ઇત્યાદિ વિષયોને અંગે ' હિતેચ્છુ ' આજે જે વિચારો દર્શાવે છે તે માત્ર સામાન્ય ગણને જ નહિ પણ ઘણાખરા વિદ્વાન ગણાતા બન્ધુઓને પણ ' ભડકાવનાર ' લાગે છે, પરન્તુ જે વિચારો હેના માલીકની અન્દરની ' આગ 'ની માત્ર ' ચીણગારી 'ઓ રૂપે જ બહાર પડવાથી ભડકાવનારા લાગે છે તે વિચારો, જ્યારે તે પૂરેપૂરી આગના ' ભડકા 'નું સ્વરૂપ ધારણ કરશે ત્યારે તે ભડકવાને બદલે ઉલટા તે આગના ભડકાની આસપાસ ટોળે વિટાઇને તાપવા બેસશે અને એમાંથી ' ગરમી ' અને ' હુંફ ' મેળવવા ઉધુક્ત થશે.

આખી દુનિયાને આજે જે પરિસ્થિતિઓ વચ્ચે પસાર થવું પડયું છે તે પરિસ્થિતિઓ માત્ર દુનિયાની ભૂગોળને જ નહિ પરન્તુ

આના સમાજશાસ્ત્રને, ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષયક ભાવનાઓને તથા જીવનપ્રણાલિકાઓને પણ બદલી નાખશે, એ નિઃસંશય છે. જેઓ નિર્બળ ફીલસુફીઓને વળગી રહેશે તેઓનું અસ્તિત્વ ટકવા પામશે નહિ. જે જે પ્રજાઓ ટકવા માગતી હશે તેઓ પોતાના ધર્મો અને સમાજવ્યવસ્થા નવેસરથી રચશે. આચારના પાયા પર ચણાયલી ફિલોસોફીનો આધ્યાત્મિક ફીરકો—જેમનામાં કાંઇક ફેરફાર થવા લાગ્યો છે એવા 'ભાન'પૂર્વક યા તો 'ભાન' વગર—લડાયક જુસ્સામાં 'ધર્મ' જોવા લાગ્યો છે. ક્રિશ્ચિઆનીટી ભલે મુખેથી બોલ્યા કરે કે 'એક ગાલ ઉપર કોઇ તમાચો મારે તો બીજો ગાલ ધરવો', પરન્તુ આજે આખી દુનિયાની ક્રિશ્ચિયન પ્રજાઓ–રે ખુદ ક્રિશ્ચિયન ધર્મગુરૂઓએ પણ યુદ્ધમાં ઝીપલાવીને, હેમનો આત્મા વ્યવહારૂ ધર્મની કઇ વ્યાખ્યાને સ્વીકારે છે તે બતાવી આપ્યું છે. હિંદના બે મુખ્ય ધર્મો. હિંદુઇઝમ અને જૈનીઝમ: પૈકી પહેલામાં તો શ્રી કૃષ્ણની ગીતા 'વ્યવહારૂ ધર્મ'ના સાચા ઉપદેશ માટે પુરતી છે અને પ્રચંડ તત્ત્વજ્ઞાની તિલકે હમણાં હેના પર પ્રકાશ પાડતો ટીકાગ્રંથ બહાર પાડીને એવી તો ઉચ્ચ સમાજસેવા બજાવી છે કે, જહેના મુકાબલામાં હેમની રાજકીય સેવાઓ ઝાંખી પડે, અને જૈનીઝમમાં પણ એ જ આત્મા હોવા છતાં વચલા જમાનાના 'અતિ દયાળુ' ઉપદેશકોને લીધે હેણે નિર્બળ સ્વરૂપ ધારણ કર્યું હતું, જો કે જૈન શાસ્ત્રોના કેટલાક સિદ્ધાન્તો અને શબ્દોનાં ગૂઢ રહસ્યો શોધવાનો શ્રમ લેવામાં આવે તો એ બલવાન ધર્મનો પુનરુદ્ધાર ન થઇ શકે એમ નથી. દયા, દાન, ભક્તિ, પૂજા' બધું ઠીક છે, બધાની 'સમાજ' માટે જરૂર પણ છે; પરન્તુ એ સર્વમા છૂપાયલો 'Will to Power'નો આત્મા માનસશાસ્ત્રની મદદથી શોધીને સમાજ સમક્ષ રજુ કરવાનો અને બલવત્તર નિશ્ચયનયવડે નિર્બલ 'વ્યવહાર'નું ઉચ્ચીકરણ કરવાનો વખત હવે આવી પુગ્યો છે, એમ 'થોડા'ઓએ તો ચેતીને સમજવું જોઇએ છે. મનુષ્ય પ્રકૃતિ, માનસશાસ્ત્ર, સાયન્સ અને ઇતિહાસના અભ્યાસપૂર્વક વિચારનારને જણાશે કે, અધ્યાત્મપૂર્ણ જૈન ફીલસુફી વડે દુનિયાને વધારે પવિત્ર, વધારે બલવાન અને વધારે ગૌરવશાલી બનાવી શકાય તેમ છે. ધ્યાનમાં રહે કે, 'ગૌરવ' શબ્દમાં હું માત્ર શારીરિક જુસ્સાનો સમાવેશ નથી માનતો, પણ વીરતા, નિડરતા, સ્વાતંત્ર્યપ્રેમ, પોતાની આધ્યાત્મિક ખાનદાની

માટે ઉંચું માન, સર્જન શક્તિ, સહનશક્તિ,——એને એક જ શબ્દમાં કહું તો Will to Power—નો એમાં સમાવેશ થતો માનું છું. મહાવીર, જૈન, અરિહંત, તીર્થંકર ઇત્યાદિ જૈન શબ્દો જ એ ' Will to Power 'ની ભાવનાથી ભરપૂર છે. જૈનોના 'મ્હોટામાં મ્હોટા પુરૂષો,–તીર્થંકરો કર્મના હુમલાને સહન કરવામાં જ જબરા હતા એમ નથી, પરન્તુ જે કર્મો હજારો વર્ષ પછી હલ્લો લાવવાનાં હોય તે સર્વને હુમલાં જ અને એકી સાથે લ્હડી આવવાની 'ચૅલેન્જ' આપી એકી સાથે સર્વનો ચૂરો કરવામાં તેઓની બહાદુરીને લીધે જ—defensive નહિ પણ offensive યુદ્ધમાં ત્હેમની નિપુણતાને લીધે જ—તેઓ ' શ્રેષ્ઠ પુરૂષ ' મનાયા છે. આવા વીરતાભર્યા ધર્મના અનુયાયીઓને એકપક્ષી દયા, એકપક્ષી નમ્રતા, એકપક્ષી અહિંસા, એકપક્ષી સહનશીલતાને બદલે વીરતા શીખવવી ( કે જે વીરતામાંથી સ્વભાવતઃ દયા, નમ્રતા, અહિંસા અને સહનશીલતા જન્મવા પામે ) ' આ કામ આજે પહેલામાં પહેલી જરૂરીઆત ધરાવે છે. આ મહત્વાકાંક્ષાને કેટલાકો ઘેલછા, કેટલાકો ઉદ્ધતાઇ અને કેટલાકો અધર્મ ઠરાવશે અને ચમકી–ભડકી–હોહા કરી મૂકશે, એ મ્હારા સ્હમજવા બહાર નથી; પરન્તુ ભવિષ્યનો મ્હને ભરોસો છે. મ્હને કોઇ બાબત દુઃખ આપનારી હોય તો તે એ જ કે, આ મહાભારત કાર્ય માટે જોઇતું શરીરબળ, સમય અને અર્થબલ ધરાવવાને હું ભાગ્યશાળી નથી. સઘળાં શાસ્ત્રોને તપાસવાં, માનસશાસ્ત્ર-સાયન્સ-ઇતિહાસ આદિની ' કસોટી 'ઓથી એમને કસવાં, દરેક ગુણ–દરેક–'લાગણી'–દરેક ભાવનાનું પ્રથક્કરણ કરવું અને ત્યાર બાદ નૂતન વ્યવહાર અને નૂતન ફીલસુફી રચવી . આહ કેવું મહાભારત, કેવું ગંભીર, કેવું ભયંકર તે કાર્ય છે ! જે ભવિષ્યના ' વિચારકો 'થી એ કાર્ય અદા થશે ત્હેમને મ્હારા પ્રણામ હો ' એમની પ્રસ્તાવના માત્ર, એમનો માર્ગ સાફ કરનાર માત્ર, હું બની શકું તોય હું પોતાને ભાગ્યશાળી માનું.

## ચિત્ર ૪ થું.

આ અંકના પુઠાના ચોથા પૃષ્ઠ પરનું ચિત્ર લૌકિક સૃષ્ટિ અને લોકોત્તર સૃષ્ટિ, અથવા સામાન્ય દુનિયા અને ' જૈન 'ની દુનિયા વચ્ચેનો તફાવત બતાવવા માટે યોજાયલું છે. ડિઝાઇન મ્હેં યોજેલું છે, પરંતુ તે નવા નીકળવાના ' જૈન સંસાર ' નામક હિંદી

આસિક પત્ર માટે તૈયાર કરવામાં આવ્યું છે, જે પત્રના સંપાદકે કૃપયા તે ચિત્ર આ અંકમાં મૂકવા પરવાનગી આપી છે.

ચિત્ર ભાવપૂર્ણ અને બળદાયક છે. નીચે પૃથ્વીનો ગોળો બતાવ્યો છે, જેમાં ૭ પ્રકારના મનુષ્યો વસતા બતાવ્યા છે. ગોળામાં સૌથી ઉપરનાં બે ચિત્રો પૈકીનું જમણા હાથ તરફનું ચિત્ર આલસ્ય સૂચવે છે. પડ્યાપડ્યા બગાસાં ખાવાં એ સ્વભાવનાં ઘણાં માણસો દુનિયામાં છે. એથી કાંઇક સારા—કાંઇક ઉત્ક્રાન્ત—માણસનું ચિત્ર એની નીચે આપેલું છે, જે ઝાડની ડાળી કાપવાનો 'ઉદ્યમ' કરતા માણસનું છે. તે ઉદ્યમ કરવા જેટલો ડાહ્યો થયો છે, પણ બેસવાની જ ડાળી કાપવા રૂપી ઉદ્યમ સેવે છે અર્થાત્ હેનો ઉદ્યમ બુદ્ધિવગરનો છે. તેથી આગળના ચિત્રમાંના મનુષ્યમાં બુદ્ધિ કાંઇક આવેલી છે, પણ તે ગુલામી શિખવા પુરતી જ. ચોથા ચિત્રમાં ગુલામીથી શ્રીમંત બનેલો મનુષ્ય કાચમાં બેઠાબેઠા આયનામાં મ્હોં જોયા કરે છે અને મૂછો મરોડતો મનમા મલકાયાં કરે છે, પાંચમા ચિત્રમા લક્ષ્મી, જમીન કે સુંદરીની પ્રાપ્તિ માટે લડી મરતા બે સુભટો બતાવ્યા છે, જેઓમાં બળ છે ખરૂં, પણ બળ વાપરવાના ન્હેમના આશય અને માર્ગ 'ક્ષુદ્ર' છે. એથી આગળ મથાળાના ડાબા હાથ તરફના ચિત્રમાં, વિદ્વાનનું ચિત્ર છે, કે જે વિદ્વાન પુરાણાં શાસ્ત્રો અને હાલના ગ્રંથો પૈકી કોને સત્ય માનવાં એ બાબતની શંકામાં પડેલો છે, પરન્તુ જે પોતાનો નિશ્ચય પોતે બાંધી શકે એવું સત્ત્વ ધરાવતો નથી. સામાન્ય દુનિયા આ ૭ પ્રકારનાં મનુષ્યોથી ભરેલી છે. પણ લોકોત્તર મનુષ્ય અથવા 'જૈન' એ દુનિયાથી જૂદી જ દુનિયામાં વસે છે, એની દુનિયાને હદ નથી. ગરૂડ પર સવાર થઇને અને પોતાના પાળેલા સિંહને ખોળામાં રાખીને તે સામાન્ય દુનિયાથી ઉંચે—જોનારને ચક્કર આવે એટલે ઉંચે—પડે તો ટુકડો પણ હાથ ન લાગે એટલે ઉંચે વિહાર કરે છે. ત્હેની તીવ્ર અને દૂરદર્શી આંખો, રૂઆબદાર અને ભવ્ય ચહેરો, મજબૂત બાહુ, વિશાળ છાતી, અને મસ્તકની આસપાસના સૂક્ષ્મ ભામંડલ ( Halo of light )માંથી ઝરતાં 'બળ'નાં સૂક્ષ્મ કિરણો: એ સર્વ સાક્ષી પૂરે છે કે તે એક 'વિજેતા' છે–'જૈન' છે. બુદ્ધિ રૂપી ગરૂડ કે જે ત્હેનું તાબેદાર વાહન છે ત્હેના ઉપર સવાર થઇ તે યથેચ્છ વિહાર કરે છે. શૌર્ય રૂપી સિંહ ત્હેનો પાળેલો શીકારી કૂતરો છે, કે જે ત્હેના

માલેકની ઇચ્છા સિવાય કાંઇ જ કરી શકતો નથી, પણ જહેનો ઉપયોગ કરવાની હેના માલેકની ઇચ્છા થતાં અમે સેવા ભાવનો પણ શીકાર કરવામાં તે એકકો છે. નીચેની દુનિયાના લોકો સિંહથી ડરે છે અને ડરને લીધે તેઓ સિંહની ફાડી ખાવાની વૃત્તિને પાપરૂપ માને છે; અને એ વૃત્તિને મારી નાખવામાં ધર્મ માને છે; જ્યારે જુદી જ દુનિયામાં વસતો 'જૈન'— તે 'લોકોત્તર:' પુરૂષ કોઇ વૃત્તિને કે કોઇ ચીજને 'સારી' એ નથી માનતો અને કોઇને 'ખોટી' એ નથી માનતો અને વૃત્તિઓને મારી નાખવામાં નહિ પણ જીવતી રાખી પોતાની તાબેદાર બનાવવામાં ગૌરવ માને છે, અને તે તાબેદારો પાસે પોતાના મહાન આશયોની સફલતાને લગતાં દરેક કામ કરાવે છે. આ 'જૈન'ની દુનિયા જેમ જુદી છે, તેમ હેનાં અને 'લોકો'નાં દૃષ્ટિબિંદુઓ પણ તદન ભિન્ન છે. હેનો માર્ગ એકાકી, ભયંકર અને સહાયની સગવડ વગરનો છે, પરન્તુ એ તત્વો જ હેના પથિકને 'આનંદ' આપનારાં છે. એની મુંઝવણો કોઠાયુદ્ધમાં જોડાયલા અભિમન્યુની મુંઝવણ માફક, એવા પ્રકારની હોય છે કે જે કોઇને કહી શકાય નહિ, શબ્દમાં મૂકી શકાય નહિ, અને કદાચ મૂકી શકાય તો દુનિયાથી તે સ્હમજી શકાય નહિ; તેથી એને દીલાસો કે સહાય કોઇ આપી પણ શકે નહિ; અને તે છતા હેનું મુખારવિંદ, ચિત્રમાં જણાવ્યા પ્રમાણે, આનંદથી છલકાતું છે. બુદ્ધિ અને શૌર્ય કોને આનંદિત નથી કરતાં?

પવિત્ર અને પુરાણી ખ્યાતિવાળા આર્યાવર્ત્ત! તું ફરીથી 'જૈનો' વડે ક્યારે વસાશે? પ્રમાદ, અજ્ઞાન, દાસત્વ, સુખશીળીઆપણું, હલકા શોખ ખાતર લડી મરવાની વૃત્તિ અને શંકાશીલ વિદ્વત્તાને ઝાડુ મારી બુદ્ધિ અને શૌર્યથી ભરપૂર તાજા આત્માઓને તું ક્યારે જન્મ આપશે?

### ચિત્ર ૨ જું.

પહેલા નંબરના ચિત્રની પાછળનુ આ ચિત્ર પણ મ્હેં યોજ્યું હતું, જો કે તે 'જૈનહિતૈષી' નામક ઉચ્ચ શ્રેણિના હિંદી પત્ર માટે યોજ્યું હતું. આ ચિત્રનો ખુલાસો આજના અંકના "જૈનોની હાલની સ્થિતિનું ચિત્ર" એ મથાળાના લેખમાં વાંચવામાં આવશે. એ ચિત્રમાં મથાળાની જગા કોરી છે, તેમ જ નીચે જમણા હાથ તરફની જગા પણ કોરી છે. મથાળાની કોરી જગા આજના

અભ્યાસી મુનિઓ પૂર્વના જૈન સમાજના ચિત્ર વડે ભરે એમહું ઇચ્છુછું; અને નીચેની કોરી જગ્યા ભવિષ્યના જૈનો તે વખતની જૈન સમાજની સ્થિતિના ચિત્રવડે ભરે એમ આશા રાખું છું; આખું ચિત્ર તૈયાર થશે ત્હારે તે જોનારાઓ વીસમી સદીના જૈનો માટે શું કહેશે? શું ધારશે?

## ચિત્ર ૩ જું.

એક 'શ્રેષ્ઠ પુરૂષ'—Superman—સઘળી 'લાગણીઓ'થી પર હોય છે તે બતાવનારૂં આ ચિત્ર છે. ભલી કે ભૂંડી કોઇ પણ જાતની લાગણી (emotion) ત્હેને અસર કરી શકતી નથી. શ્રી મહાવીરને કામ પ્રેરવા દેવે મોકલેલી લલનાઓના હાવભાવ, નૃત્ય, પ્રાર્થનાઓ ઇત્યાદિ સર્વ ઓજારો નકામાં જાય છે. આત્મરમણતા વાળો એ પ્રતાપી પુરૂષ પોતાના આનંદ માટે પોતાની ખાસ વાટિકાઓ ઉત્પન્ન કરી શકે છે અને ઐમા એકલો જ ખેલી શકે છે, જે ખેલવાની ક્રિયાને લોકોએ 'ધ્યાન' એવું નામ આપ્યું છે.

## શરૂઆતના બે બોલ.

મોડું થયું છે—ઘણું મોડું થયું છે. સંખ્યાબંધ વાચકો તરફથી 'અંક ક્યારે મળશે?' એવો પ્રશ્ન રૂબરૂમાં તેમજ પોષ્ટ દ્વારા લગભગ દરરોજ કરવામાં આવે છે. જવાબમાં એટલું જ કહી શકું કે, આળસ કે બેદરકારી જેવા કોઇ કારણથી નહિ, પણ 'હિતેચ્છુનું' જે ઉંચું 'ધોરણ' કલ્પ્યું છે તે ધોરણને લાયકની કલ્પનાઓ, ભાવનાઓ અને વિવેચનો 'ઉત્પન્ન કરવા' જેટલી ( એ જાતની 'સૃષ્ટિ' રચવા જેટલી ) 'શક્તિ' ફુરજદ મળવાની મ્હારે રાહ જોવી પડી છે, એ જ કારણથી મ્હારા વાચકોને આટલો લાંબો વખત રાહ

જોતા રાખવા પડ્યા છે. જે શક્તિથી સંતાન અથવા મનુષ્યસૃષ્ટિ ઉત્પન્ન થઇ શકે છે તે જ શક્તિથી ભાવના સૃષ્ટિ ઉત્પન્ન થઇ શકે છે,—માત્ર દિશાઓ જૂદી છે. લાંબા વખતથી ચાલ્યા કરતી શારીરિક અશક્તિ, ભાવનાઓની સફલતા માટે કરાતી હીલચાલોને જોઇતું દ્રવ્ય રળવા પાછળ થતી રોકાણુ, અને કેટલીક વખત શક્તિના ભંડોળને વધારવા ખાતર સમર્થ વિચારકોના શબ્દો વાંચવા–વિચારવામાં દિવસોના દિવસો સુધી લાગતી તલ્લીનતા: આ સબબોને લીધે 'હિતેચ્છુ' માટે નિયમિત રીતે લખાણુ લખવાનું ન બને તો એ માટે હું દીલગીર થાઉં નહિ કે ક્ષમા પણ યાચું નહિ. લોકોને જેમ પારકા પુત્ર વડે પુત્રવંતા થવું ગમતું નથી, તેમ મ્હને પારકા વિચારો અને લેખો વડે અંક બહાર પાડી 'કર્તા' થવાનો ખ્યાલ ગમતો નથી,—અને ખાસ કરીને 'નિયમિત કર્તા' થવાનો ખ્યાલ ! ઉભરાઇ જતી શક્તિ પોતે જ જ્યહારે 'એક'માંથી અનેક થવાની—'સૃષ્ટિ' રચવાની–'લખવા'–'બોલવા'ની પ્રેરણા કરે, ત્યહારે જ લખવું–બોલવું; એ પ્રેરણાનો સમય એ જ ખરો 'ઋતુકાળ' છે—'સૃષ્ટિ' 'રચવા'નો અનુકૂળ સમય છે: એમ મ્હારૂં માનવું છે.

આ કાંઇ રમુજી 'અલંકાર' નથી, પણ કુદરતનું સત્ય છે. સર્જન શક્તિ સેંકડો ભિન્ન ભિન્ન રૂપમાં દેખા દે છે. ભાષણકર્તાના બોલવામાં, લેખકના લખવામા, ધ્યાનારૂઢ પુરૂષની વિચારણામા, શિલ્પીના ટાંકણામાં: સર્વમાં સર્જન શક્તિ જ કામ કરી રહી છે. મનુષ્યની અંદર રહેલી સર્જન શક્તિ આ સર્વ કાર્યો દ્વારા બહાર નીકળે છે. કાર્ય કરવાની તીવ્ર ઉત્કંઠા અને જુસ્સો એ કાંઇ સ્થૂલ શરીરના ગુણો નથી, પણ આત્માના ગુણો છે.

'સૃષ્ટિ રચ' એવો અવાજ અંતરના ભોંયરામાંથી જ્યહા સુધી નીકળે નહિ, સર્જવાની 'તાલાવેલી' અને 'ઝણઝણી' અને 'મસ્તી' જ્યહાં સુધી 'પ્રકટ' થાય નહિ ત્યહાં સુધી ભગવતી લેખિની કે ભગવતી ભામિનીનો સ્પર્શ કરવાનું જેઓ મોકુફ ન રાખી શકે તેઓ તે દેવીઓના દ્રોહી અને વાસનાઓના દાસ છે. જનસંખ્યા કે પુસ્તક સંખ્યા દુનિયામાં થોડી નથી; ઉભરાતી શક્તિના અવાજનો જવાબ વાળવા રૂપે થતી ક્રિયાના પરિણામે એક સંતાન કે એક પુસ્તક ઉત્પન્ન થવા પામે તો તે ભલે થાય; બાકી તો પુસ્તકો અને સંતાનોની સંખ્યા વધવાથી દુનિયાને લાભ નથી. મોડું લખાય કે થોડું લખાય તેથી

દુનિયાને નુકશાન થોડું જ છે; શક્તિ પ્રેરનારો—શક્તિ ગાનારો—શક્તિ ઓળખનારો—શક્તિ પૂજનારો એક શબ્દ પણ કહેનારથી આજની દુનિયાને મળશે ત્હેનું જીવન સફળ છે. જીંદગીના સરવાળે જાગતી શક્તિ ત્હેને શુભ નાદથી કહેશે :

મ્હેં ત્હને સરજ્યો : ત્હેં મ્હને ઓળખી.
મ્હેં ત્હને શણગાર્યો : ત્હેં મને ગાઇ;
મ્હેં ત્હને બળ દીધું : ત્હેં સૃષ્ટિઓ રચી,
હું ત્હારી જનેતા, પણ, તાત ! તુંએ મ્હારો 'ઇશ્વર' !

( ૨ )

ડિસેમ્બરનો અંક લખી રહ્યા પછી આજ સુધી આ અંક લખાતો જ રહ્યો છે. જૂદાજૂદા લેખો જૂદેજૂદે પ્રસંગે અને જૂદી-જૂદી જગાએ લખવામાં આવ્યા છે, અને જેમ જેમ લેખ લખાતા ગયા તેમ તેમ છપાતા ગયા હતા.

'જૈનોની સ્થિતિનું ચિત્ર' શીર્ષક પહેલો લેખ આ પત્રમાં છપાવા અગાઉ 'જૈનહિતૈષી' નામના હિંદી માસિક પત્રમાં બે ટુકડે છપાયો હતો. આ પત્રનો ડિસેમ્બરનો અંક કે જે જાન્યુઆરીમાં પ્રગટ થયો હતો ત્હેમાં એ લેખનો એક ભાગ છપાઇ ચૂક્યો છે અને આ ચાલુ અંકમાં તે લેખ સમાપ્ત કરવામાં આવ્યો છે. એ લેખને લગતું ચિત્ર પણ પુઠાની બીજી બાજુપર આપેલું જોવામાં આવશે. આ લેખ પ્રથમ 'હિતૈષી'માં પ્રગટ થયો ત્યારથી દિગમ્બર જૈન સમાજમાં ભારે ખળભળાટ થયો છે, કે જે હજુ ચાલુ છે અને થોડા જ અરસામાં સમગ્ર જૈન સમાજ એ ખળભળાટની બાથમાં આવી જશે એવું મ્હારૂં અનુમાન છે. એ ખળભળાટની આગમાંથી જૈન ફીનીક્ષ નવા બલવાન દેહ સાથે ફરી ઉઠો એ મ્હારી હાર્દિક પ્રાર્થના છે.

બીજો લેખ 'નગ્ન સત્ય', મહાવીર જયન્તી ઇંદોર ખાતે પહેલ-વહેલી ઉજવવા માટે મુસાફરી કરતા રસ્તામાં લખાયો હતો. જે 'મિશન' માટે મુસાફરી થતી હતી તે મિશનના નાયકનો આત્મા મ્હારા શરીરની રગેરગમાં તે વખતે રમી રહ્યો હતો. રાજનગરીમાં ચતુર્વિધ સંઘ વચ્ચે ઉપદેશ દેતા મહાવીરને નહિ, પણ પહાડો, ખીણો તથા મેદાનોમાં ધ્યાનમસ્ત મહાવીરને મ્હારી આંખો ચાલતી ટ્રેને ઢુંઢતી; અને એ કલ્પનાથી મસ્ત થયેલી બુદ્ધિએ આ અંકમાંના

'નગ્ન સત્ય'ને— યુવતી જેમ નગ્ન બાળકને જન્મ આપે છે તેમ— જન્મ આપ્યો. આખી દુનિયા ભલે તે બાળક'ને કદરૂપું કે કઠોર કહે, જનેતાને મન પોતાના બાળક જેવું સુંદર બાળક બીજી કોઇ માતા જણતી જ નથી !

ત્રીજો લેખ આરોગ્યશાસ્ત્રને લગતાં સત્યો સ્હમજાવનારો છે, તે હજી ચાલુ રહેવાનો છે.

ચોથો લેખ 'અમૃતલાલ શેઠનું અઠવાડીઉં' હિતેચ્છુના અંકમાં શરૂ થયો હતો અને આ અંકમાં પણ—સેંકડો વાચકોની તે તાર્કિક પુરો કરવાની આગ્રહયુક્ત માગણી છતાં—સ્થળસંકોચને લીધે અપૂર્ણ રાખવો પડયો છે. આ અંકમાંના તે કથાના ભાગમાં એક આદર્શ ઔષધાલય અને આદર્શ ચિકિત્સકનું સ્વરૂપ આળેખવા પુરતું જ કામ બજાવવામાં આવ્યું છે. આદર્શ શ્રીમન્ત અમૃતલાલ પોતાની જીંદગીના બાકીના દિવસો કેવા ઉપયોગી માર્ગે ગુજારે છે છે તે તથા આદર્શ કન્યા લીલાવતી કોને અને કેવી રીતે પરણે છે, તે હવે પછીના અંકમાં વાચવામાં આવશે. હું જાણીને ખુશી થયો છું કે ઘણા ધનવાનો આ લેખથી હિતેચ્છુ તરફ આકર્ષાયા છે અને કેટલાકોએ તો એ કથા પુરી થયેથી એક પુસ્તક રૂપમાં ત્હેની હજારો પ્રતો છપાવી પોતાના ખર્ચે ત્હેનો પ્રચાર કરવાની ઇચ્છા જણાવી છે.

'સમયની ઉદ્‌ઘોષણા' શીર્ષક ઉર્દૂ કાવ્ય 'ઉછીનું' છે, પણ ત્હેના ઉપર વિસ્તૃત ટીકા મ્હેં કીધી છે. આ વિચારોનો પવન આ દેશમાં ફેલાવાની બહુ જરૂર છે.

'વિધવાવિવાહ વિચાર' એ મથાળાના લેખમાં એ વિષયની તરફણ તેમજ વિરૂદ્ધમાં હમણાહમણામાં બહાર પડેલા લેખોનો સાર અને તે ઉપર મ્હારી આલોચના છે. આ વિષય પર પુષ્કળ ઉહાપોહ થવાની જરૂર છે અને જેમ તે વધારે ચર્ચાશે તેમ સમાજને વધારે લાભ છે. આ વિષયની ચર્ચાને અંગે ધર્મ, નીતિ, સમાજ, તત્વજ્ઞાન આદિ પણ વિષયોની ચર્ચા થાય છે.

" સ્વીકાર અને અવલોકન " શીર્ષક લેખ પરત્વે કાંઇ કહેવાની જરૂર નથી. જે લેખકોને મ્હારૂં 'રિવ્યુ' અપ્રિય લાગે તેઓએ કૃપા કરી હવે પછી અવલોકનાર્થે પુસ્તક મોકલવાનો શ્રમ સેવવો નહિ. મ્હને પણ એ thankless task માં કિંમતી વખત અને શક્તિનો વ્યય થતો અટકવાથી લાભ જ થશે.

" સમયના પ્રવાહમાં " એ લેખ ચાલુ ચર્ચાનો છે. છેલ્લા સાત માસ દરમ્યાન પ્રગટ થવા પામેલા લગભગ તમામ જૈન સામયિક પત્રોના તમામ અંકો તેમજ બીજાં કેટલાંક જાહેર પત્રોના અંકો વાંચ્યા પછી એ લેખ લખાયો છે. એ લેખ લખવામાં સમયનો અને શક્તિનો પુષ્કળ વ્યય કરવો પડયો છે, પણ ચાલુ બનાવોની ચર્ચા દ્વારા તત્ત્વજ્ઞાન અને સમાજશાસ્ત્રને લગતા ઉંચા સિદ્ધાન્તો સમાજના મગજમાં ઘુસાડવાના પ્રયત્નને અંગે અપાતો હરકોઇ ભોગ સફળ જ છે. આ વિષય લખવામાં હું ઘણે સ્થળે સખ્ત,-રે નિર્દય પણ બન્યો દેખાઇશ. કેટલાકોને તો ભાષાના અલંકાર પણ અપમાન રૂપ લાગશે. પણ એ બાબતમાં હું નથી ક્ષમા માંગી શકું તેમ, કે નથી એમના ગુસ્સાથી ગુસ્સે થાઉં તેમ. હા, એટલું તો પ્રમાણિકપણે કહી શકું કે, જે સમાજ માટે મ્હારૂં હૃદય બળે છે તે સમાજના હિત ખાતર તે સમાજની જોખમદાર વ્યક્તિઓ તરફ 'પ્રશસ્ત' નિર્દયતા વાપરવી એ મ્હારી 'ધર્મ'ની વ્યાખ્યાથી બહાર નથી, બલ્કે એ જ ઉચ્ચ કોટિની 'દયા' છે. શ્વેતામ્બર-દિગમ્બરના ઝગડાપરની 'નોધ,' લાલા લજપતરાયના જૈન ધર્મ પરના હુમલાર્થી ઉદ્ભવતા વિચારો, 'પાટણની પ્રભુતા' પુસ્તકમાં રહેલુ જૈનોએ હમણાં જોયું છે તે કરતા જુદી જ જાતનું તત્ત્વ, દશમી શ્વેતામ્બર કૉન્ફરન્સનું અવલોકન ઇત્યાદિ 'નોંધો' તરફ વાચકનું ખાસ લક્ષ ખેચવુ અયોગ્ય નહિ ગણાય.

કવિવર ટાગોરની 'ગીતાંજલી'ના એક સુંદર કાવ્યનુ અનુકરણ 'પુરુષાર્થ અને પ્રાર્થના'માં કરવામાં આવ્યું છે, જે ઉંચા વિચારોથી રસબોળ છે

'જૈનયાત્રાનું દિગ્દર્શન' એ મથાળાનો લાંબો લેખ, જૈન શાસ્ત્રોના અભ્યાસી તરીકે પ્રસિદ્ધ પુરુષો એ ધર્મ અને એ ધર્મના શાસ્ત્રો સમ્બન્ધમાં શું કહી શકે છે તે દુનિયાને જાણવા મળે, એ હેતુથી દાખલ કરવામાં આવ્યો છે. આ લેખમાં ઘણી એવી બાબતો છે કે જે ઉપર મ્હારે બોલવું જ જોઇએ; પરન્તુ લેખ સમાપ્ત થવા પહેલા ટીકા કરવી એ શિષ્ટાચારથી વિરુદ્ધ છે. સામાન્યગણને આ લેખમાંથી હેમની ભક્તિની ભાવનાને પોષક એવી ઘણી બાબતો મળશે.

( ૩ )

વિષયોને છોડી હવે જરા પ્રકાશક તરફનો થોડો ખુલાસો કરવાની રજા લઇશ. અગાઉ અનેક વખત કહેવામાં આવ્યું છે તેમ, 'હિતેચ્છુ' કોઇ અમુક ટોળકી કે અમુક સંસ્થાનું મુખપત્ર નથી અને નિયમિત

રીતે અમુક તારીખે જ બહાર પડશે એવી કબુલાત આપતું નથી; તે જેમ એક 'ધંધા' તરીકે પ્રગટ થતું નથી તેમ પરોપકાર બુદ્ધિથી પણ પ્રગટ થતું નથી, પણ 'શોખ' ખાતર પ્રગટ થાય છે અને તેથી જ પોષ્ટ ખર્ચ સહિત માત્ર આઠ આનામાં વર્ષે ઓછામાં ઓછા ૪૦૦ પૃષ્ઠો આપવાનું કામ હેનાથી ઉમંગથી થાય છે. આ એક જ અંકમાં ૨૭૫ પૃષ્ઠ આપવામાં આવ્યાં છે ( અને તે પણ નક્કર વાચનથી ભરેલાં ) અર્થાત્ ૭૫ પૃષ્ઠ વધારે આપવામાં આવ્યા છે અને ઉપરથી વળી ચાર ભાવપૂર્ણ ચિત્રો પાછળ લગભગ રૂ. ૧૦૦ નું ખર્ચ કરવામાં આવ્યું છે. વધારાનાં પૃષ્ઠો આપવામાં પણ સુમારે રૂ. ૨૦૦ નું ખર્ચ કરવામાં આવ્યું છે. મતલબ કે બે અંકની ૨૦૦ પૃષ્ઠને અંગે જે ખર્ચ કરવું જોઈએ તે ઉપરાંત રૂ. ૩૦૦ વધારે ખર્ચીને આ અંક બહાર પાડયો છે. એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે, ૪૦૦૦ પ્રત પ્રગટ થાય છે, હેમાં જાહેર સંસ્થાઓ વગેરેને અપાતી વિનામૂલ્ય પ્રતો બાદ કરતાં, વધારેમાં વધારે માત્ર ૨૫૦૦ પ્રતોનું જ મૂલ્ય વસુલ થાય છે. આવું કાંઈ યાદ કરાવવું પડે તે મ્હને પોતાને ગમતું નથી, પણ અંક મોડો થતાં જ્યારે કેટલાકો નિર્માલ્ય આઠ આનાની વાત યાદ કરાવે છે તેથી આ લખવું પડે છે, એટલા માટે કે તેઓ જાણતા પામે કે હેમના આઠ આના માટે બાર કે ચૌદ આનાનું ખર્ચ કરવું પડે છે અને અમૂલ્ય સમય અને શ્રમનો વ્યય તો જૂદો જ! જેઓ 'હિતેચ્છુ' ને આઠ આનાનું 'સાટું' કે 'સોદો' ગણતા હોય હેમણે તે મંગાવવા બંધ કરવું એ જ હેમના તથા આ લેખકના હિત માટે ઠીક છે; કારણ કે તેવાઓને આ પત્રના લેખો કાંઈ મજા નહિ આપી શકે

સંતોષનો વિષય છે કે, 'હિતેચ્છુ' પ્રતિદિન તમામ ફીરકા અને કોમોના બુદ્ધિશાળી જનોમાં આદર પામતું જાય છે. લીસ્ટ પર આજે જૂદીજૂદી કોમના ૧૦૦ અમલદારોનાં નામ છે; દિગમ્બર-શ્વેતામ્બર મૂર્તિપૂજક પંથના અનુયાયીઓ પૈકી લગભગ ૧૫૦૦ આ પત્રના ગ્રાહક છે, વૈષ્ણવ-પારસી કબીરપંથી-મુસલમાન-આર્ય-સમાજી વગેરે પૈકી પણ સુમારે ૩૦૦ ગ્રાહકો છે. જો તન્દુરસ્તી યારી આપે અને વ્યાપારની જંજાળથી તદ્દન મુક્ત રહી આ કામ પર સઘળું લક્ષ આપવાનું બની શકે તો 'હિતેચ્છુ'નો ઘણો બહોળો પ્રચાર થઈ શકે, પરન્તુ જે કાંઈ થાય છે તે સારા માટે જ થાય છે; વર્તમાનથી નાખુશ રહેવું ડહાપણભર્યું નથી.

વા. મો. શાહ.

અત્યાર સુધીમાં બહાર નહીં પડેલા અને દરેકે દરેક ગૃહસ્થોએ અને ભંડારોના વ્યવસ્થાપકોએ સંઘરી રાખવા લાયક.

શ્રી ઉદયપ્રભદેવસૂરિ કૃત

# શ્રી આરંભસિધિ સટીક.

[ જૈન જ્યોતિષનો અપૂર્વ ગ્રંથ ]

આ ગ્રંથના કર્તા ઉદયપ્રભદેવસૂરિ વસ્તુપાળ મંત્રીના સમયમાં થયેલા છે. તે સમયમા જ્યોતિષના વિષયમાં ભિન્ન ભિન્ન ગ્રંથો હોવાથી હરકોઈ એક વિષયના મૂહુર્તાદિક જોવા માટે વિદ્વાનોને અનેક ગ્રન્થો જોવા જાણવાની અપેક્ષા રહેતી હતી. તે જોઈને ઉક્ત સૂરીશ્વરે જિજ્ઞાસુઓના ઉપકારને માટે " सर्वं पदं हस्तिपदे निमग्नं " એ ન્યાય પ્રમાણે સર્વ વિષયોનો સંગ્રહ આ એકજ ગ્રન્થમાં કર્યો છે. એટલે કે આ ગ્રન્થમાં-તિથિ ૧, વાર ૨, નક્ષત્ર ૩, યોગ ૪, રાશિ ૫, ગોચર ૬, કાર્ય ૭, ગમન ( પ્રયાણ ) ૮, વાસ્તુ ૯, વિવાહ ૧૦ અને મિશ્ર ૧૧ આ અગ્યાર દ્વાર [વિષયો] લીધા છે. દરેક વિષય સાંગોપાંગ કહેલા હોવાથી કોઇપણ વિષય માટે ગ્રન્થાન્તરના અવલોકનની જરૂર રહેતી નથી.

આ ગ્રન્થ ઉપર વાચનાચાર્ય શ્રીહેમહંસ ગણિએ ટીકા કરેલી છે. તેમાં મૂળ ગ્રન્થનું સ્પષ્ટ સ્પષ્ટીકરણ કરવા ઉપરાંત તે તે સ્થળે સ્વમત તથા અન્ય મતના પ્રાચીન જ્યોતિષ ગ્રન્થોની સાક્ષી આપી દરેક વિષયો સુદ્રઢ કર્યા છે. તેમજ મૂળ ગ્રન્થની અપૂર્ણતા પણ સ્વપર ગ્રન્થોના પાઠો લખીને પૂર્ણ કરી છે. અર્થાત આ એકજ ગ્રન્થ ઐહિક તથા પારલૌકિક સર્વ શુભ કાર્યો માટે અતિ ઉપયોગી છે. તેથી અમોએ આ ગ્રન્થ છપાવી પ્રગટ કરવાનું ઉચિત ધાર્યું છે

આ ગ્રન્થ છપાઇને પર્યુષણ સુધીમા પ્રસિદ્ધ થશે, તેથી આગળથી ગ્રાહક થનારે પોતાનું નામ ઠેકાણું વિગેરે રીતસર ભરીને અમારા પર મોકલવું. અગાઉના ગ્રાહકની સંખ્યા જેટલીજ નકલો છપાવવામાં આવે છે. આવા ગ્રન્થો વારંવાર છપાના નથી, તથા તેની નકલો પણ કાવ્ય ચરિત્રાદિકની જેમ વધારે છપાતી નથી, તેથી જિજ્ઞાસુઓએ પ્રથમથીજ ગ્રાહક થવું શ્રેષ્ઠ છે. આ ગ્રન્થ

લગભગ ૩૦ ફારમનો થશે તેમાં સ્પષ્ટતાને માટે તે તે સ્થળે મૂળ ગ્રન્થમાં લખેલાં યંત્રો પણ લેવામાં આવ્યા છે.

આગળથી ગ્રાહક થનારને આ ગ્રન્થ રૂ. ૩॥ પાછળથી રૂ. ૫ ની કીંમતે મળશે. પોષ્ટ ખર્ચ ભિન્ન સમજવું વધારે ખુલાસા માટે નીચેને સિરનામે પત્ર વ્યવહાર કરવો. ઇતિશમ્.

પુસ્તકો મળવાનું ઠેકાણું:—
શાહ પુરૂષોત્તમદાસ ગીગાભાઈ,
અધિપતિ જૈન શાસન-ભાવનગર.

---

રાજા મહારાજાઓના ઇતિહાસોની હકીકતથી ભરપૂર
અતિ ઉત્તમ સાહસના અપૂર્વ નમુનારૂપ

## ટૉડ રાજસ્થાન.

ઇતિહાસોને સંશોધી ભારતવર્ષના દેશી રાજ્યોના રજપુતોના વૃતાંતો ઉપર અજવાળું પાડનાર ટૉડ સાહેબનું અતિ માનવંતુ પુસ્તક મોટું સાહસ કરીને પ્રકટ કરવાની પહેલ અમારી સૌથી પ્રથમની છે. ટૉડ રાજસ્થાનમાંથી અનેક વસ્તુઓ જાણવાની મળે છે આ પુસ્તકના નામથી કોઇપણ સુશિક્ષિત અજાણ્યો નથી તેથી તેનુ વિશેષ શું વિવેચન કરવુ ? તેની મુળ કીંમત રૂ. ૧૦-૦-૦ રાખવામા આવી હતી છતા પર્યુષણ અને ચાતુર્માસ જેવા પ્રસંગોને અનુસરીને માત્ર રૂ ૬-૦-૦ ઘટાડેલી કિંમત રાખી છે સુન્દર પાકુ સોનેરી બાઈન્ડીંગ ઉંચી છપાઈ અને સરસ કાગળો ખરેખર આકર્ષક છે. દરેક લાયબ્રેરીના આભૂષણરૂપ છે. ઉપરનું પુસ્તક ખરીદનારને નીચેના પુસ્તકો ભેટ આપવામા આવશે.

જૈન શુભેચ્છક આલ્બમ જેમાં સાધુ અને શ્રીમંત પુરૂષોના ૩૪ ફોટાઓ છે. કીં. રૂ. ૧-૦-૦, કોન્ફરન્સનો ભોમીયો જેના અંદર કોન્ફરન્સોના રિપોર્ટો છે. કી. રૂ. ૧-૦-૦, દ્રવ્યગુણપર્યાયનો રાસ અર્થસહિત કીં. રૂ. ૧-૪-૦, વ્યાખ્યાન સંગ્રહ કીં. રૂ.૧-૪-૦, લવંગલતા કીં. રૂ.૦-૪-૦, કુસુમકુમારી રૂ. ૦-૪-૦, જયા રૂ. ૦-૬-૦, આઈન-ઈ-અકબરી રૂ. ૦ ૮-૦, અને નીતિ દર્પણ રૂ. ૦-૪-૦.

ઉપરનાં પુસ્તકોની બક્ષીસો ઓર્ડર સાથેજ મોકલવામાં આવશે. આ યોજના માત્ર ચાતુર્માસ સુધીનીજ છે માટે સત્વર લખવાની તજવીજ કરવી.

માલીક-વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# आपणी आसपास चालतुं साचुं नाटक.

# जैनोनी हालनी स्थितिनुं चित्र.

### ગયા અંકમાં પ્રકટ થયેલા ભાગનો ટુંક સાર.

આ લેખ કે જે થોડા વખતમાં પુષ્કળ લોકપ્રિય થઇ પડ્યો છે અને જેનું હિંદી ભાષાન્તર 'જૈનહિતૈષી' પત્રમાં પ્રગટ થતા જ તરફેણ તેમજ વિરૂદ્ધની* ટીકાઓ તત્કાલ થવા લાગી હતી, હેને આ અંકમાં સમાપ્ત કરવામાં આવ્યો છે. આ અંકમાં ગયા 'નાટક' આગળ ચલાવવા પહેલાં નવા ગ્રાહકોની સગવડ ખાતર છપાઈ ચૂકેલા ભાગનો ટુંક સાર આપવો જરૂરનો જણાય છે. આ 'સાચું'

* હું સ્વપ્નમાં પણ એવી આશા રાખતો નથી કે મ્હારા વિચારો અને લેખો સર્વત્ર પ્રશંસા જ પામે. એવી આશા કુદરતના નિયમોથી તદ્દન અજ્ઞાન માણસ જ રાખી શકે પરન્તુ મ્હારા લેખો કે વિચારો સમાજમાં રજુ થવા સાથે જ સમાજનો મ્હોટો ભાગ—મિત્ર યા શત્રુ રૂપે પણ—હેના તરફ આકર્ષાય છે એ જ મ્હને ખુશ આનંદ આપવા માટે પુરતું છે. મ્હારો અવાજ સમાજના કાનને જ નાહ પણ હૃદયને પણ પહોંચી શકે છે એ જાણવું મ્હને ઓછું આનંદજનક નથી મુંબઈના હિંદી 'જૈન હિતૈષી' પત્રમાં મ્હારો આ લેખ છપાઇને બહાર પડ્યો અને બનારસ પહોંચ્યો તે જ દિવસે ત્યાં આગેવાન દિગમ્બર જૈનોએ તે લેખ વાંચ્યો અને હેમને તે કેટલી હદ સુધીની અસર કરનાર થઈ પડ્યો તે એટલા ઉપરથી સહમજી શકાશે કે તેઓએ તે જ રાત્રે જાહેર સભા ભરીને 'હિતૈષી' સ્હામે 'પ્રોટેસ્ટ' ઉઠાવ્યો. આ ખબરને હું ઉંચી 'વધામણી' માનું છું. જૈન આગેવાનો અને હેમાં પણ ક્રોડપતિઓ વાંચવા—વિચારવાની દરકાર કરતા થયા એ ખબર એક વધામણી નહિ તો બીજું શું ? અને 'પ્રોટેસ્ટ' પણ આટલો જલદી ઉઠાવવો પડે એ એ લેખમાંના લૉજીકની અને ભાષાની 'શક્તિ' અસર લાગવાનો પુરાવો નહિ તો બીજું શું ?

મ્હારા માનવતા મિત્ર અને 'જૈનમિત્ર'ના ઑનરરી એડિટર બ્રહ્મચારી શીતલપ્રસાદજી આ લેખનું 'રિવ્યુ' લેતા એમાની દલીલો અને ભાષાબળથી અંજાઈ ગયેલા જોવાય છે પણ એ વિચારોથી 'ધર્મને નુકસાન થવાનો' એમને ભય લાગે છે, તેથી વિદ્વાનોને એ વિચારોનું યુક્તિપૂર્વક ખંડન કરવા આમંત્રણ આપે છે, કે જે ખંડન તેઓ પોતાના પત્રમાં પ્રગટ કરવાનું વચન પણ આપે છે. શાસ્ત્રોમાં પારંગત અને અખંડ બ્રહ-

નાટક ' લખનારને સાથે લઇ ત્હેનો ડૉક્ટરમિત્ર રમણલાલ એક સાંજના વખતે ફરવા જાય છે અને ' ટગ ઑફ વૉર,' સીનેમેટોગ્રાફ તથા મહાભારતનો ખેલ જુએ છે. ત્યાર બાદ તેઓ છુટા પડે છે; પણ લખનાર રાત્રે સ્વપ્નમાં ડૉ. રમણલાલને પોતાની સાથે જ ભાળે છે અને સાંજે જોયેલા દેખાવો જેવા જ દેખાવો જૈન સમાજમાં ખરેખર અને ધોળે દિવસે જોવામાં આવે છે તે તરફ ડાક્ટરનું લક્ષ ખેંચે છે. જૈન મદીરોની માલેકી માટે શ્વેતામ્બર—દિગમ્બરો વચ્ચે જે ઝગડા ચાલે છે ત્હેને ' ટગ-ઑફ વૉર 'ની રમત સાથે સરખાવે છે. પછી દ્રૌપદીના વસ્ત્ર ખેંચવાના નાટકી દેખાવ સાથે જૈન સ્ત્રીઓની કંગાળ અને દુઃખી સ્થિતિનો દેખાવ સરખાવે છે અને સ્ત્રી વર્ગ બોજારૂપ કે શાપ રૂપ ન થતાં ઉપયોગી અંગ બને તે માટે કેવી જાતનુ સમાજબંધારણ જોઇએ તે સૂચવેછે, તેમજ સમાજને elastic અથવા ભિન્નભિન્ન પ્રકૃતિઓ નભી શકે એવા બંધારણ-વાળી સંસ્થા બનાવવા સલાહ આપે છે તેઓ વચ્ચે આ પ્રમાણે ( સ્વપ્નમાં જ ) વાતચીત ચાલે છે એટલામાં સ્ત્રીઓનાં

---

બચ્ચેના પાળનાર-અર્ધસાધુ-પોતે ( એક સામાહિક પત્રના સંપાદક હોવા છતાં ) ખંડનમાં કાંઈ દલીલ રજુ કરવાની હિમ્મત ન ધરાવે, રહે અને બીજા વિદ્વાનોને આમંત્રણ આપે એજ મ્હારા વિચારોના વિજયનો એક પુરાવો કે વાવટો છે એમ હું માની લઉં તો મ્હારી એ વાજબી મગરૂરી ( કે જેને હું આવશ્યક સદ્‌ગુણ માનું છું ) માટે કોઇએ ખોટું લગાડવું જોઇતું નથી. એ તો ગમે તે હો, હું તરફેણના અવાજ કરતાં વિરૂદ્ધના અવાજથી વધારે ટેવાયલો છું અને મ્હને તે વધારે ઉપયોગી લાગે છે, માટે હું ઇચ્છું છું કે વિદ્વાનો સાચા દીલથી અને પ્રૌઢ વિચાર સાથે બહાર પડે અને આ વિષય કે જે કોઇ એક મનુષ્યનો ઇજારો નથી ત્હેને પુરતા વિવેકથી અને ઉંડાણથી ચર્ચે. જૈનોમાં જો એવું જોર, એવી વિચાર શક્તિ, એટલી જાહેર જીંદગી, એટલું ઉંડાણ, બીજાના વિચારને સહેલાઈથી તાબે ન થતાં પોતાના પગ ઉપર-પોતાના આત્મપ્રકાશપર ઉભા રહેવાની હિમ્મત આવેલી હું જોઉં તો જૈનસમાજને 'સડતું પાણી' માનતો હું તત્કાલ અટકું અને ' મ્હારો સમાજ જીવતોજાગતો-નાચતોકુદતો-જીવનમય છે-હજી પણ જીવનમય છે' એ સ્મરણથી હું બેહદ ખુશી થાઉં; અને એટલા જ માટે હું ફરીથી કહું છું કે, બનારસમાં પ્રોટેસ્ટ ઠરાવવા મળેલી સભાને હું અંતઃકરણથી ધન્યવાદ આપું છું અને તેઓ એટલેથી જ અટકી ન જતાં વધારે મક્કમપણે-પણ સાચા દીલથી-આગળ વધે એમ હું ઇચ્છું છું.

એક જંગી ફોજનો સંયુક્ત અવાજ કાને પડવાથી ડૉ. રમણલાલ ચમકે છે અને હેને મૂર્છા આવે છે. તદાવસ્થામાં તે ઘણાં વર્ષોથી રીબાતા સ્ત્રીવર્ગને પુરૂષવર્ગ સ્હામે હુલ્લડ મચાવવા નીકળ્યો ભાળે છે. "રાજાઓ જ્યહારે બહુજ સ્વચ્છંદી અને જુલમી થાય છે ત્યહારે પ્રજામાં છેવટે અણધાર્યું બળ ઉત્પન્ન થઇ તેઓ હુલ્લડ મચાવે છે અને અમર્યાદિત સત્તાનું ધુંસરૂં તોડી ફોડી ફેંકી દેછે" એ સિદ્ધાન્તનો સાક્ષાત્કાર થાય છે. ડાક્ટરની મૂર્છા દૂર થતાં હેનો મિત્ર હેને ખુશ કરવા માટે એક હસામણો દેખાવ દેખાડે છે. જંગલમાંના એક ભવ્ય ખંડેરના દીવાનખાનામાં ઉંદરો અને ઉધાઇઓની ફોજ શાસ્ત્રગ્રંથો ફેંદવામાં મશગુલ બની છે, એ દેખાવ રજુ થાય છે. આ દેખાવનું વર્ણન* આ ચાલુ અંકમાં—આ નીચે—આપવામાં આવ્યું છે.

(૨)

સ્ત્રીઓની ઉશ્કેરાયલી અને વૈરના ખખારાવાળી ફોજ પર પડદો પડયો. એક જુદી જ જાતનો દેખાવ હવે અમારી સમક્ષ રજુ થયો. એક ભવ્ય પુરાણા મહેલના ખંડેરનું જીર્ણ દીવાનખાનું અમારી નજરે પડયું. પ્રાચીન ધર્મશાસ્ત્રોનાં પોથેપોથાં ચોતરફ વેરાયલાં હતાં એ જોઇ મ્હારો ડાક્ટરમિત્ર બોલ્યો. "ખરેખર અહીં કોઇ જબરજસ્ત વિદ્યાપ્રેમી મહાશય આવતો હોવો જોઇએ અને ચોતરફ વેરાયલા ગ્રંથો એણે જ પોતાની કોઇ માનીતી શોધખોળ માટે ફેંદવા કહાડેલા હોવા જોઇએ. ચાલો આપણે દીવાનખાનાની અંદર જઇ તે વિદ્યાવિલાસી મહાનુભાવનાં દર્શન કરીએ." અમે તુરત જ તેમ કર્યું; પણ અંદર

*ગયા અંકમાં (૧) ધાર્મિક ઝગડા તથા (૨) સ્ત્રીઓની અને સમાજ-વ્યવસ્થાની ખેદજનક દશા એ બે ચિત્રોવડે આધુનિક જૈન સમાજનાં બે અંગનું દર્શન કરાવવામાં આવ્યું હતું. આ અંકમાં (૩) જૈન શાસ્ત્રોની દશા તથા જૈન અભ્યાસીઓનું છીછરાપણું, અને (૪) જૈન આગેવાનોમાં 'દોરવા'ની 'શક્તિ'નો અભાવ તથા જૈન પ્રજાનું બાડરીઆપણું ચિત્રરૂપે આલેખવામાં આવ્યું છે; અને (૫) આ સર્વ દયાજનક સ્થિતિઓને અહોજલાલીના રૂપમાં બદલી નાખવાની 'કળા' બતાવનાર દેવીને રજુ કરવામાં આવી છે એ દેવી કે જેનું નામ 'શક્તિ' છે અને જેનો વાસ સર્વત્ર છે તે આ નાટકનાં બન્ને પાત્રોના મગજમાંથી જ ઉત્પન્ન થતી બતાવવામાં આવી છે અને હેનો સંદેશો જૈનસમાજે બહુ લક્ષપૂર્વક સુણવા જેવો છે.

પેસતાં જ જે જોવામાં આવ્યું, તેથી મ્હારા મિત્રનો ઉત્સાહ નિરાશામાં બદલાઇ ગયો. મ્હેં તે અસર ધોઇ નાખવા ખાતર કહ્યું 'વાહ ડાક્ટર! તું તો બડો ભાગ્યશાળી જણાય છે! એક વિદ્યાવિલાસી મહાશયનાં દર્શનની આશા કરતાં ત્હને તો અહીં અનેક બલ્કે અબજો વિદ્યાવિલાસી મહાશયોનાં દર્શનનો લાભ મળ્યો જો! જો, મહાશય ઉંદરજી કેટલા ઉત્સાહથી પેલા ગ્રંથનાં પાનાં ફેંદી રહ્યા છે! અને પેલા ખુણામાં મહાશયા ઉધાઇબાઇ પુસ્તકના એક છેડાથી બીજા છેડા સુધી આરપાર ઉતરી જવામાં કેટલાં મસ્ત બન્યા છે! અરે, પણ આપણો સમાજ કેટલો કમનશીબ કે શાસ્ત્રશોધનમાં લાગેલા આટલા બધા મહાશયો અને મહાશયાઓની કોઇનાં દર્શનથી પણ આજસુધી બેનશીબ છે! ચાલો આપણે શહેરમાં જઇને શ્રી સંઘને આ વધામણી આપીએ અને આ એકાન્તવાસી, વિદ્યાવિલાસી પવિત્રાત્માઓનાં દર્શન માટે 'સંઘ ક્હાડવા'ની ભલામણ કરીએ."

ડાક્ટર સાહેબ તો ઉલટા ચ્હીડાયા. "આવી તે વળી હાંસી ક્યાંઇ સાંભળી હતી? આ તે હસવાનુ સ્થળ છે કે રોવાનું? અરેરે આ 'અમર જીવનનુ શાસ્ત્ર' આખુંએ ખવાઇ ગયુ છે; પેલા 'શાન્તિની ચાવી' અને 'શક્તિનુ રહસ્ય' બન્ને ગ્રન્થોની માટી થઇ ગઇ છે; 'નિગોદથી સિદ્ધશીલા' નામના પેલા દળદાર ગ્રંથમાં તો માત્ર એનુ નામ જ મુશ્કેલીથી વાંચી શકાય છે; 'સર્વોત્તમ સિદ્ધિઓ' 'આત્માની વાડીનો માળી' 'ત્રિલોકનુ રાજ્ય' 'આધિ–વ્યાધિ–ઉપાધિ–વિનાશક મહામંત્ર" અને એવા બીજા અગ્યારસો અમૂલ્ય ગ્રંથોનાં તો પાના પણ તણાઇ ગયાં છે કે ખવાઇ ગયાં છે. કેવા સુંદર નામો' કેટલો કિંમતી ખજાનો! અને ત્હેની આ દશા? મ્હારા જેવા આજના હજારો ડાક્ટરો અને સાયન્ટીસ્ટો, વિચારકો તથા પંડિતો એકઠા મળીને સૈકાઓ સુધી મનન, પ્રયોગ અને શોધખોળ કરે તો પણ જે 'જીંદગીનો ઝરો'—જે 'અમર જીવન'—જે 'અનંત શક્તિ' શોધી શકીએ નહિ તે ઝરો—તે જીવન અને તે શક્તિને મહામહેનતે શોધી ગ્રંથ રૂપે સાચવી જનારા પૂર્વના મહાન વિચારકો અને યોગીઓને તે વખતે શું એવી શંકા પણ હશે કે ત્હેમના ભવિષ્યના વારસો એ અમૃતથી તદ્દન અજાણ્યા રહેવા પામશે અને માત્ર ઉંદરો તથા ઉધાઇઓ જ ત્હેના પર નિર્વાહ કરશે?"

'રુગ-ઑફ-વૉર'ના તમાસામાં અને દ્રૌપદીના નાટકમાં જે માણસ હસતો હતો અને મ્હને ઉદાસ રહેવા માટે મુર્ખ કહેતો હતો તે જ માણસ હમણાં ત્હેના વારસાનો વિનાશ થતો જોઇ રડવા જેવો થઇ ગયો. તથાપિ મ્હેં મ્હારૂં હૃદય કઠણ કર્યું અને મજાક ચાલુ રાખી. મે કહ્યું "ડાક્ટર! વારા પછી વારો સૌનો આવે છે! અમે વિચારકો તો હવાઇ ખ્યાલમાં ઉડનારા હોઇ રડીએ પણ ખરા. પણ તું—તું એક ડાક્ટર—તું એક 'દુનિયાનો માણસ'—વ્યવહારકુશળ માણસ—તું હમણાં કેમ અશ્રુ પાડે છે? શું ત્હારો કિંમતી વારસો બીજાઓના હાથમાં જતો જોઈ ત્હને 'ઇર્ષા' આવે છે? ભોળા રે ભોળા' તું અને ત્હારા સમાજ કરતાં શું આ ઉંદર અને ઉધાઇમાં ઓછી યોગ્યતા છે? કુદરત હમેશ લાયકને લાયક ચીજ ભોગવવા દેછે. આ ઉંદર અને ઉધાઇ ત્હમારા આજના છીછરા અને પાધળીઆ પંડિતો કરતા વધારે લાયક હોવાથી જ ત્હમારા પૂર્વજોનો વારસો તેઓના હાથમા આવી પડયો છે. હિંદુસ્તાન ત્હમારા બાપનો છે, તથાપિ ત્હમારા કરતાં વધારે લાયક માણસો—તેઓ ભલા કે આકસ્મિક વારસ ન હોવા છતા-શું આજે તે દેશનો ભોગવટો કરાવતા નથી? આ દુનિયામા બધે એ જ ન્યાય ચાલેછે. હિંદનો ભોગવટો કરનારી વિદેશી પ્રજા કહેછે કે, તે કાંઇ પોતાના સુખ માટે ભોગવટો કરતી નથી પણ આ નિર્માલ્ય દેશના રક્ષણ માટે તેમ કરે છે; જૈનોના મહાન પુર્વાચાર્યોએ મૂકેલા અમૂલ્ય શાસ્ત્રભંડાર રૂપી વારસાને પણ ઉધાઇઓ અને ઉંદરો પોતાના સુખ માટે ભોગવતા નથી પણ ત્હમે ખરા વારસો નાલાયક બન્યા માટે તેઓને ત્હમારૂં કામ પોતાના શિર લઇ—પરોપકાર ખાતર-ભોગવટો કરવો પડે છે. શું આ વાત ખોટી છે? એ ઉધાઇઓ તરફ નજર કરઃ કોઇ પણ ધાંધલ કર્યા સિવાય ચુપકીથી અને સંપૂર્ણ એકાગ્રતાથી તેઓ ગ્રંથમાં પ્રવેશ કરેછે, પૃષ્ઠ પછી પૃષ્ઠ આખા ગ્રંથની પાર જાય છે, માત્ર હરફોથી જ સંતોષ ન વાળતા હરફોની પેલી બાજુ ડુબકી મારે છે, તેઓ એક ગ્રંથને પોતાનો 'ઉદ્યમ' બનાવે છે—'રમત' બનાવે છે-નિદ્રાસ્થાન બનાવે છે તેમજ આહાર બનાવે છે, મતલબ કે ત્હેમનું જીવનસર્વસ્વ આ ગ્રંથ બને છે. કહે હવે, છે કોઇ જૈન સાધુ કે ગૃહસ્થ આટલે દરજ્જે વિદ્યાવિલાસી? છે કોઇને આટલી તલ્લીનતા-આટલી 'રતિ'—આટલી ભક્તિ? તો પછી આત્મજ્ઞાનના

ગૂઢ ખજાના આજના જૈનોને ન મળતાં ઉધાઇઓને મળે એમાં કુદરતનો શું દોષ છે? અને પેલા ઉંદરો પણ આ ગ્રંથો ફેંદવામાં કેવો 'આનંદ' માને છે તે પણ જો. એક બાળક જેમ મીઠાઇનો ટુકડો હાથ લાગવાથી નાચેકુદે છે તેમ આ ઉંદરો આ ગ્રંથોમાં છુપાવેલા કોઇ અકથ્ય મિષ્ટ તત્ત્વને પામતાં નાચતા-કુદતા ખાવા લાગી જાય છે. એમને એ એકાન્તવાસમાં અને એ ગ્રંથોના સહવાસમાં જેવો 'આનંદ' અને 'ઉલ્લાસ' થાય છે તેવા આનંદ અને ઉલ્લાસથી આજે કેટલા જૈનો પુસ્તકને અડતા હશે?"

"ધન્ય, શિષ્ય! ચીર જીવ!" એકાએક ધણો ધીમો, પણ ગંભીર અવાજ અમારા કાને પડયો. ડાકટરે પોતાના ખીસામાંથી સૂક્ષ્મદર્શક યંત્ર કહાડીને જોયું તો જણાયું કે એ અવાજ એક ઉધાઇ મહાશયાનો હતો, કે જેને હરણાં વાચા થઇ આવી હતી (સ્વપ્નમાં એમ પણ બને, માટે કોઇએ શંકા લઇ જવી નહિ!) અમો સંસ્કૃત વાતચીત સમજી શકતા ન હોવાથી તે મહાશયાએ પોતાનું ભાષણ ગુજરાતીમાં જ ચલાવ્યું "જન્મથી મૃત્યુ સુધી રાત્રીદિવસ શાસ્ત્રને જ પોતાનું સર્વસ્વ બનાવનાર અમારા વર્ગની આટલી બધી વકીલાત કરનાર મનુષ્ય! ત્હને ધન્ય છે! તું ખરેખર ન્યાયમૂર્તિ છો અને એટલા માટે ત્હારા જેવાને અમારા કુટુમ્બનો એક સભ્ય બનાવવામાં અમને આનંદ જ થાય. આ બિચારો માદા સુંઘનારો માનવી શાસ્ત્રોને સુંઘવાની મઝમાં શું સમજે? એને થોડી જ ખબર છે કે અમારાં લોહી માંસ અને રક્તવાહિનીઓ સર્વ શાસ્ત્રતત્ત્વથી બનેલી છે, જ્યારે આજના મનુષ્યોનાં શરીર કામવાસના, ક્રોધ, લોભ અને અહંકારથી બનેલાં છે. તેઓ શું શાસ્ત્રોના અધિકારી હોઇ શકે? અમને તો આ શાસ્ત્રરમણના આડે તમારી દુનિઆના સ્વાદ, શોખ આદિ કશાની ઇચ્છા સરખી પણ થતી નથી—રે તમારી હવા કે પવનની પણ અમને દરકાર રહી નથી. ગઇ કાલે જ એક મહાન ધર્મમૂર્તિના એક ગ્રંથની આરપાર જતાં મ્હારા વાંચવામાં આ પ્રમાણે આવ્યું હતું. "પંચમકાળના અમારા વારસ વાંકા અને જડ થશે;—વાંકા એટલે આત્મમાર્ગ છોડી લાલસાનો મોહક અને વિનાશક માર્ગ પસંદ કરનારા થશે; અને જડ એટલે બુદ્ધિ વગરના, જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા વગરના, અર્થનો અનર્થ કરનારા, શબ્દો, વાક્યો, વ્યાકરણ, પિંગળ આદિમાં જ અટકી પડી તે સર્વની પેલીપાર

રહેલા તત્ત્વને ગુંગળાવી મારનારા થશે. ધરજંજાળથી દૂર થયેલાઓ પણ પોતાની પાસે એકાન્તસેવન, એકાગ્રતા અને સમયની સમ્પૂર્ણ સગવડ હોવા છતાં આપ્ત વચનોની શોધ કરવા, પ્રાચીન ગ્રંથોને એકઠા કરવા, ત્હેનો અભ્યાસ કરવા, ત્હેના ઉંડાણમાં ઉતરવા અને એ ઉંડાણનું સ્વચ્છ પૌષ્ટિક અમૃત અધિકારીઓમાં વહેંચી આપવાનો શ્રમ લેવા ઉત્સુક જોવામાં આવશે નહિ. તેઓ બહુધા પુસ્તકના દ્વેષી થશે; અને જેઓ તેથી કાંઇક ઉચ્ચ શ્રેણિના હશે તેઓ પુસ્તકો સંગ્રહશે ખરા, પણ તે ઉધાઇઓની માફક 'આરપાર જવા' માટે નહિ પણ લોકોમાં વિદ્યાવિલાસી તરીકે ઓળખાવવા માટે સંગ્રહશે; એથી પણ કાઇક વધારે ઉચ્ચ શ્રેણિના હશે તેઓ પુસ્તકોમાંના ક્રિયા-કાંડને જ પોતાનું સર્વસ્વ માની ત્હેમાં જ રચ્યાપચ્યા રહેશે તથા પ્રસંગોપાત ક્રિયા સબંધી પોતાના અભ્યાસને ધાર્મિક યુદ્ધોનું ઉત્પાદક કારણ બનાવશે; એથી કાંઇક વધારે ઉચ્ચ શ્રેણિના હશે તેઓ વ્યાકરણ, કાવ્ય, તર્કશાસ્ત્ર અને કોષના જ થોડાક ગ્રંથોથી તૃપ્ત થશે અને એ શાસ્ત્રોના 'નિયમો' ગોખી 'ચર્ચાવાદી' તરીકે પૂજાશે. એવાએ ઉચ્ચ શ્રેણીના—પણ આંગળીના વેઢે ગણી શકાય એટલી સંખ્યા ધરાવતા—પુરૂષો વિષયોને અંકુશમાં રાખવાનો, ભક્તિના અર્થો વિચારવાનો તથા કવચિત કવચિત્ અધ્યાત્મના ઉપલકીઆ વિચારોમાં પ્રવેશ કરવાનો ઉદ્યમ સેવશે. આત્મા અને જગતની વિચિત્રતાઓ તથા શક્તિઓને અભ્યાસવા તથા અવલોકવા અને 'અનુભવવા'ની દરકાર કે સ્વભાવવાળા કોઇ વિરલા જ થશે. બીજા હાથ પર, ગૃહસ્થ વર્ગ તો પ્રાયઃ ધન રળવામાં જ—અને તે પણ ન્યાયસંપન્ન નહિ જ—આનંદ માનશે, એ ધનવડે તંગીઓ વધારવામાં અને વધતી જતી તંગીઓને સંતોષવાનાં 'ફાંફાં'માં જીવન વ્યતીત કરશે. આઠમા 'અનર્થ દંડ વિરમણવ્રત'નો મૂળ આશય અને ત્હેની અનિવાર્યતા તેઓ સમજી શકશે નહિ અને તેથી એમના હાથ પગ, એમની જીભ તેમજ એમનાં મન બુદ્ધિ માત્ર નિષ્ફલ જ નહિ પણ નુકસાનજનક પ્રવૃત્તિઓમાં મશગુલ રહેશે. ધાર્મિક હોવું એ ઉત્તમ ચીજ છે એવો ખ્યાલ દુનિયામાં પ્રચલિત હોવાથી, માણસ જેમ પોતાની કીર્ત્તિ ખાતર સુંદર મકાન કે સુંદર ગાડીઘોડા રાખે છે તેમ, ધર્મનો બાહ્ય દેખાવ પણ ધર્મીષ્ટ કે ઉત્તમપણાની ખ્યાતિ ખાતર રાખશે તથા ધર્મસ્થાનો અને ધર્મગુરૂઓની મુલાકાતો લેશે, પણ તે

વખતે ત્હેમનો આત્મા તો એમના ધનમાં કે ખ્યાતિમાં કે ધન અને ખ્યાતિથી મળતા પદાર્થોમાં જ રમણ કરતો હશે. 'અમે મહાવીરના ખરા વારસો છીએ' એમ તેઓ અભિમાનથી કહેશે ખરા, પણ મહાવીરના ઉપદેશોના રક્ષણ માટે ત્હેમના ધન કે લાગવગનો ભોગ આપતાં ત્હેમના પગ પાછા પડશે. તેઓ એટલા મૂઢ હશે કે **શરીરનું** જતન કરશે પણ શરીર જહેને માટે બન્યુ છે એવા **આત્માનો** દ્રોહ કરશે, મ્હોટે ખર્ચે **મકાનો** બનાવશે પણ મકાન જે મનુષ્યો માટે છે તે **મનુષ્યોના** ખરા સુખ તરફ દુર્લક્ષ આપશે, **મંદીરો** ચણાવી 'ધર્મધુરંધર' કે ધર્મરક્ષકનુ પદ લેશે, પણ મંદીર જહેને માટે બને છે તે **મૂર્ત્તિ**—તે 'દીવ્ય તત્ત્વનું સ્થૂલીકરણ'—તો ત્હેમની એટલી હદ સુધીનો અવગણનાનો વિષય બનશે કે ખુદ એ રક્ષક તત્ત્વ સમાજનું અને ભાઇચારાના અમૂલ્ય તત્ત્વનું ભક્ષક બનવા પામશે. વિશેષ શું કહેવું ?—તેઓમાના કેટલાકો પુસ્તકાલયો પણ મ્હોટે ખર્ચે બાધશે, પણ **સાચાં** પુસ્તકો શોધી લાવવાની ગરજ એમને ઓછી જ હશે. આવી વસ્તુસ્થિતિમાં અમારો મહામહેનતે કરાવેલો જ્ઞાનભંડાર અમે અમારા વારસ તરીકે ઓળખાતા ભવિષ્યના જૈનોને નહિ આપતા ઉંદરો અને ઉધાઇઓને જ ત્હેના હકદાર ઠરાવીએ છીએ; કારણકે ગ્રંથોમા 'આરપાર ઉતરવા'ની, ત્હેને જ પોતાનું સર્વસ્વ બનાવવાની અને ત્હેમાં 'આનંદ' માનવાની પ્રકૃતિ જો કોઇમા સવિશેષપણે રહેવા પામશે તો તે ત્હેમનામાં જ. પંચમ કાળના જૈનોને જો અમારો ખજાનો ખરેખર જ જોઇતો હશે તો ત્હેનો એક ઇલાજ છે, જો કે તે ઘણો જ વિકટ છે—અને તે એ છે કે—".... ...

મહાશયા ઉધાઇબાઇ એક પ્રાચીન શાસ્ત્રમાંનુ ભવિષ્ય કથન પુરૂં પણ કરી રહ્યાં નહિ એટલામા તો તે જીર્ણ દીવાનખાનાની દીવાલ ટૂટી અને ઉધાઇબાઈ ત્હેમાં ક્યાંઇ દટાઇ ગયાં. મ્હને લાગ્યુ કે અમે આજના જૈનો એટલા જ્ઞાનરિપુ છીએ કે અમારા કાન સુધી પૂર્વના મહાત્માઓએ સૂચવેલો કિંમતી ઇલાજ આવવા જ ન પામ્યો અને અમારાપર ઉપકાર કરવા ખાતર તે ઇલાજ કહી બતાવવાનો ઉદ્યમ કરનારી ઉધાઇ પણ—અરેરે અમારા જ પાપે—નાશ પામી. ધીમે ધીમે દીવાલનો વધારે ને વધારે ભાગ પડવા લાગ્યો; અફસોસ તે નામમાત્ર રહેવા પામેલા ગ્રંથો પણ દટાવા લાગ્યા અને રખેને અમે પોતે પણ દટાઇ જઇશું એ ડરથી અમે બન્ને મિત્રો પણ

ત્યહાંથી મૂઠી વાળીને નાઠા.

પાઠક ગણને સ્મરણમાં રહે કે આ દેખાવ જંગલ વચ્ચેનો હતો. ઉર્જું સરસ્વતી ભવનથી ઘર તરફ પાછા ફરતાં અમને તૃષા પુષ્કળ લાગવાથી અમે આસપાસમા જળસ્થાન શોધવા લાગ્યા. થોડે દૂર ગયા નહિ એટલામાં એક મ્હોટો ધોધ અમારી નજરે પડયો. અમે તે તરફ ચાલ્યા. રસ્તામા એક ગાડરનું ટોળું અમારા જોવામાં આવ્યું, કે જે પણ ધોધ તરફ જતું હતું. એક ગાડરની પાછળ પા-છળ સુમારે ૨૦૦ ગાડરનું દળ ચાલ્યું જતું હતું. આ ટોળાની સાથે ચાલતા ચાલતા અમે એક ઉંચી અને સીધી ટેકરીના મથાળે આવી પહોંચ્યા, કે જે ટેકરીમાથી એક જબરજસ્ત પાણીનો ધોધ પડતો હતો. ટેકરીપરથી પાણીના પ્રવાહ સુધી ઉતરવાનો રસ્તો એટલો સીધો ,ખડબચડો અને ભયકર હતો કે જરા પગ ખસે તો નીચે પુર જોસથી વહેતા ઝરામાં ખેંચાઇ જઇ મરણ પામવા સિવાય છૂટ-કો જ નહિ. તેથી અમે તે સાહસ પડતું મુકી બીજો નીચાણમાં જતો પણ લાંબો માર્ગ શોધી કહાડયો અને તે રસ્તે પ્રવાહના કીનારે આવી અમારી તૃપા છીપાવી. પછી અમે ઘર ભણી ચાલવાની તૈયારી કરતા હતા એટલામાં ડાક્ટર બોલી ઉઠયો " જો, જો; પેલા ગા-ડરના ટોળાનો નાયક ગયો—રે જાનથી ગયો ! " હું જોઉં છુ તો તે ગાડરોનો અગ્રેસર ગાડર જરા પગ લપસવા સાથે જ ઉંચી ટેકરી-પરથી ગબડી પથ્થરો સાથે ટીચાતો ટીચાતો, જોસબંધ પ્રવાહમાં પડયો અને થોડી સેકડ પાણીમાં તરવાને તરફડીઆ માર્યા પછી મરણશરણ થઇ કેટલેએ દૂર ખેંચાઇ ગયો; એટલુ જ નહિ પણ, અમારા આશ્ચર્ય અને ખેદ વચ્ચે, એ ગાડરોનું આખુંએ ટોળુ તે જ પ્રમાણે ગબડી ગબડીને પ્રવાહમાં તણાવા લાગ્યુ. મ્હારો મિત્ર તો આ જોઇ ઘડીભર સ્તબ્ધ જ થઇ ગયો, પણ ત્હેનો ખેદ ક્ષણમાં હાસ્યના રૂપમાં પલટાઇ ગયો; કારણ કે પાણીમાં તણાતા ગાડરો એકદમ બદલાઇને અર્ધમનુષ્ય બની ગયા ( સ્વપ્નની બલીહારી છે! ) એમનાં માથાં માણસ જેવાં હતાં, જો કે બાકીનું આખું શરીર ગા-ડર જેવું રહેવા પામ્યું હતું. ત્હેમનો ચહેરો કાંઇક અંશે માણસને અને કાંઇક અંશે ગાડરને મળતો હોવાથી ડાક્ટરને પુષ્કળ રમુજ થઇ.

આ દેખાવથી મ્હારા મગજમાં લોકસમૂહ અને ગાડર વચ્ચેનું

મળતાપણું એકાએક સાંભરી આવ્યું. હું બોલ્યો: "ગાડરીઆ મનુષ્યોની દશા કેવી ખેદજનક છે? આપણી આંખ આગળ મરતા ગાડરોની માફક આપણો સમાજ પણ ગતાનુગતિક અને આત્મઘાતી હોય એ શું ઓછા ખેદનો વિષય છે? લોકસમૂહને આત્મવિશ્વાસ હોતો નથી તેથી તેઓ પોતાના નાયક તરીકે કોઇ નહિ ને કોઇ મનુષ્યને સ્વીકાર્યા વગર **રહી શકતા** નથી, અને ખરૂં ખોટું પારખવાની હેમની અશક્તિને લીધે તેઓ ઘણેભાગે એમના જેવો જડબુદ્ધિવાળો જ નાયક શોધી લે છે અને હેની પાછળ પાછળ ચાલે છે. પરિણામે નાયક તેમજ અનુચરો સર્વે વિનાશની ખાઇમાં હોમાય છે. એક માણસે કહ્યું કે 'સ્ત્રીએ વિદ્યાભ્યાસ કરવો ન જોઇએ અને જો કરે તો હેને વિધવાપણું પ્રાપ્ત થાય' તો તરત જ સેંકડો—હજારો ગાડરો એ મતને અનુસરવાના! કોઇએ કહ્યું કે 'કન્યાને તેર વરસ બાદ કુંવારી રાખવાથી મહાપાપ થાય છે' તો હજારો મનુષ્યો ૧૨–૧૦ અને ૮ વર્ષની કન્યાઓને પરણાવી દેવા કુદી પડવાના! વિનાશ્રમે લાખો રૂપીઆ મેળવવા પામેલા એક શ્રીમતે લગ્ન પ્રસંગે વેશ્યાનૃત્ય કરાવી ૪–૫ હજાર રૂપીઆ ઉડાવ્યા કે લાગલો જ એનું અનુકરણ બીજા મધ્યમ સ્થિતિના અને કરજદાર લોકો પણ કરવાના જ! એક માણસે એક મંદીર, વાવ કે ધર્મસ્થાનક બંધાવ્યું કે બીજા સંખ્યાબંધ માનભૂખ્યા કે થોડા ખર્ચે સ્વર્ગના મહેલ મેળવવાના લાલચુ શ્રીમંતો એ જ રસ્તે ધન ખર્ચવા દોડવાના! જ્ઞાતિ કે સંઘની સભામાં એક માણસે કાંઇ મત આપ્યો કે તે મતને 'હાજી હા' નો ટેકો આપનારા ગાડરોની સંખ્યા એટલી મ્હોટી થઇ જવાની કે જેથી સ્વતંત્ર વિચાર કરીને જૂદો મત આપનારની વાત પણ કોઇના કાને નહિ પડવાની! એક 'ભીખારી'એ કહ્યું કે પોતાના ફીરકા સિવાયના બીજા ફીરકાના સાધુને અન્નાદિક આપવામાં અને હેમનો વિનય કરવામાં 'મહાપાપ' છે, તો જોઇ લ્યો હજારો ગાડરોની ધર્માંધતાની ધમાલ! 'સૂત્રમ થી ગૃહસ્થથી વંચાય જ નહિ,' અગર 'સાધુ ગમે તેવા હોય પણ ઉત્તમોત્તમ ગૃહસ્થથી તો ઉત્તમ જ છે,' અથવા આપણા જમાના પહેલાંના કોઇ પણ સંસ્કૃત કે માગધી ગ્રંથમાંનું હરકોઇ વાક્ય તે આપ્ત વચન—શાસ્ત્રવચન છે અને હેમાં શંકા કરવી એ મહાપાપનું કામ છે—મિથ્યાત્વ છે' એવાં એવાં વચન એકવાર એક માણસે ગમે તે આશયથી ઉચ્ચાર્યાં કે તુરત એને

'તહત્ વચન' કહી ઝીલી લેનારા હજારો ગાડરો મળી આવવાના અને એકાદ પેઢી પછી તે માન્યતા શાસ્ત્રવચન જેટલી નિર્વિવાદ અને પવિત્ર થઇ પડવાની. આ તો થઇ બીનકેળવાયલાઓની વાત; પરન્તુ 'કેળવાયલા ગાડરો' પણ કાંઇ થોડા નથી. એકે મેટ્રીક પાસ થયા પછી વકીલાતનો રસ્તો લીધો તો બીજા પણ એ જ રસ્તે વળવાના; પણ એ માર્ગ પોતાને અનુકુળ છે કે નહિ, અને એ માર્ગ ચીકાર ભરાઇ ગયો હોય તો એથી વધારે બહોળો માર્ગ બીજો છે કે નહિ, એ બાબતનો વિવેક 'ભણ્યાગણ્યા ગાડરો'થી પણ ભાગ્યે જ થઇ શકે છે. એક ગ્રેજ્યુએટ થઇને સરકારી નોકરી લીધી તો બીજા બાવીસ ગ્રેજ્યુએટો સારી આશા આપતી પોતાની કારકીર્દીનો અંત 'પેન્શનેબલ ગુલામી'માં લાવવા દોડી પડવાના. એકે સાપ્તાહિક, માસિક કે ત્રિમાસિક પત્ર કહાડયું તો બીજા બાવીસ ગાડર પોતાની યોગ્યતાનો વિચાર કરવા નહિ થોભતાં એડિટરાચાર્ય બની બેસવાના અને નિર્માલ્ય ખબરોનાં લાંબાં ભરતીઆં તથા ક્લેશવર્ધક નિંદાત્મક પીંજણ વડે સમાજની બુદ્ધિને કલુષિત કરવાના. એક માણસ વક્તા તરીકે પંકાશે તો બીજા બાવન દેડકાં કે છોકરાં જેટલી જ બુદ્ધિવાળાં 'મુછાળાં છોકરાં' ભાષણ આપવા કુદી પડવાનાં! અરે એ 'ગાડર્યા રોગ'નો ચેપ ખુદ સાધુવર્ગને પણ એટલે સુધી લાગ્યો છે કે, બેચાર વિદ્વાન સાધુઓને જાહેર ભાષણ આપતા જોઇ બીજા તદ્દન નિરક્ષર સાધુઓ પાંચપચાસ અભણ લોકોને એકઠા કરી અહીંતહીંના અશુદ્ધ શ્લોકો ગગડી પોતાની ભાષણકલાની પ્રશંસા કરાવવાના અને પછી તે 'મહાભારત કૃત્ય'નો રિપોર્ટ નવરા પત્રકારોપર મોકલી આપવાના.

"મિત્ર! આ પ્રમાણે આજનો આપણો આખો સમાજ પ્રાયઃ ગતાનુગતિક—ગાડર્યો—થઇ ગયો છે. કોઇ બાબત સાંભળવા કે વાંચવામાં આવી તો હેની સઘળી બાજુ તપાસવા અને હેમાં આરપાર ઉતરી મનન કરવા જેટલી 'દરકાર' કે 'શક્તિ' આજે પ્રાયઃ થોડાઓ જ ધરાવે છે. ખરૂં શું અને ખોટું શું, હિત શું અને અહિત શું, સંભવિત શું અને અસંભવિત શું, લાભદાયક ચીજમાં પણ લાભ કરતાં ગેરલાભનું તત્વ વધી તો નથી જતું, ઇત્યાદિ બાબતોનો 'વિવેક' કરવાની શક્તિ થોડાઓ જ ધરાવે છે. સ્થૂલ પરતંત્રતા એટલે દેહ કે પરરાજ્યની તાબેદારી માટે આજે લોકો દીલગીર થાય

છે, પણ એથીએ વધારે સખ્ત બેડી અર્થાત્ માનસિક પરતંત્રતા માટે તો આજના જૈનોને કાંઇ ખેદ થતો નથી. ગુલામો કોઇ દિવસ બહાદુરી કરી શકે જ નહિ, તેમ માનસિક પરતંત્રતામાં ઉછરેલાઓ કોઇ દિવસ અધ્યાત્મ બલ પ્રાપ્ત કરી શકે જ નહિ; અને તેથી જ શાસ્ત્રકારોએ આ કાળમાં કૈવલ્ય પ્રાપ્ત થવું પ્રાય: અશક્ય બતાવ્યું છે. જે મનુષ્ય ઉહાપોહ કરતો નથી તે 'વિચારક' બની શકવાનો નહિ, અને જે 'વિચારક' નથી તે 'વિચાર' કે 'બુદ્ધિ'ની પણ પેલી પારની આત્માનુભવની સ્થિતિને સ્પર્શી શકવાનો નહિ. પરન્તુ ઉહાપોહ કરનારે ડગલે ને પગલે શંકા કરવી જ પડે અને શંકાનું નિરાકરણ કરવા પ્રયત્નશીલ પણ થવું પડે; હવે જો શંકા કરવી એ જ 'પાપ' ગણાતું હોય તો પછી ઉહાપોહ થવાની તો આશા જ શી રાખવી? ગમે તે પુસ્તક, ગમે તે લેખ, ગમે તે ભાષણ સાંભળીને આજના વિદ્વાનો પણ તે મતમાં 'વટલાઇ' જાય છે, પણ ભાષાની ખુબીની અને વાચાની છટાની અસરમાં-તે હીપ્નોટીઝમમાં-ખેંચાઇ જવાની ના કહી માત્ર ત્હેમાના સિદ્ધાતને જ પકડી લઇ તે સિદ્ધાન્તની ચારે બાજુને નિશ્ચલ અને કોરા કાગળ જેવા (unprejudiced) મગજની તપાસવા જેટલી પ્રૌઢતા આજે કહેવાતા વિદ્વાનો, સાક્ષરો અને આચાર્યોમાં પણ નથી. આ પ્રમાણે આજનો જૈનસમાજ પ્રાય: ગાડરસમૂહ બની ગયો છે. 'અનંત જ્ઞાનનો અધિકારી—એક દિવસ ત્રિલોકનો સ્વામી બનવા નિર્માયલો—એવો હું-શું અમુક એક માણસ, અમુક એક જ્ઞાતિ, અમુક એક સંઘ-અમુક એક આચાર્ય કે અમુક એક લેખકના અભિપ્રાયનો ગુલામ બનું? શું મ્હને પણ મગજ અને હૃદય વારસામાં નથી મળ્યાં કે હું બીજાના મગજ કે હૃદયની પાછળ આંધળો થઇને દોરાઇ જાઉં?' આવો પ્રશ્ન જો કોઇ પોતાને જ પૂછે તો એનામાં સ્વમાન-આત્મશ્રદ્ધા બલવાન થાય અને તેથી ક્રમેક્રમે ત્હેની શક્તિઓ ખીલવા લાગે. મિત્ર! ત્હને શું નથી લાગતું કે એક ચક્રવર્તી રાજાને ભિક્ષુક તરીકે રોટલીના ટુકડા માટે યાચના કરતો જોવાથી સહૃદય જોનારને જે દુ:ખ થવું સંભવિત છે તે કરતાં હજારગણું દુ:ખ, 'ભાવી સિદ્ધ અને આજના મનુષ્ય'ને પ્રતિક્ષણ વ્યવહારમાં તેમજ ધર્મમાં બીજાઓના જ અભિપ્રાય કે આજ્ઞાને ચુપચુપ તાબે થઇ ગાડરની માફક નીચે મ્હોડે પાછળ પાછળ ચાલ્યો જતો જોવાથી થવું જોઇએ?

અને શું એ સંભવિત નથી કે જે ગતાનુગતિક સ્વભાવે હમણાં જ આપણી નજર સ્હામે ગાડરોના ટોળાને જળસમાધિ કરાવી તે જ ગતાનુગતિક સ્વભાવ એક દિવસ જૈન સમાજને પણ સમ્પૂર્ણ નિર્માલ્યતા અને વિનાશની ખાઇમાં હોમી દેશે ? અરેરે ' णो लोगस्सेसणं चरे ' અર્થાત્ ગાડર બનવાની ચોકખી ના કહો અને સ્વતંત્ર બુદ્ધિબળ ફોરવો, એવું શાસ્ત્રવચન પણ આજે દબાઈ ગયું છે અને ઉલટા જેઓ રીવાજ કે લોકમાન્યતાથી લેશ માત્ર જૂદા પડવાની હિંમત કરવા બહાર પડે ત્હેમના પર અનેક પ્રકારનો જુલમ કરવામાં આવે છે: આવા સમાજને ઉગરવાનો—તરવાનો સંભવ શો ? જે સમાજે ધર્મને તુંબડા તરીકે વાપરવાને બદલે પત્થરની શીલા તરીકે વાપરવા માંડયો, જે સમાજે સમાજશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર વચ્ચેનો ભેદ પીછાનવાની પણ દરકાર છોડી દીધી, જે સમાજ પૂર્વના જ્ઞાનનું રહસ્ય શોધવા ના કહે છે અને નવીન જ્ઞાનથી પણ ભડકે છે, જે સમાજના શબ્દકોષમા 'સાહસ' 'સ્વાતંત્ર્ય' 'શૌર્ય' 'શક્તિ' એ શબ્દોના પર્યાયવાચક શબ્દ તરીકે 'પાપ' લખાયલું છે, જે સમાજમા એક તરફથી કૃપણતા અને બીજી તરફથી આંધળા સખાવત ચાલુ છે, જે સમાજમા શાસ્ત્રોના અભ્યાસીઓ પ્રાય ' વેદીઆ ઢોર ' અને પાશ્ચાત્ય શિક્ષણ પામેલા પ્રાય. ધર્મતત્ત્વની જ દરકા વગરના તથા બાકીનો બધો વર્ગ અંધશ્રદ્ધાલુ છે એવા સમાજના પુનરુદ્ધારની આશા કેવી રીતે રાખી શકાય ? " એટલું કહેતાં કહેતાંમા તો મ્હારા ચક્ષુમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો અને મ્હારી વાચા કુંઠિત થઇ ગઇ. મ્હારા મિત્રને પણ એથી પ્રબળ અસર થવા પામી ત્હેણે કહ્યું: "ખરેખર, દોસ્ત ! આપણા સમાજની સ્થિતિ અત્યંત ભયંકર છે આપણા ભવ્ય મહેલને ચોતરફથી અને એટલા જોરથી આગ લાગી છે કે જહેને બુઝાવવા માટે થતા બેચાર પામર વ્યક્તિઓના પરિશ્રમથી કાંઇ દહાડો વળે તેમ નથી. હવે તો કોઇ સ્વર્ગમાંના દેવો—જો તેઓ ખરેખર જ હયાતી ધરાવતા હોય તો—આપણા વચ્ચે ઉતરી આવે અને આગ બુઝાવે તો જ મહેલ બચવા સંભવ છે."

ડાકટરના મ્હોમાંથી છેલ્લું વાક્ય પુરૂં નીકળ્યુ પણ નહિ હોય એટલામાં અમારા બન્નેના મસ્તકના દરેક છીદ્રમાંથી આસમાની રંગનાં વાદળાં નીકળવા લાગ્યાં. એ વાદળાંના ગોટેગોટથી અમારી નજર સ્હામેની ખાલી જગા ભરાઇ ગઇ. થોડી મીનીટમા એ આસમાની

રંગના અવકાશ વચ્ચે સૂર્યકીરણો જેવાં કીરણો ઉત્પન્ન થયાં અને એમાંથી એક ભવ્યમૂર્ત્તિ દેવી ઉત્પન્ન થતી અમારી નજરે પડી. એના ચહેરામાં અપૂર્વ તેજ હતું, જો કે તે તેજ અસહ્ય નહિ પણ ઠંડક આપનારૂં હતું. એમાં અકથ્ય લાલિત્ય રમી રહ્યું હતું, જો કે તે સાથે જ ગંભીરતા પ્રકટી નીકળતી હતી. એમાં અસીમ શક્તિ નાચી રહી હતી, જો કે તેથી ભયની લાગણી ઉત્પન્ન થવા પામતી નહોતી. એક જબરજસ્ત તારો (પાણીમાં તરવાની કલાનો ઉસ્તાદ) જેમ પાણીના પટ પર ઉલ્લાસથી ક્રીડા કરવા સાથે તરે છે તેવી જ કોઇ અવર્ણનીય ગતિ તે દેવી આસમાની વાતાવરણમાં કરી રહી હતી. એનુ હલનચલન તરવા કે નાચવા રૂપ હતું, અને જ્યહારે એણે બોલવું શરૂ કર્યું ત્યહારે પ્રથમ તો અમને એમજ લાગ્યું કે કોઇ અપ્સરા દેવી ગાન કરી રહી છે ! ત્હેણે અમારી બન્નેની આંખો સાથે પોતાની આંખો સાંધીને સ્મીત હાસ્યથી કહ્યું "દેવોના વહાલો ! ત્હમે દેવોની હયાતીમાં શંકા કરો છો ? જેની ઈર્ષા ખુદ દેવો પોતે કરે છે એવો વારસો ધરાવતા મનુષ્યો ! શું ત્હમે દેવોની સહાય ઇચ્છો છો ? સ્હમજો કે દેવો, દાનવો અને માનવોમાં ત્હેમને દેવ, દાનવ અને માનવ તરીકે ઓળખાવનાર જે તત્ત્વ છે તે હમણાં ત્હમારી સમક્ષ ઉપસ્થિત છે. ત્હમે આજના જડવાદના જમાનાના લોકો તે તત્ત્વની હયાતી પર પણ શ્રદ્ધા ધરાવતા નથી— રે ખુદ શ્રદ્ધાળુ અને ધર્માત્મા કહેવાતા ત્હમારા મનુષ્યબંધુઓ પણ મદદ માટે કોઇ દૂરના જ દેવની આશા કરે છે, પણ તેઓ નથી જાણતા કે દેવનું જે તત્ત્વ ત્હેમને મદદ માટે જોઇએ છે તે તત્ત્વ તો ત્હેમની પોતાની જ અંદર છે. એ સત્ય શ્રદ્ધા આજે આ દુનિયામાંથી ઉડી ગયેલી જોઇ ત્હેની ખાત્રી કરાવવા માટે જ મ્હારે આજે ત્હમારી સમક્ષ સ્થૂલ સ્વરૂપમાં ઉપસ્થિત થવું પડયું છે. મ્હારૂં નામ શક્તિ છે, કોઇ મ્હને શાસન દેવી ( Ruling Power; 'Will-to-Power' ) પણ કહે છે. હું સિદ્ધોમાં રહું છું, દેવોમાં રહું છું, માનવમાં પણ રહું છું; મ્હને પોતામાં હોવાનું જેઓને 'ભાન' નથી એઓમાં પણ હું વસું છું. પણ ત્યહાં હું માત્ર પોઢી રહું છું. જેઓને પોતામાં મ્હારી હાજરીનું 'ભાન' છે તેઓમાં હું જાગ્રત્ સ્થિતિમાં રહું છું અને તેથી તેઓને કોઇની મદદની ગરજ કરવી જ પડતી નથી. ત્હમે હમણાં મ્હારા આગમનની રીત પરથી જ જોઇ શક્યા હશો કે હું આકાશ કે પાતાળથી નહિ, પૂર્વ–પશ્ચિમ કે ઉત્તર–દક્ષિણથી નહિ, પણ

ત્હમારા પોતાના સ્વરૂપમાંથી જ પ્રકટ થઈ છું. શા માટે દેવોના અસ્તિત્વની ચર્ચા કરો છો? ઓ શંકાશીલ મનુષ્યો! દેવોને દેવત્વ બક્ષનાર હું પોતે ત્હમારી પાસે જ છું—ત્હમારી અંદર જ છું. ત્હમને ત્હમારા સમાજની દશા દયાજનક હોવાનું સૂચવનાર પણ હું જ છું; કારણ કે હું જ્ઞાનમય છું. એ દયાજનક દશા દૂર કરવા માટે ત્હમારે બહાર ક્યાંઇ મદદ ઢુંઢવાની જરૂર નથી—એમ કરવું અર્થસાધક પણ નથી—ત્હમારે ત્હમારા સમાજની જૂદીજૂદી વ્યક્તિઓમાં રહેલી શક્તિઓને પીછાનવા અને તે ભિન્નભિન્ન શક્તિઓમાંથી **સંયુક્ત શક્તિ** ઉત્પન્ન કરવા તરફ જ લક્ષ આપવું ઘટે છે; અને એથી ત્હમારી સઘળી મુરાદો પાર પડશે એ મ્હારૂં વચન છે; કારણ કે હું ધનાઢ્યના ધનમાં રહું છું, બુદ્ધિશાળીના મગજમાં રહું છું, શાસ્ત્રાધ્યાયીના હૃદયમાં રહું છું. હું જ્યહાં જ્યહાં રહું છું તે દરેક સ્થળ શોધો અને તે દરેક સ્થળમાંથી મ્હારાં જૂદાંજૂદાં અંગો એકઠાં કરી આખું સ્વરૂપ બનાવો તો દેવલોકના તમામ દેવો કરતાં અનેકગુણું વધારે સહાયક તત્વ ત્હમે ઉત્પન્ન કરી શકશો. સિદ્ધિના ઉમેદવારો! અનંત બળના ઉમેદવારો! 'હાર્યા દોર' જેવા રોતડ થઇને દેવોની મદદ શું ઇચ્છો છો? શું ત્હમારૂં દેવત્વ એ એક કલ્પના માત્રજ છે? દેવોને પણ ક્ષણભર નમાવનાર ત્હમે મનુષ્ય છો અને તે છતાં ત્હમારી ખાનદાની ભૂલી જઇ હમેશ રોતડ બાળકની પેઠે આંસુ પાડ્યા કરો છો તથા પારકી મદદ માટે જ ફાટેલી તથા ઉંચે ગયેલી આંખો વડે 'પ્રાર્થના' કર્યા કરો છો એથી મ્હને અપમાન આપો છો ઉઠો, જાગો, કમર કસો; ત્હમારા સમાજમાના શ્રીમંતોને શોધો, શાસ્ત્રોના અભ્યાસી પંડિતોને શોધો, તેમજ આધુનિક વિદ્યાના અભ્યાસી વિદ્વાનોને પણ શોધો. ત્હમે જોશો કે એકમાં જે શક્તિ છે તે બીજામાં નથી, ત્હેનામાં જૂદી જ જાતની શક્તિ છે, પણ તે સઘળી શક્તિઓને એક સ્થળે એકઠી કરવાથી જ મ્હારૂં સ્વરૂપ ખડું થશે. આધુનિક વિદ્યાના અભ્યાસીઓને શોધીને ત્હેમને કહો કે, ત્હમારા સમાજની આજની સ્થિતિનો બારીકાઇથી અભ્યાસ કરે અને ત્હેની પૂર્વની સ્થિતિ તથા આજના બીજા સમાજોની સ્થિતિ સાથે ત્હેનો મુકાબલો કરી ખુટતા તત્વો શોધી ક્હાડે; એટલુંજ નહિ પણ એ ખુટતાં તત્વો પુરા પાડવા માટે તેઓની બુદ્ધિ શું શું માર્ગો સૂચવી શકે છે તે પણ ત્હેમની પાસેથી જાણી લ્યો. પછી ત્હમારા સમાજ-

માંના ધર્મશાસ્ત્રાભ્યાસીઓને શોધીને હેમને પણ એવી જ રીતે અભ્યાસ અને શોધન કરવા કહો અને તેઓ જે જે માર્ગો સૂચવી શકે તે હેમની પાસેથી પણ જાણી લ્યો. તે પછી એ બન્ને વર્ગોની સલાહો પર ગંભીરતાથી પણ પૂર છૂટથી ચર્ચા-ઉહાપોહ-કરો અને સમાજસુધારણા તથા ધર્મરક્ષાની યોજના મુકરર કરો. એ યોજના અમલમાં મુકવાનું કામ શ્રીમંતોની શ્રી વડે જ બની શકશે, માટે હવે એમને પકડો અને હમારી પાસે જે કાંઇ વક્તૃત્વ-શક્તિ, ભાષાબળ, સ્હમજાવવાની શક્તિ, ઇચ્છાશક્તિ તેમજ લાગ-વગની શક્તિ મોજુદ હોય તે સર્વનો ઉપયોગ કરીને હેમની પાસેથી જેટલું ધન કઢાવી શકાય તેટલુ કઢાવો. એ ધન વડે સમાજસુધા-રણા અને ધર્મરક્ષાની સઘળી યોજનાઓ અમલમાં મુકો. આ સઘળી ક્રિયા--સઘળી ભિન્નભિન્ન પ્રવૃત્તિ એ બીજુ કાંઇ નહિ પણ 'શક્તિ'નો 'વ્યવહાર' છે—શક્તિનું પ્રકટીકરણ કે સ્થૂલીકરણ છે. માત્ર પ્રાર્થના કે રૂદનથી હમારા સમાજ રૂપી મહેલને લાગેલી આગ બુઝાવાની નથી. કોરી ઇચ્છા કરવાથી કાંઇ આગ બુઝાવાની નથી; ભાષણો અને લેખોના બકબકાટ માત્રથી પણ કાંઇ વળવાનું નથી; શ્રીમંતોના કરોડો રૂપીઆના દાનો માત્રથી પણ કાંઇ કાર્યસિદ્ધિ થવાની નથી. કાર્ય-સિદ્ધિ માટે ધોરણસર યોજના થવી જોઇએ અને યોજના કરનારાઓનાં હૃદય સમાજસેવા માટે તલસી રહેલાં હોવાં જોઇએ. યોજના લાંબા વિચારથી અને સાચા જીગરથી ઘડાવી જોઇએ, એ પહેલામાં પહેલી જરૂરીઆત છે, અને બીજી જરૂરીઆત એ યોજનાને વળગી રહી એને અમલમા મૂકવાના નિશ્ચયની છે. નિશ્ચય વગર ઇચ્છાબલ હોઈ શકે નહિ અને ઇચ્છાબલ (will-power) વગર કાર્ય-સિદ્ધિ સંભવે જ નહિ ઇચ્છાબલના મૂળમાંથી કાર્યસિદ્ધિના માર્ગો આપોઆપ ડાળી રૂપે ફુટી આવે છે અને એના ઉપર પરિણામરૂપી સુંદર ફળો પણ સ્વભાવત પ્રકટી નીકળે છે. શ્રીમંતો પાસેથી નાણાં મેળવવાનુ જે કામ આજે હમને મુશ્કેલ લાગે છે તે કામ વસ્તુત: -સ્વભાવતઃ-તો મુદ્દલ મુશ્કેલ નથી, પણ હમારા ઇચ્છાબલના ફણગા તરીકે તે આપોઆપ થઇ આવવાનું. જે ઇચ્છાબલ ઇન્દ્રના વજ્રને તોડી શકે તે ઇચ્છાબલ આગળ બીચારા શ્રીમંતોનાં હૃદય શું વીસાતમાં છે? જાઓ, જીવનપ્રવાહમાં નાચો; કર્તવ્યક્ષેત્રમાં ઇચ્છા-બલની તરવાર સાથે ઘુમો; પ્રહારને 'યોદ્ધાની શોભા' માની

આલ્હાદ પામો; વિજયોને માટે વાજબી મગરૂરી લેતાં ખોટી શરમ ન રાખો. ત્હમે વાજબી મગરૂરીના હકદાર છો એ સત્યમાં શ્રદ્ધા રાખો, કારણ કે ત્હમે વીરના નહિ પણ મહાવીરના તનુજો છો અને શક્તિનાં નિવાસસ્થાન છો. જાઓ ત્હમારી દુનિયામાં અને ત્હમારા સમાજમાં, જાઓ અને ત્હેની દરેકેદરેક વ્યક્તિને ઉદ્ઘોષણ કરીને વાકેફ કરો કે સઘળા દેવોની અધિષ્ઠાતા દેવી પોતે ત્હમારા ઉદ્ધાર માટે સદા તૈયાર છે: એને પીછાનો, એનામાં શ્રદ્ધા રાખો, એને ત્હમારા જીગરમાં જાગ્રત્ કરો અને ત્હમારા ઉદ્ધાર અને સુખનો રસ્તો સાફ કરવા દો ! જાઓ એકેએક સાધુને–સાધ્વીને–શ્રાવકને –શ્રાવિકાને ત્હેમના બળતા મહેલનુ ભાન કરાવો અને એ બળતા મહેલને બચાવવા માટે ત્હેમની પાસે જે થોડાંઘણી 'માટી' હોય ત્હેને એ આગમા હોમવા કહો. જાઓ અને ત્હમારા ગળાના જેટલું જોર હોય તે સઘળું એકઠું કરીને ત્હેમને કહો કે, કિંમત ભર્યા વગર કોઇ ચીજ મળી શકે જ નહિ અને ભોગ આપ્યા સિવાય ઉદ્ધાર સંભવે જ નહિ. જાઓ, આકાશ ફાટી જાય એવા અવાજથી જાહેર કરો કે ઉદય થશે–જૈનસમાજનો ઉદય થશે જ–પણ તે લોભીઆઓથી નહિ જ, નહિ કાયરોથી; ના નહિ વાતોડીઆઓથી કે ટીકા અને સલાહો સ્હામે દાંતીઆં કરનારા મુડદાઓથી; પણ ઉદય થશે–અને જરૂર થશે–માત્ર 'વિચારકો'થી–વસ્તુસ્થિતિને ધીરજથી અભ્યાસનારા અને હિંમતથી જાહેર કરનારા ઉંડા વિચારકોથી તથા વિચારકોમાં શ્રદ્ધા રાખી ત્હેમની સૂચના પાછળ ધનનો અને સમયનો ભોગ આપનાર સાચા ભક્તોથી અને આ દેવવાણી–આ ભવિષ્ય કથન–ઘેરેઘેર સંભળાવી દો કે **જૈનસમાજનો ઉદ્ધાર થશે અધ્યાત્મરસિકો, વિદ્યાપ્રેમીઓ અને શ્રીમંતોના સંયુક્ત બળથી.** ”

આ શબ્દો હું સાંભળું છુ તેટલામાં બીછાનામા સૂતેલા મ્હારા સ્થૂલ શરીરને એક શ્રીમંત દોસ્તે આવી જગાડ્યુ અને મ્હારા અમૂલ્ય સ્વપ્નનો અંત આણ્યો. આહ, કેવો અકથ્ય આનંદમય દેખાવ ! કેવા અમૃતમય શબ્દો ! કેવું શક્તિપ્રેરક વાતાવરણ ! એ સ્વર્ગમાંથી એક ક્ષણમાં આ શુષ્ક—લુખ્ખી દુનિયામાં મ્હને ખેંચી લાવનાર મિત્ર તરફ પ્રથમ તો મ્હને ઘણો ક્રોધ ચ્હડ્યો; પણ તુરત જ ભગવતી શક્તિનું વચન યાદ આવ્યું કે શ્રીમંતોમાં પણ તે દેવી

શક્તિરૂપે રહેલી હોવાથી મ્હને ત્હેનાથી છેડાવું પાલવતું જોઇએ નહિ. તેથી મ્હેં ક્રોધને હાંકી કહાડયો અને આશા બાંધી કે એક દિવસ એ શ્રીમંત મિત્રની લાખોની મિલ્કત મ્હારા માનીતા 'જૈન મહેલ'ના રક્ષણ માટે મેળવી શકાશે. હા, મ્હને એવી શ્રદ્ધા હતી,—અને શ્રદ્ધા કેમ ન હોય? ખુદ મ્હારી અધિષ્ઠાતા દેવીએ મ્હને વચન આપ્યું હતું કે શ્રીમંતો, માસ્તર લોકો અને આધ્યાત્મિક પંડિતોના સંયુક્ત બળથી જૈન સમાજની વસંત ઋતુ પુનઃ ખીલશે ખીલો, બહુ ખીલો, ચીરકાલ સુધી ખીલો મહાવીરશાસનની વસંત ઋતુ'

વાડીલાલ મોતીલાલ શાહ.

---

( ૨ )

દુનિયા કોની ઇર્ષા કરે છે? 'શક્તિ'ની. જે 'આનંદ'મય શક્તિ દુનિયાના સામાન્ય ગણના નસીબમાં નથી તે જ્હારે કોઇ મનુષ્યમાં જોવામાં આવે છે ત્હારે 'દુનીઆ'થી—'જડ'થી—'મૃત્યુ'થી—'નબળાઇ'થી—'ગુલામી'થી બંધાયલી વ્યક્તિઓ ભીતરમાં 'ઇર્ષાની આગ' અનુભવે છે,—રે તે આનંદી શક્તિ ધરાવતા મનુષ્યના સગાઓ અને સંબંધીઓ પણ ઇર્ષાગ્નિમાં બળવા લાગે છે અને પેલા સુખી—આનંદી—બલવાન મનુષ્યને ત્હેના 'સ્વર્ગ'માંથી ખેંચી પોતાના 'નરક'માં ઉતારવાના તમામ પ્રયત્નો અજમાવે છે. તેઓ ત્હેની હાંસી કરે છે, ત્હેના ઉમદામાં ઉમદા શબ્દ કે આશય કે કૃત્ય ઉપર ક્રૂરતાનો રંગ ચ્હડાવે છે ( અર્થાત 'આરોપ' મુકે છે ), અને ત્હેના માર્ગમાં કાંટા અને પથરા તથા બળતા કોલસા નાખે છે.... બહાદુર પુરૂષ! એ કસોટી ત્હારે પસાર **કરવી જ પડશે,** કે જેથી તું 'પોતા' ઉપર આધાર રાખતા અને 'પોતા'માં સઘળું ઇચ્છાજોગ સુખ અને સાધન શોધતાં શિખે. વંટોળીઆ વચ્ચે પહાડની માફક ઉભો રહે, વીર! અને જગતના વંટોળીઆ ઉપર ઉંડું કલેજે હાસ્ય કર. ઉત્તમ 'તાલીમ' પામેલું લશ્કર જેમ દુશ્મનોનાં તોપો કે ગોળાઓના વર્ષાદ વચ્ચે પણ સ્થીર ઉભું રહે છે કે પોતાના સિરદારની આજ્ઞા હોય તો ફરમાવેલી દિશાએ જ—જાણે કાંઇ પણ પ્રતિરોધ નથી એમ માની—ચાલ્યા કરે છે, તેમ આત્મબળ અને આત્મવાદથી ઉત્પન્ન

* 'નગ્ન સત્ય'નો લેખ ગયા સપ્ટેમ્બરના અંકમાં શરૂ કર્યો હતો અને તે પછી આ અંકમાં જ આગળ ચલાવ્યો છે. પાછલા અંક સિવાય પણ આ અંકનો લેખ સમજી શકાય તેમ છે; કારણ કે તે કોઈ એક વિષયની ચર્ચા કે કથા રૂપે લખાતો લેખ નથી, પણ પ્રાસંગિક વિચારો અને અનુભવોનો સંગ્રહ છે. તથાપિ કોઈ 'વિચારક'ને પાછલો અંક જોઇએ તો તુરતમાં મંગાવવાથી મળી શકશે. માત્ર ૨૫ નકલો શીલીકમાં છે.

થતી શક્તિઓથી ડરવાના 'સ્વભાવ' વાળી દુનિયા જ્યહારે ત્હારા ઉપર પોતાનાં સઘળાં અસ્ત્રશસ્ત્ર સંયુક્ત બળથી ફેંકવા લાગે ત્યહારે ત્હારા આત્મા રૂપી શિરદારની **પ્રથમથી મળેલી** આજ્ઞા અનુસાર ત્હારી ગતિ—જાણે દુનિયા હયાત જ નથી એમ શ્રદ્ધા રાખી—ચાલુ રાખજે. પ્રત્યેક વિચાર, પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કાર્ય 'સામાયિક વ્રત' સાથે—સમતોલ વૃત્તિ સાથે—ત્હારી પોતાની અંદરના આત્માની 'શક્તિ, અમરતા અને આનંદ'માં અડોલ શ્રદ્ધા સાથે—કરજે. આ પોતાના બળની, પોતાની ઉંચી ખાનદાનીની, પોતાના સર્વોપરીપણાની શ્રદ્ધામા જો ડગ્યો તો દુનીઆનાં ભૂતડાં ત્હને ઉંચે શિખરેથી પાતાળમાં પછાડશે અને ગીધ પક્ષીની તૃપાથી ત્હારાં લોહી-માંસ ચુસી લેશે. ભૂલતો ના, ક્ષણભર પણ વિસરતો ના, કે તું સામાન્ય ગણુ—ગાડરાઓ—ગુલામોની 'જ્ઞાતિ'માં જન્મેલો નથી, તું પહાડી શિખર છે, તુ પોતે રચેલી 'વાડીનો' એકલો 'લાલ' છે. 'વાડા'ઓનાં ગાડરાની ગંદકી નહિ પણ વિકસિત પુષ્પોની 'વાડી'ના પરાગનો તુ હક્કદાર છે, કે જે હક—જે જન્મહક્ક—જે વારસો ત્હારી પાસેથી ખુચવવા કોઇ 'ગાડર' સમર્થ નથી

* * * * *

ઉંચો વિચાર કે સત્યનુ કોઇ સ્વરૂપ દૃષ્ટિગોચર થવામાં અનેક નડતર છે. શરીર અને મનની અમુક સ્થિતિઓ હરકતરૂપ થાય છે, અગર અમુક પ્રવૃત્તિઓ ઉચા વિચારને અવકાશ જ મળવા દેતી નથી; સમાજે માની લીધેલા ખ્યાલો, કે વ્યક્તિએ પોતે આગળથી બાંધી રાખેલા વિચારો, કે વારસામાં મળેલી અમુક પ્રકૃતિ પણ નડતરરૂપ થાય છે, કોઇ બાબત, કોઇ બનાવ, કોઈ અમુક જાતના પુસ્તકનુ વાંચન પણ વખતે વિઘ્નરૂપ થાય છે. આટલી બધી દીવાલોને ચીરીને સત્યના એકાદ સ્વરૂપના 'ઝાંખા' થવી એ શુ ઓછું મુશ્કેલ કામ છે? . . ...અને . અને આટલી બધી મુશ્કેલીઓ વટાવ્યા **પછી** હાથ લાગતું સત્ય જે આજ સુધી 'અંતીમ સ્થાન' હતું તે હવે માત્ર 'વિશ્રાન્તિ સ્થાન' જ હોવાનું ભાન થાય છે અને એથીએ વધારે દૂરના સત્યનો લોભ લાગે છે!.. કોણ કહી શકશે કે સત્ય અમુક જ **સ્થળે** છે?—**સ્થિર** છે?— **નિશ્ચિત** છે?

* * * * *

ઉંચો વિચાર **થવામાં** અનેક મુશ્કેલીઓ અને અનેક નડતર છે, પણ થોડા વખતને માટે થયેલો ઉંચો વિચાર **બન્યો રહે**—આંખ આગળ **પ્રતિક્ષણ ઉપસ્થિત** રહે એમ બનવું એ વળી

એથી પણ વધારે મુશ્કેલ છે. એ મુશ્કેલીનું જાણપણું એક દેખીતા વિરોધાભાસનો ખુલાસો પુરો પાડે છે અધ્યાત્મની વાતો કરનારાઓ પ્રાયઃ નબળા, રોતડ, નિશ્ચય વગરના કે 'દુઃખીઆરા' દેખાય છે ત્હારે કેટલાકો કહે છે કે તેઓ ખરેખર અધ્યાત્મ સ્હમજતા જ હોત તો આવા હોત નહિ; પણ એમ નથી,-સ્હમજવું એ એક વાત છે અને 'સ્હમજ'ને સ્વાનુભવો વડે, દુખો વડે, અંતરના વલોણાના પ્રસંગો વડે વધારે ને વધારે મજબૂત બનાવી 'જીવતી શ્રદ્ધા' (living faith) બનાવવી એ વળી બીજી વાત છે. સત્યના કોઇ અંગનો 'ચમકારો' જોવા એટલે કે કોઈ મહાન વિચાર ઉદ્‌ભવવો એ ખરેખર સદ્‌ભાગ્ય જ છે, પણ એ ચમકારો—એ વિજળી પડછાયાની માફક થોડા વખતમાં અદૃશ્ય પણ થાય. એ ચમકારાને પકડી રાખવામા આવે-એને ચળકતા પદાર્થ તરીકે પુગી રાખવામાં આવે તો નો અંધાઈ કે રોતડપણું કે દુઃખીઆરાપણું હોય જ નહિ. આ દશા ઉંચી છે; અને ને, ચમકારાની પ્રાથમિક દશામાથી જ ઉદ્‌ભવે છે. આહા તે પુરુષો કેવા ભાગ્યશાળી છે કે જેઓ પોતાના મગજમાં ઝબકી ઉઠતા એક ઉચ્ચ વિચારને બીજી બાહ્ય પ્રવૃત્તિઓમા પડી ગુમાવી ન નાખતા એ વિચારને વધારે ને વધારે સ્થીર, દૃઢ, સ્થૂલ બનાવવા માટે જોઇતું 'ધ્યાન' કરવાની ફુરસદ મેળવી શકે છે'

* * * * *

આહો વિચિત્રતા ! અહો 'નીતિ' ! અહો 'ધર્મ' !... . શક્તિનું 'ભાન' હોવું કે એ 'ભાન' જણાવવું એને 'ધર્મિષ્ટ' (!) દુનિયા ગર્વ—અનીતિ—પાપ ઠરાવે છે અને લોકોને એથી ભડકાવે છે. ભડકવું એ જ જેનો 'સ્વભાવ' બન્યો છે એવા મનુષ્યો આ પ્રમાણે હમેશ શક્તિથી દૂર અને વધુ દૂર હઠતા જાય છે. અરેરે નરક અને મોક્ષ વચ્ચેનું અંતર પ્રતિદિન ઘટવાને બદલે ઉલટું પ્રતિદિન—નહિ પ્રતિક્ષણ-વધ્યે જાય છે !...રાજમાર્ગી, તું દુનિયાના માર્ગ જોઇ શંકાશીલ થતો ના; ત્હારો અને ત્હેનો માર્ગ બરાબર એક જ લીટીમાં પણ તદ્દન ઉલટી દિશામાં છે અને ત્હારા 'જીવન'ની પ્રતિક્ષણ ત્હને 'ગુલામમાર્ગી'ના જીવનથી વધારે ને વધારે દૂર જ ખેંચી જવા બંધાયલી છે. એ પરિણામ નિર્માયલું જ છે વિશ્વના અટલ કાયદામાં એ કલમ વજના હરફથી લખાઇ ચૂકેલી છે. માટે ચિંતા ના કર, દરકાર ના કર, તું પણ 'વજ્રનો હરફ' થા !

* * * * *

## PEOPLE WILL TALK.

You may get through the world, but 'twill be very slow
If you listen to all that is said as you go;
You'll be worried and fretted and kept in stew,
For meddlesome tongues must have something to do—
*And people will talk.*

If quiet and modest, you'll have it presumed
That your humble position is only assumed.
You're a wolf in sheep's clothing, or else you're a fool,
But don't get excited, keep perfectly cool—
*For people will talk.*

And then if you show the least boldness of heart,
Or a slight inclination to take your own part,
They will call you an upstart, conceited, and vain,
But keep straight ahead—don't stop to explain—
*For people will talk.*

If threadbare your dress and old-fashioned your hat—
Someone will surely take notice of that,
And hint rather strong that you can't pay your way
But don't get excited, whatever they say—
*For people will talk.*

If your dress is in fashion, don't think to escape—
For they criticize then in a different shape—
You're ahead of your means, or your tailor's unpaid,
But mind your own business, there's naught to be made—
*For people will talk.*

Now the best way to do is to *do as you please*,
For your mind, if you have one, will then be at ease
Of course, you will meet with all sorts of abuse,
But *don't think to stop them*—it's not any use—
*For people will talk.*

*  *  *  *  *

બે કુટુમ્બીઓ વચ્ચે એકદા વિવાદ થયો. એકનું નામ હતું હીરો, બીજાનું, કોલસો. પદાર્થવિજ્ઞાન (સાયન્સ)ના ઉસ્તાદો આ બન્નેને એક જ કૂળના સંતાન જણાવે છે.

કોલસો:—"બન્ધુ હીરા! તું આટલો બધો કઠણ કેમ ભલા? શું ત્હારે આપણે એક જ કૂળમાં જન્મ્યા છીએ એ વાત ખોટી કરી?"

હીરોઃ—" બન્ધુ કાલીદાસ ! હું ત્હને પૂછું છું: તું આટલો બધો પોચો કેમ ? ત્હારી કિમત શું ? અને મ્હારી ? એ તફાવત શાને આભારી છે તે તું હજી પણ સમજી શકે છે ? પ્રકાશવું, ગમે તેવી કઠણ ચીજને પણ મ્હારા વડે કાપી–બે ભાગ કરી મ્હારી સર્વોત્તમ કઠણાશનો વિજયધ્વજ ફરકાવવો અને કોઇથી કપાવું નહિ. એ જ મ્હારા બહુમૂલનું રહસ્ય છે. વળી ત્રાંબા, પીતળ, ચાંદી તેમજ સોનાની કિમત તો લગભગ સ્થાર—ચોકસ—હોય છે, પણ મ્હારી કાંઇ ચોકસ કિમત હોઇ શકતી નથી, તેમજ મ્હારી કિમત પણ થોડાઓ જ આંકી શકે છે. અસાધારણનું બધું અસાધારણ ! પોચાભાઇ ! ત્હારી અને મ્હારી દિશાઓ અને પ્રકૃતિઓ તદ્દન ભિન્ન છે અને સદાને માટે તેમજ રહેશે; માટે વિવાદ છોડી દઇ પેલી મજુરણના ચૂલામા જા, ત બિચારી ત્હને ગરમ કરવાની રાહ જુએ છે ! અને હું પણ આ ચાલ્યો– દુનીઆના બજારનો સ્હેલ કરવા અને ભલભલાઓની અક્કલ અને તીજોરીઓનુ માપ કરવા !"

* * * *

" ઓ પ્રભો ! હુ પાપીને તું બચાવ, ક્ષમા કર, સહાય કર !"

. .. કેટલા થોડા માણસો છાતી ઠોકીને કહી શકશે કે તેઓએ આ શબ્દો એકથી વધારે વખત ઉચ્ચાર્યો નથી ? દુનિયાના ધર્મો અને ધર્મીઓ આને ભક્તિપરાયણતા—પવિત્રતા—નમ્રતા—આસ્તિકતા કહે છે બીચારા ભ્રમણાના રમકડાઓ ! લાગણી (emotion) અને અંધકાર (અજ્ઞાન)ના બાળકો ! તેઓ ઓછા જ જાણે છે કે સૃષ્ટિકર્તા ખરેખર હોય તો પણ તે એવો ખુશામતપ્રેમી અને અનિયમિત ન હોઇ શકે કે પોતાના કાનુનોને કોઇ ગુન્હેગારની ખાતર શીથીલ કરી દે. કુદરત ક્ષમા કરી શકે જ નહિ, કોઇ ઇશ્વર સહાય કરી શકે જ નહિ. ઇશ્વર ખરેખર જ હયાતી ધરાવતો હોય તો પણ તે માત્ર કાનુન ઘડીને અને જગતમા તથા જગજ્જીવોમાં અમુક 'શક્તિ' મૂકીને દૂર રહે, કે જે શક્તિનો ઉપયોગ કરવાનું અને પરિણામ ઉપજાવવાનુ તે જગતને સોંપતો હોવો જોઇએ આમ આજના આગળ વધેલા 'આસ્તિકો' પોતે જાહેર કરે છે. ઇશ્વર હો વા ન હો, મનુષ્યે પોતાને 'પાપી' માની 'શક્તિ' ગુમાવવી જોઇતી નથી અને ન્હાના બાળક માફક ક્ષમા અને સહાય પર પોતાના અસ્તિત્વને લટકતુ રાખવું જોઇતું નથી. હુ અમર છું, હુ જ્ઞાનમય છું, હું આનંદરૂપ છું: એ 'શ્રદ્ધા (નહિ કે માત્ર 'માન્યતા') મનુષ્યને ઇશ્વર જેવો સમર્થ—'શક્તિ'વાન બનાવે છે. ***

To maintain a cheerful attitude of mind—in the midst of a gloomy and exceedingly responsible task ( or adverse circumstances ) is no slight *artistic feat*. And yet, what could be more *necessary* than cheerfulness? Nothing ever succeeds which *exuberant spirits* have not helped to produce. *Surplus* power, *alone*, is the proof of Power.—A *transvaluation of all values*, —this note of interrogation which is so black, so huge, that it casts a shadow *even upon him* who affixes it,—is a task of such fatal import, that he who undertakes it is compelled every now and then to rush out into the *sunlight* in order to shake himself free from an earnestness that becomes crushing, *far too crushing. This* end justifies every means, every event on the road to it is a windfall. Above all *war*. War has always been the great policy of all spirits who have penetrated too far *into themselves* or who have grown too *deep*; a wound stimulates the recuperative powers. "—F. N.

* * * * *

અસાધારણ કર્મવીર જુલીઅસ સીઝર પોતાને બીમારીથી દૂર રાખવા માટે નીચેનાં સાધનોનો ઉપયોગ કરતો લાંબી કુચ, સાદામાં સાદું જીવન, નિરંતર સંકટો. અસાધારણ પુરુષોના યંત્રને જાળવવા માટે આથી વધારે સારા ઇલાજ બીજા ભાગ્યે જ હશે.

* * * * *

હિન્દુસમાજ લાંબો વખત ટક્યો હેતું, મુખ્ય કારણ "Unity in Diversity is the Law of Social Life" એટલે "વિવિધતામાં એકતા' એ સામાજિક જીવનનો કાનુન છે" એ સિદ્ધાંત હિન્દુશાસ્ત્રકારો સારી રીતે સમજતા હતા. અને એ સિદ્ધાન્ત ભૂલવાથી જ આજનો હિન્દુસમાજ છિન્નભિન્ન, દુખી અને પરતંત્ર છે. આજે વિવિધતાઓને જોડનારી સાંકળ રહી નથી એ જ દુર્બળતાનું કારણ છે.

* * *

'શક્તિ'થી 'આજના લોકો' બાપડા ભડકેછે કેમ ભલા ? શું શક્તિવાળા મનુષ્યોમાં ઉદારતા નથી હોતી ? શું તેઓ સભ્યતાના શત્રુ હોય છે ? શું તેઓ ભલા નથી હોતા કે રસિક નથી હોતા ? અગર શું તેઓ દેખાવથી જ રાક્ષસ જેવા હોય છે ?......આ રહ્યો હાલના જ એક 'શક્તિ'માન પુરૂષનો દાખલો ! આધુનિક હિંદી ભાષાના પિતા તુલ્ય સાક્ષર હરિશ્ચન્દ્ર કે જેણે આખી ઉમર અને લાખોની પોતાની મિલ્કત સાહિત્યસેવામાં અને તરંગી સખાવતોમાં ખર્ચી નાખી હતી ત્હેના પોતાના શબ્દો મનન કરવા યોગ્ય છે:

सेवक गुणीजनके, चाकर चतुरके हैं,<br>
कवियनके मीतवर, हित गुणगानीके;<br>
[1]सीधन सों सीधे, महा बांकन हम बांकन सों,<br>
[2]हरिचन्द नगद दमाद अभिमानीके;<br>
[3]चाहवेकी चाह महा, काहूकी न परवाह,<br>
नेही नेहके, दिवाने सदा सूरत निवानीके;[4]<br>
सर्वस रसिकके, सुदास दास प्रेमिनके,<br>
सखा प्यारे कृष्णके, गुलाम राधारानीके ![5]

ક્યહાં છે એ ટેક ? ક્યહાં એ મહત્વાકાંક્ષા ? ક્યહાં એ બેદરકારી ? ક્યહાં એ આત્મશ્રદ્ધા ? ક્યહાં એ લાખોની મુડીને બોજની પેઠ સખાવતોમાં ખર્ચી નાખી ભિક્ષુક દશાને આનંદથી ભેટનાર ફક્કડપણું ? આજનું બિચારૂં 'આધુનિક'પણું એ માત્ર નિર્બળતા અને જડપરાધીનતાના સ્થુલીકરણ સિવાય બીજું શું છે ?

---

૧ સીધાથી સીધો અને વાંકાથી મહાવાંકો, ૨ અભિમાની જનોનો હું "નગદ દમાદ" અથવા રોકડીઓ જમાઇ છું ! ૩ જ્હને ચાહે ત્હેને ચાહું અર્થાત્ જેઓને મ્હારી પ્રકૃતિ અનુકૂળ જણાય ત્હેમના તરફ જ મ્હારી ચાહના ખેંચાય; અને તે પણ સ્વાભાવિક રીતે જ—નહિ કે યત્નથી; બાકી બીજા કોઇની પરવા હું રાખતો નથી. ૪ સ્વાભાવિક લાવણ્ય પાછળ દીવાનો છું. દીવાનો જેમ બુદ્ધિવાદથી નહિ પણ Instinct થી દોરાય છે, તેમ હું પણ લાવણ્યને Instinctથી જોઇ શકું છું અને ત્હેની પાછળ દીવાના માફક લાગ્યો રહું છું લાવણ્ય ( Beauty ) જોવાને અને ત્હેની કદર કરવાને મ્હને આંખો અને હૃદય બન્ને છે ૫ પ્યારા કૃષ્ણનો—પરમાત્માનો—હું 'સેવક' નહિ પણ 'મિત્ર' છું; પણ રાધાજીનો તો ગુલામ—આજ્ઞાધારી છું રાધા એટલે કૃષ્ણ અથવા પરમાત્મામાં રહેલી શક્તિ, ઐશ્વર્ય.

* * * * *

કવિતાના (ઉજળી 'માયા'ના) શોખીન ગોલ્ડસ્મીથે*જગાએ જગાએ વાંચ્યું હતું કે "મિત્રતા એ એક દૈવી આશિર્વાદ છે"; પણ અનુભવો મળતાં પોતેજ કવિતા કરવી પડી કે "દોસ્તી એ નામ સિવાય બીજું શું છે? હૈયાફૂટાને અપાતું કેફી પાણું નહિ તો બીજું શુ છે? લક્ષ્મી અને આબરૂની પાછળ ચાલતો પડછાયો નહિ તો બીજું શુ છે?" ઓહ, દુનિયાની કરોડો ભ્રમણાઓમાંની જબરામા જબરી ભ્રમણા-મિત્રતા! દરેક મનુષ્ય ત્હારા 'યાર' હોવાનુ કહે છે, પણ કોઇ ત્હારા ચહેરાનું વર્ણન આપી શકતું નથી! ક્યહાં છે-કલ્પનાના આકાશમાં જ કે બીજે ક્યહાંઇ—ઓ ઠગારી મોહિની? 'લાગણી' (emotion)ના ગર્ભમાંથી જન્મતી અબળા 'દોસ્તી'! બધી અબળાઓની મ્હોટામા મ્હોટી શક્તિ 'મ્હો વાળવા' માં છે અને ત્હારી મ્હોટામાં મ્હોટી શક્તિ 'મ્હોં વળાવવા' મા છે! 'એક સ્ત્રી પાછળ હું ખુવાર થયો?': એ વિચાર મનુષ્યને દિવાનો કરી મૂકે છે, તેમ 'દોસ્તીના આકાશકુસુમવત્ રંગથી હુ અંજાઇ ગયો?'. એ વિચાર માણસને આપઘાત કરાવવાને પુરતો છે. દોસ્તી એટલે? પ્રથમ તો, આત્મઠગાઇ, **બહારથી** હુંફ મેળવવાની ખોટી લાલસાનો પુરાવો, દુનિયાને કલ્પિત રૂપ આપવાનો ભ્રમ, હૃદયની નબળાઇ, મનુષ્યને—અને તે પણ જેને 'પોતાનો' કહે છે ત્હેને જ—ભ્રમમા નાખવાનો 'ઇરાદો': એમ તો નહિ હોય? બોલ, આપણી દેવી 'દોસ્તી'! ત્હારૂં ખરૂં સ્વરૂપ તું જ ખોલ, કારણ કે ત્હારા સિવાય તે બીજું કોઈ ખોલી શકે તેમ જ નથી. અગર પૂર્વજન્મની લેણ-દેણનું છપું સ્થૂલીકરણ તે તો તું નહિ હો?

*
* *

ઉચ્ચ શ્રેણિના જીવાત્માઓ—'રાજ'માર્ગીઓ—કાંઈ પણ વિનામૂલ્ય લેવા ઇચ્છતા નથી અને ખાસ કરીને જીવન......

---

* જેઓ પર ગોલ્ડસ્મીથે ઉપકાર કર્યા હતા—અને ખરેખર ગોલ્ડસ્મીથ સ્વભાવથી જ પરોપકારી હતો—તેઓએ પોતે ત્હેની મુશ્કેલી વખતે આંખમીંચામણા કર્યા હતાં. એણે આવા પ્રસંગોનુ વર્ણન કલ્પિત પત્રોના રૂપમાં પ્રકટ પણ કર્યું છે. પ્રકૃતિના ઉંડા અભ્યાસી શેક્સપીઅરે પણ, મિત્રોની પાછળ લાખોની મિલ્કત બરબાદ કરનાર અમીરને એક કોડી આપવાના અખાડા કર્યાં પછી તે જ અમીરના મીજબાનીના ટેબલપર હાજરી આપવા ધસેલા સ્વાર્થી મિત્રોનું ચિત્ર, નાટક રૂપે આલેખ્યું છે.

જીવનની મઝાઓ ત્હેમને જ સ્પર્શી શકે છે, કે જેઓ જીવનના કાંટાને **ઉલ્લાસથી** સ્પર્શી શકે છે.

* * *

મઝા અને નિર્દોષતા નામની બે શરમાળ કુમારિકાઓની પાછળ પડનાર પુરૂષ ત્હેમને મેળવી શકતો નથી. સાહસિક, બહાદૂર પુરૂષના શરીરમાં ત્હેના જન્મની સાથે જ તે ઘુસી જાય છે અને ત્યહાં તે શરમાળ સુંદરીઓ એટલી ગુપચુપ પડી રહે છે કે કોઇ જોઈ પણ શકે નહિ કે આ પુરૂષને મઝા અને નિર્દોષતા વરી છે. ( are in him as *instincts.* )

* * *

"ત્હારા એક ગાલ ઉપર કોઇ તમાચો મારે તો બીજો ગાલ ધરજે" પણ ગુસ્સો કરતો નહિ, એવું એક ધાર્મિક ફરમાન છે; અને હરકોઇ ભોગે સ્વમાન અને સ્વકીય હક્કો જાળવવાનું પણ નૈતિક ફરમાન સાંભળવામાં આવે છે. બેમાંથી કયું ખરૂં માનવું? ...સત્ય હમેશ એક જ રૂપમાં અને સાદું હોવાની આશા રાખનારા મનુષ્યો આવા બે પરસ્પરવિરોધી ઉપદેશથી ગભરાઇ જાય છે... ...ગભરાવા દો, પારકી બુદ્ધિએ ચાલનારને ગભરામણ સિવાય બીજું શું મળી શકે? નિર્બળ, જીંદગી માત્ર સુખ માટે જ છે એમ માનનારા અને દુઃખના નામ માત્રથી ડરનારા માણસો તમાચો ખાઇ લેવામાં જ પોતાનું રક્ષણ માને એ સ્વાભાવિક છે, કારણ કે મ્હામા થવા જાય તો પોતામાં દમ ન હોવાથી **બીજો** તમાચો ખાવો પડે અને તમાચો ખાવો એ તો એવાને મન મૃત્યુ સમાન હોવાથી તેઓએ સહનશીલતા જ પસંદ કરવી પડે અને એને જ 'નીતિ' કે 'ધર્મ' તરીકે ઠરાવવી પડે. અથવા, કોઇ યુક્તિબાજ માણસ કોઇ દેશને કે સમાજને પોતાના તાબામાં રાખવા માગતો હોય તો પોતે ઉપર કહેલો સિદ્ધાંત ન માનતો હોવા છતાં પણ 'ઘેટાં'ઓ ઉપર સત્તા જમાવવા ખાતર તેઓને એ સિદ્ધાંત શિખવે. બીજા હાથ ઉપર, સુખ કે દુઃખ પરથી જીવનની કિંમત નહિ આંકનારો વીરાત્મા ગમે તે ભોગે પણ સ્વમાન અને સ્વકીય હક્કનું રક્ષણ કરવાના 'પ્રયત્ન'માં 'આનંદ' જ માનવાનો અને ત્હેને જ 'ધર્મ' કહેવાનો. બન્ને સિદ્ધાન્તો સાંભળનારા મનુષ્યે બેમાંથી પોતાની પ્રકૃતિ ( instinct ) ને અનુસાર પસંદગી કરવાની છે. 'નબળા'ઓ બીજા નંબરનો સિદ્ધાંત ધર્મ તરીકે

સ્વીકારે તો ઉલટા દુઃખી થાય; 'સબળા'ઓ પહેલા નંબરનો સિદ્ધાંત ધર્મ તરીકે સ્વીકારે તો—અરે પણ તેઓ તો તે સિદ્ધાંત સ્વીકારી કે સાંભળી પણ શકે જ નહિ ! *

દુનીઆ આજકાલ બહુ 'પરગજુ' થઇ ગઇ છે ! 'પોતે મરીને પણ બીજાને બચાવવા, પોતે દુખી થઇને પણ બીજાને સુખી કરવા': આમ આજે દરેક સાધુ, ગૃહસ્થ અને કસાઇ પણ બોલતો સંભળાય છે; પારકાની આટલી બધી ચિંતામાં પડેલો આજનો માણસ પોતાને તદ્દન ભૂલી ગયો છે ! એ જ આ દુનીઆનો મ્હોટો રોગ છે. આજે આખું ચક્કર ઉંધું ફરવા લાગ્યું છે ! પ્રથમ પરદયા અને પછી સ્વદયા ( અને તે પણ યાદ આવે તો ! ): એ ધખારાને આજે લોકો પવિત્રતા (!) માને છે. પણ સ્વદયા વગર પરદયા હોઇ શકે જ નહિ—સંભવે જ નહિ—એ મૂળ વાત સાંભળવા કોને દરકાર છે ? "ફલાણાએ ગેરવાજબી રીતે મ્હારૂં નુકસાન તો કર્યું છે, પણ જો હું એના ઉપર વૈર લઉં અગર ગુસ્સો કરૂં તો ત્હેને દુખ થશે": આ દલીલમાં ન્યાયશાસ્ત્રની ગંધ પણ નથી; ખરી વાત તો એ છે કે, જે ગુસ્સો કરવાથી મ્હારૂં મગજ બગડે કે બુદ્ધિ બંધાઇ જાય તે ગુસ્સો મ્હને પોતાને જ નુકસાન કરનારો હોઇ એ તો બીજા ઉપર વૈર લેવાને બદલે મ્હારા જ ઉપર વૈર લેવા બરાબર થાય છે, માટે મ્હારે ગુસ્સો કરવાની પણ **ખરી રીત** શોધી કહાડવી જોઇએ છે. એ રીત અમલમાં મૂકતાં ત્હેમાં 'આનંદ' અનુભવવો જોઇએ, સુખદુઃખ આવે ત્હેને એ ગીતના 'ફળ' ગણવાં ન જોઇએ. આવી આત્મસ્થીરતા ન હોય ત્હેમને માટે સહનશીલતા જ ઠીક છે, પણ તેટલા માટે 'સહનશીલતા એ **સર્વદા અને સર્વથા** સર્વોત્તમ સદ્‌ગુણ અને ધર્મ છે' એમ કહેવું વાજબી ગણાશે નહિ. સુખ અને દુઃખને પરિણામ કે દૃષ્ટિબિંદુ માનીને જે કાંઇ થાય છે તે સર્વ અમજાગ છે—એ • 'નબળાઇ' છે.

* * *

"બોલો થોડું, ગાઓ, ગાઓ થોડું, નાચો." જીવનસ્રોતમાં વહેતા જીવાત્માઓ 'નાચવા' સાથે તરવાનું ક્યારે શિખશે ?

* * *

* વીરાત્માઓ તુચ્છ આત્માઓ ઉપર વૈર લેવાને પ્રવૃત્ત થતા નથી, કારણ કે ત્હેમાં તેઓ લઘુતા માને છે ( નહિ કે 'પાપ.')

બુદ્ધિ એ પણ કાંઇ સમ્પૂર્ણ વિશ્વાસપાત્ર-નિર્દોષ-સહીસલામત સાધન નથી. મનુષ્યના જન્મ **પહેલાં** ત્હેની બુદ્ધિ સાથે કાંઇકાંઇ રંગો ભળ્યા હોય છે અને જન્મ **પછી** પણ ભળતા રહે છે. માત્ર પારકી બુદ્ધિ પર લટકી રહેવાની ટેવ છોડી એટલું જ બસ નથી, પણ એક દિવસ પોતાની બુદ્ધિનો પણ અવિશ્વાસ પોતાની અંદરના 'છૂપા તત્ત્વ'ને થવા લાગે એ સ્થિતિનો લોભ કરવો જોઇએ... ...આ 'અનુભવ' એક આધુનિક પાશ્ચાત્ય ફીલસુફે જાહેર કર્યો છે. ...અને જૈન શાસ્ત્રો તો હજારો વર્ષથી કહેતા આવ્યાં છે કે ઇચ્છા-શરીર તેમજ બુદ્ધિશરીર ( તૈજસ અને કાર્મણ દેહ ) એ બન્નેથી આત્માને છૂટો--એકાકી—કોઇ પણ જાતના 'શરીર'ના પીંજરા વગર-નો-બનાવે ત્હેનું નામ સિદ્ધાત્મા. એઓ ઉંચામા ઉંચા 'શિખર' પર રહે છે અને સુખ તેમજ દુ:ખ નામની લાગણી જે શરીર વડે આપણને થાય છે તે શરીર જ ત્હેમને હોતા નથી. સુખ દુ:ખ એ કોઈ 'વસ્તુ' નથી; પણ સમાજ, કાનુન, નીતિ, રીવાજ વગેરેની માફક તે પણ આપણી જ કલ્પેલી 'કલ્પના' છે એ વાત કોઇ 'રાજ-માર્ગી'ને શિખવવી પડતી નથી.

* * *

સત્ય તે છે કે જે, સત્યને ઓળંગી આગળ વધે છે....કેવી ગુંચવાડાભરી વ્યાખ્યા !......માણુસો સત્યની વ્યાખ્યા આપે તે તદ્દન સાચાં કે સમ્પૂર્ણજ હોય એમ માની શકાય નહિ, કારણકે માણુસ **પોતાની પાસેના** અનુભવો પરથી અને **પોતાની પાસેના** શબ્દો વડે સત્યનુ સ્વરૂપ આળેખે છે.

* * *

તે છતા માણુસે એક 'ખીંટીને' વળગવુ તો પડશે જ. શ્રદ્ધા માણુસનુ આગળ વધવાનું એકનુ એક સાધન છે. સત્યની એક કલ્પિત ખીંટી સાથે પોતાની બુદ્ધિને શ્રદ્ધાની લાંબી દોરીથી બાંધવી જોઇએ અને જ્યારે વધતાં વધતાં તે ખીંટી સુધી જઈ પહોંચાય ત્યારે શ્રદ્ધાની દોરીને તે ખીંટીથી છુટી કરી બીજી દૂરની ખીંટી પર ફેંકવી જોઇએ.

* * *

સુખ એ દુ:ખની બીજી બાજુ છે......સુખીઆ દુ:ખ વગરના કદાપિ હોઇ શકે નહિ......આનંદ, સુખદુ:ખને પીછાનતો નથી.

*
* *

સત્યસુંદરી એ ગર્વિષ્ટ, મુશ્કેલીએ મનાય તેવી, આશકોને પજવવામાં જ આનંદ માનનારી કુમારિકા છે. મ્હારો અનુભવ કહે છે કે, જેમ જેમ હું તેણીની પાછળ પડુંછું અને મ્હને તેણીના એકાદ અંગની ઝાંખી થવા લાગે છે તેમ તેમ તે વધારે ક્રોધાતુર બને છે અને જાણે કે ત્હેની તરફ છૂપી નજર કરવાના'સાહસ'નું વૈર લેવા માગતી ન હોય તેમ મ્હારા ઉપર બાહ્ય અને આંતરિક સંકટો વર્ષાવે છે. કોઇ વખત શંકાની આગ મ્હારામાં સળગાવે છે, કોઇ વખત મ્હારૂં નિશ્ચયબળ ઠંડું કરી દઇ મ્હને પ્રવાહમાં તણાતું મુડદું બનાવી દે છે, કોઇ વખત આછા પોશાક સાથે દેખા દઇ આકાશમા ઉડવા લાગે છે અને મ્હને સહેલાઇથી તેણીના સમ્પૂર્ણ દર્શન થવાની આશા પ્રેરી ઉંચે અને અતિ ઉંચે ખેંચી જાય છે, જ્યહાં પહોંચ્યા પછી મ્હારી એકાદ પાંખને કાપી નાખી મ્હને 'જમીન' પર પટકી દે છે. કેટલીક વાર તેણીના અસ્તિત્વમાં જ મ્હને અશ્રદ્ધા ઉત્પન્ન કરાવી એ 'કલ્પિત ઓળા' પાછળ ભટકવાના મ્હારા પ્રયત્નો માટે પસ્તાવો કરાવે છે, કોઇ વાર મ્હારી આંખોને અને કોઇવાર બુદ્ધિને અવિશ્વાસપાત્ર ઠરાવી મ્હારી આશાઓ ઉપર ઠંડું પાણી રેડે છે, કોઇ વાર બાહ્ય દુનિયાને મ્હારી સ્હામે ઉશ્કેરી મૂકી મ્હને એકલો-હુંફની ગરજવાળો અને તે છતાં હુંફની સગવડ વગરનો-ભીતરના ખૂણે બેસી લોહી ટપકતા ઘા ઉપર અશ્રુ વહેવડાવતો બાળક બનાવી દે છે......

...પણ બીજી જ પળે તે મનવલ્લભા એ દુઃખમાં જ 'આનંદ' બતાવે છે ! 'પ્રાણપ્યારીને મેળવવા ખાતર સહવા પડતાં દુઃખનાં સ્મરણ એ મ્હોટામાં મ્હોટું સુખ છે' એમ મ્હારા કાનમાં ફુંક મારી મ્હને બ્હેરો કરે છે ! ગમે તેટલી તો પણ મ્હારી મનવલ્લભા ! મ્હારી તે મ્હારી જ—બીજાઓ એમાં શું સ્હમજે ?

*
* *

મ્હારા આખા શરીરમાંથી એક વખત ઝણઝણાટીવાળો અવાજ થયો ( એ જ તો 'આત્મા'નો 'નાદ' નહિ હોય ? ) કે "મ્હારે વિશ્વ પર રાજ કરવું છે." પણ મ્હારાં હાથ-પગ-છાતી અને મગજે કહ્યું: "ના રે ભાઇ ! એ અમને પાલવશે નહિ; રાજ તું કરે અને ઘસાઇ મરવું પડે અમારે!" આત્મા સ્હમજ્યો કે હજી ત્હેની પ્રજા જ ત્હેની આજ્ઞા ઉઠાવવાને તૈયાર થઇ નથી, તો બીજાઓ આજ્ઞા કેવી રીતે

ઠેકાવશો ? તે સ્હમજ્યો કે, જહેના વડે રાજ્ય કરવાનું છે તે તો હજી નિર્બલ છે અને તેથીજ ગજા ઉપરાંતના કામ માટે આનાકાની કરે છે, માટે પ્રથમ તો પોતાની સમ્પૂર્ણ સત્તા પોતાની પ્રજા પર જ જમાવવી જોઇશે અને તે પ્રજાને આજ્ઞાકારી જ માત્ર નહિ પણ વજ્ર જેવી બલવાન બનાવવી જોઇશે,—તો જ બીજી તમામ દુનિયા પર 'રાજ કરવા'નું બની શકશે.

*<br>* *

કોઇ સમાજની તમામ વ્યક્તિઓ રાજા બને કે તમામ પ્રજા બને, તો તે સમાજનો અંત સમીપ આવ્યો સ્હમજો. બીજાઓના શરીર, ઇચ્છા અને બુદ્ધિ પર સત્તા ચલાવવાની કુદરતી યોગ્યતા ધરાવનારા 'રાજા'માર્ગીઓ કાયદા બાંધશે જ અને ઓછી શક્તિવાળાઓએ તે કાયદાના બંધનમાં રહેવું પડશે જ 'સમજુને માટે સાન અને મૂર્ખને માટે દંડ' એ કુદરતી કાનુન છે; બડબડવું એ મૂર્ખાઇ છે.

*<br>* *

એક ચીજની હયાતીથી જેટલો લાભ થવો શક્ય છે તે કરતાં જો તે ચીજને જાળવવાનું ખર્ચ વધારે હોય તો, જાળવવાનો શ્રમ સેવવો એ મૂર્ખતા છે. કોઈ કોઈ સમાજ એવા છે કે એમને મરતા અટકાવવાનો શ્રમ સેવનો એ ઉપર કહેલી મૂર્ખતા જેવીજ મૂર્ખતા છે.. ...સમાજ મરશે એ ખ્યાલથી ખેદ પામવો એ પણ અજ્ઞાનતા છે. પાનખર ઋતુમાં ઝાડનાં પાંદડા ખરી પડે છે તે શું ખેદનો વિષય છે ? એ જ ઝાડને નવપલ્લવ જોયા પછી કહો કે પાનખર ઋતુ એ દુખનું કારણ ગણાય કે સુખનું ?......અને અમુક પાંદડાં સાથે જ કોઇ વૃક્ષનું જીવન બંધાયલું નથી, તેમ અમુક મનુષ્યો સાથે જ કોઇ સમાજ કે દેશ કે ધર્મ બંધાયલો નથી. ઝાડ પર પાંદડાનો એક જથ્થો જન્મે, વૃદ્ધ થાય અને ખરી પડે એમાં જ તે ઝાડનું આરોગ્ય અને સૌંદર્ય સમાયલું છે. પાંદડાંના અમુક જથ્થા માટે ઝાડ નથી, ઝાડ માટે પાંદડાંનો અમુક જથ્થો છે. આપણા જેવા થોડા સો કે થોડા હજાર માણસો મરે કે જીવે ત્હેની અનાદિ વિશ્વને ઓછી જ પરવા છે.

*<br>* *

વાડાઓ, ગચ્છો, પંથો એ વગેરે શું છે? સત્યનાં અનેક સ્વરૂપો પૈકી એકેક સ્વરૂપ છે, અમર્યાદિત તત્ત્વને મર્યાદામાં લાવવાના યથામતિ

થતા પ્રયત્ન છે. આ જાણ્યા પછી મતપંથની મારામારી કરવી કોને પાલવશે ? કેવા સુંદર શબ્દોમાં હરિભદ્ર સૂરિ એકરાર કરે છે કેઃ—

आग्रही बत निनीषति युक्तिं
यत्र तत्र मतिरस्य निविष्टा ।
पक्षपातरहितस्य तु युक्ति—
र्यत्र तत्र मतिरेति निवेशम् ॥

આગ્રહી જીવ પોતાની યુક્તિઓ ( દલીલો )ને તે તરફ 'ખેંચી' જાય છે કે જ્યહાં હેની મતિ પ્રથમથી જ નિર્વિષ્ટ હોય છે; બીજા હાથ પર, પક્ષપાતરહિત જીવ પોતાની મતિને ત્યહાં સ્થાપે છે કે જ્યહાં યુક્તિ હેને લઇ જાય છે. ભાવાર્થ કે, સત્યશોધકો કાંઇ 'માની લેતા' નથી, પણ યુક્તિ અથવા દલીલ અર્થાત્ વિચાર શક્તિ હેમને જ્યહાં દોરી જાય છે ત્યહા પોતાની માન્યતાને વિશ્રામ આપે છે. ત્યહાં વિશ્રામ લેતી હેમની માન્યતા, વળી, તેથી પણ વધારે ઉત્તમ વિશ્રામ સ્થાનની શોધમા રહે છે. અને આગ્રહી લોકો પ્રથમ જ એક વાતને સત્ય માની લઇ હેને બીજાની દૃષ્ટિએ સત્ય ઠરાવવા દરેક યુક્તિ વાપરે છે. આગ્રહીની બુદ્ધિ બંધાયલા જળ જેવી છે; સત્યશોધકની બુદ્ધિ વહેતા જળ જેવી છે. આગ્રહી બાપના કૂવામા બુડી મરવાનુ પસંદ કરે છે; સત્યશોધક હમેશ વ ારે અને વધારે તનદુરસ્ત તત્ત્વ ધરાવતું જળ શોધતો રહે છે. એ શોધ પોતે ઉત્સાહભરી હોઇ આનંદદાયક પણ છે.

***

મ્હારા સાહસપ્રેમી 'ગરૂડ' ! ગાડરસમૂહે બગાડી દીધેલી હવા-વાળા આ ક્ષુદ્ર પ્રદેશમા તું કેમ સ્થીર થઇ ઉભો છે ? એકાકી ઉ-ડવાના શોખને તું ક્યહાં ધરાણે મૂકી આવ્યો છે ? ટટાર, દોસ્ત, ટટાર ! ઉંચે—ઉંચે—ઘણે ઉંચે...અને પછી ત્યહાંથી સીધા...ભૂત-કાળના મેદાનમાં—ઘણા દૂરના ભૂતકાળના મેદાનમાં ઉડવા પાંખો ફફડાવ...ત્યહાં જઈ 'ઉંચે'થી 'નીચે' જો !...જો, કે 'સમાજ' ભા-વના ક્યહારે અને કેવી રીતે જન્મ પામી, 'પાપ'–'ગુન્હો'–'દંડ'–'નીતિ' એ 'વિચારો'—એ ભાવનાઓ—મનુષ્ય નામના છોડમાં કેવી રીતે અને કયા ક્રમથી ઉત્પન્ન થઇ ?

आरोग्य.

# जींदगीनो भोमीओ.

[ ૧૯૧૫ના માર્ચથી અનુસંધાન.* ]

ખરા સુખની જેને ગરજ હોય, ખરું સુખ પોતાના દેશમાં અને દુનીઆમાં ફેલાયએવી જેની ઈચ્છા હોય, તેણે કુદરતના શાસ્ત્રનો અભ્યાસ અને પ્રચાર કરવામાં પોતાથી બને તેટલો ફાળો આપવો જોઇએ. સમાજને એ શાસ્ત્રનું સાદું રહસ્ય વિદ્યાર્થી અવસ્થાથી જ શિખવવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે જોઈ ગયા કે એ શાસ્ત્રે ત્રણ દવાઓ મુખ્ય બતાવી છે, કે જેનાં નામ હવા, જલ અને વ્યાયામ અથવા કસરત છે. આમાંની હવા સબંધમાં જાણવા જેવી મુખ્ય બાબતો પ્રથમ વર્ણવી ચૂક્યો છું. હવે આપણે બીજી દવા-જલ-ઉપર આવીશું.

સાયન્સ કહે છે કે, હાડકાં સિવાય શરીરના બીજા ભાગો પાણીથી જ બનેલા છે. શરીરનો લગભગ પોણો ભાગ પાણીથી બનેલો છે—કહો કે પાણી જ છે. મતલબ કે, પાણી વડે અંગો બનતાં હોવાથી પાણીની સ્વચ્છતા પર શરીરના આરોગ્યનો આધાર મ્હોટે ભાગે રહેતો હોય એ અસંભવિત નથી. કેટલીક જગાનાં પાણી એવા હોય છે કે જે અમુક દરદો ઉત્પન્ન કરે છે, કેટલીક જગાનાં પાણી પીવાથી અનેકગુણો ફાયદો કરનારાં હોય છે. વધતા જતા સુધારા અને ધાંધળના આ જમાનામાં ગામડાંઓ ભાગી મ્હોટાં શહેરો વધવા પામ્યાં છે તેથી પાણી સંબંધી બૂમ ઘણી વધી પડી છે. શહેરોમાં વસતા લોકો જેટલી દરકાર દવા ખાવાની કરે છે તેથી દશમા હિસ્સાની દરકાર સ્વચ્છ જળ મેળવવા માટે કરતા હોય તો એમનું ઘણુંખરું નકામું ખર્ચ અને દુઃખ બચી જવા પામે. કોઇ પણ ભોગે, જેમાંથી હમેશ જળ ખેંચાતું હોય એવા અને જેનું

---

* આ લેખ સમાપ્ત થયા પછી આખો લેખ અલાયદા પુસ્તક રૂપે બહાર પાડવામાં આવશે પાછલો અંક નહિ વાંચવા પામેલાને પણ આ અંક વાંચવાથી સમજવામાં કાંઈ અડચણ પડે તેમ નથી આવતા અંકમાં આ વિષય ચાલુ રાખવામાં આવશે.

પાણી પાચનશક્તિને મદદ કરનારૂં જણાયું હોય એવા કુવાનું પાણી મેળવવા તજવીજ કરવી જોઇએ. અને જ્યહાં કુવાનું કે નદીનું કે નળનું પાણી જોઇએ તેવું સારૂં હોવા સંબંધે શંકા હોય ત્યહાં (અને નળના પાણીની બાબતમાં તો હમેશા) પાણીને પુષ્કળ ઉકાળીને ઠાર્યા પછી જ પીવાનો રીવાજ રખાય એ ઇચ્છવા યોગ્ય છે. જેઓને મ્હોટાં શહેરોમાં હમેશ રહેવું પડતું હોય તેમણે બનતાં સુધી વર્ષમાં એકાદ મહીનો, જે ગામનું પાણી વખણાતું હોય એવા કોઇ ગામડામાં રહેવાનો રીવાજ રાખવો એ મ્હોટા લાભનું કારણ છે. આ મુદ્દાપર જેટલું બોલાય તેટલું થોડું છે. વર્ષો સુધી ખવાયલી હજારો રૂપિયાની દવાથી જે નહિ બને તે, શાન્ત અને સુખાકારીભર્યા ગ્રામ્ય આવાસમાં એક માસ ગુજારવાથી, બને છે.

દરરોજનું કેટલું પાણી શરીરમાં જવું જોઇએ એ બાબતનો ચોક્કસ નિયમ કહી શકાય નહિ, પણ એટલું તો ખરૂં કે તરશ ન લાગે એ સારૂં ચિન્હ નથી. મગજમારીના કામમાં ગુંથાયલા મનુષ્યોને સાધારણ રીતે તરશ ઓછી લાગે છે. પણ તેવાઓએ સ્હવારમાં ઉઠતા વેંત મ્હોં સાફ કરી તુરત જ એક પ્યાલો સ્વચ્છ જળ પી લેવું એ ફાયદાકારક છે. બહારથી આવીને તુરત કે કસરત કરીને તુરત પાણી પીવું એ બહું નુકસાનકારક છે. જમતાં જમતાં વારવાર કે વધુ પાણી પીવાથી જઠરાગ્નિ મંદ પડે છે. એક નજરથી કરાતાં કામો વખતે, વખતો વખત થોડી મીનીટ બચાવી આંખોમાં ઠંડું જળ છાંટવું એ આંખોને તાજગી બક્ષે છે; તેમજ મગજનું કામ કરનારને માટે માથા ઉપર ઠંડું જળ છાંટવું એ પણ એટલું જ ફાયદાકારક છે.

પાણી પીવાની ક્રિયા આસ્તે આસ્તે થવી જોઇએ. ટચક ટચક પીવું નુકશાનકારક છે; અને એકી વખતે ઘણું પાણી પણ ન પીવું જોઇએ. અતિ ઠંડાં પીણાં (જેવાં કે આઇસ વૉટર) તેમજ અતિ ગરમ પીણાંથી પરહેજ રહેવું જોઇએ. સામાન્ય રીતે શુદ્ધ જલ સિવાયનાં બીજાં દરેક પીણાંથી દૂર રહેવું એ વધારે સહીસલામત છે. ચ્હા, કૉફી, એરેટેડ વૉટર્સ વગેરેમાં અમુક નુકસાન સાથે અમુક ગુણ પણ છે, તથાપિ સહીસલામત રસ્તો એ છે કે સ્વચ્છ જળ સિવાયનાં સર્વ પીણાંથી જેમ બને તેમ વેગળા રહેવું. માદક પ્રવાહીઓથી તો છેક જ દૂર રહેવું.

એ આરોગ્ય શાસ્ત્રનો પહેલો સિદ્ધાંત છે. ભોજન દરમ્યાન અને ભોજન પછી એક કલાક સુધીમાં જેમ બને તેમ થોડું જળ પીવાની કાળજી રાખનારને અજીર્ણ અને મંદાગ્નિની ફર્યાદ કરવી પડશે નહિ.

પાણી પોતે સ્વચ્છ છે એટલી જ ખાત્રી કરવાથી આપણું કામ પુરૂં થતું નથી. સ્વચ્છ જળને રાખવાનાં વાસણો કેવાં છે તે બાબતની પણ પુરેપુરી કાળજી રાખવી જોઇએ. ને વાસણો દરરોજ અંદરથી ઘસી ઘસીને ધોવાવાં જોઇએ; વળી બનતાં સુધી એકના પીધેલા પાણીનો શેષ ભાગ બીજાઓએ ન પીવો જોઇએ; કારણ કે તેથી ચેપી રોગનો સ્પર્શ થવાની ધાસ્તી છે. પાણીનાં વાસણો અને પાણી પીવાના પ્યાલા વગેરે ખુલ્લા ન રહે તેની પણ દરકાર રાખવી જોઇએ. પાણી ગળવાનાં વસ્ત્ર વખતોવખત ધોવા જોઇએ.

ઉન્હાળામાં પાણી ઉપરાંત બીજું એક પીણું બલામણ કરવા યોગ્ય છે અને તે ' છાસ ' છે. છાસના ગુણો એક જીભથી વર્ણવી ન શકાય એમ જ્યારે હું કહીશ ત્યારે કેટલાકો મ્હને હસી કહાડશે; કારણ કે છાસ બિચારી સોડા-લેમન કે ચ્હા-કૉફી જેટલી મોંઘી અને ફેશનેબલ ચીજ નથી! તથાપિ છાસ જેવી તૃષા છીપાવનારી, ઠંડક આપનારી, પાચનશક્તિને મદદ કરનારી, રૂચિ ઉત્પન્ન કરનારી અને આંતરડાંના ભયંકર દરદોને વગર દવાએ મટાડનારી બીજી કોઇ ચીજ દુનીઆમાં હયાતી ધરાવતી નથી. દૂધ જેવું પૌષ્ટિક પીણું પણ છાસના ગુણો આગળ પાણી ભરે છે ! ખરૂં કહું તો છાસ એ ગરીબોનું અમૃત છે, કે જેની શ્રીમંતો અને સુધરેલાઓએ ઇર્ષા કરવી જોઇએ છે ! માત્ર છાસ ઉપર રહી મહીનાઓ સુધી ઉપવાસ કરવાનો રીવાજ મારવાડી જૈન સાધુઓમાં પ્રચલિત છે. જાણીતા તબીબોના અખતરા પરથી એટલું તો સાબીત થઇ ચૂક્યું છે કે અપચાના દરદીઓને છાસ ઉપર ૨-૪-૮ કે ૧૦ ઉપવાસ કરવાથી જે લાભ થાય છે તેવો કોઇ દવાથી ભાગ્યે જ થાય છે. ( ઉપવાસનું ' સાયન્સ ' ખાસ શિખવા જેવું છે; આ પત્રના ઇ. સ. ૧૯૧૪ ના પર્યુષણના ખાસ અંકમાં તેમજ ઇ. સ. ૧૯૧૫ ના છેલ્લા અંકમાં આ ' સાયન્સ ' વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે.)

જળનો ઉપયોગ અંદર તેમજ બહાર બન્ને રીતે જરૂરનો છે, માટે સ્નાનની બાબતમાં પણ કેટલુંક કહેવું જોઇએ. શરીરનો કચરો

ત્વચા વાટે બહાર નીકળે છે માટે ત્વચાનાં છિદ્રો વારંવાર પાણીથી સાફ કરવાં એ, કચરો વધારે પ્રમાણમાં દૂર કરવાના કામને મદદ કરવા બરાબર છે. માટે દરરોજ ન્હાવું એ શરીર સુખાકારીને માટે જરૂરનું છે. ઠંડા જળનું સ્નાન શરીરને સાફ કરવા ઉપરાંત તાજગી અને ઉત્સાહ આપનાર છે, લોહીને સરખી ગતિ આપનાર છે અને ઉશ્કેરાયલી વૃત્તિઓને શાન્ત કરનાર છે. જેનાથી બની શકે ત્હેણે નદી, સમુદ્ર કે સરોવરમાં તરવાનો રીવાજ રાખવો, કે જેથી શરીરના દરેક અંગને કસરત મળવા સાથે ત્વચાનાં છિદ્રો સાફ થશે અને શરીરમાં સ્ફુર્તિ પણ પુષ્કળ આવશે. તરવાની કળાના લાભથી ઘણાખરા લોકો હજી અજાણ્યા છે એ ખેદનો વિષય છે. શરીરને તેમજ મગજને તાજગી બક્ષનાર એ હુન્નરનાં જેટલાં વખાણ થાય તેટલાં થોડાં છે. જેઓના શરીરમાં ચરબી વધતી જણાતી હોય (અને ત્હેનું સ્વાભાવિક પરિણામ મંદતા અને ફેફસાના એકાએક બંધ પડવા સાથે મૃત્યુ નીપજવામાં આવે છે) ત્હેમને માટે તરવાની ચાલુ કસરત જેવો એક પણ રામબાણ ઇલાજ નથી. બેડોળ શરીરને, તરવાની કળાનું લાંબી મુદત સુધી કરાયલું સેવન ઘાટીલું બનાવે છે. સ્નાયુઓને મજબુત કરે છે, પગમાં ઝડપ આપે છે, નિરૂત્સાહ અને ડરપોકપણાને દૂર કરેછે, લોહીના ફરવાને મદદ કરેછે અને સૌથી વિશેષ તો ફેફસાંને વિકસાવે છે તથા મજબુત બનાવે છે (કારણે દીર્ઘ શ્વાસની કસરત તરવાની સાથે સામેલ હોય છે.) માટે દરેક શહેરમાં તરવાની કળા શિખવનારી 'ક્લાસો' ખુલવાની બહુ જરૂર છે.

ન્હાવું એટલે શરીર પર પાણી રેડવું, એમ નથી. શરીરના દરેક અંગને ખુબ ચોળવા જોઇએ અને દીલ લુછતી વખતે પણ શરીર લાલચોળ થાય એટલે સુધી ઘસવું જોઇએ. નબળા માણસોએ ગરમ અથવા કોકરવરણા જળથી બંધ બારણે સ્નાન કરવું. પથારી વશ પડેલા માણસને ગરમ પાણીમાં બોળેલો ટુવાલ આસ્તે આસ્તે ઘસી ઘસીને એ રીતે સ્નાન કરાવવું. દરીઆના પાણીમાં ન્હાવું એ સૌથી વધારે તાકાત આપનાર છે. સમુદ્રસ્નાન કે નદીસ્નાનમાં જળસ્નાન ઉપરાંત 'હવાસ્નાન' અને 'સૂર્યપ્રકાશસ્નાન'નો પણ લાભ સમાયલો હોવાથી તે તેવડું લાભકારી સ્નાન છે. દરરોજ સ્નાન કર-

નારને સાબુની કાંઇ જરૂર રહેતી નથી અને સાબુ વાપરવો જ હોય તો સાવચેતી રાખવી કે આલ્કલીવાળા સાબુ કદી ન વાપરવા.

ગરમ પાણીનું સ્નાન એ સાંધા છૂટા કરવાને ઉપયોગી છે. પણ ઘણું ગરમ પાણી કે ગરમ પાણીનો વધારે જથ્થો વાપરવાથી તો નુકશાન જ છે. તનદુરસ્ત માણસને કોકરવરણું પાણી સ્નાન માટે નકામું છે; એને તો ઠંડું જળ જ શ્રેષ્ઠ છે. જમ્યા પછી ન્હાવું એ પાચનશક્તિને ઇજા કરનારૂં છે.

સ્નાન રોજ કરવામાં આવે પણ પરસેવાવાળાં કપડાં પાછાં પહેરવામા આવે તો કર્યુંકારવ્યું ધૂળ મેળવવા બરાબર છે. ચામડી પર પહેરાતું પહેલું કપડું તો દરરોજ બદલવું જોઇએ અને દિવસ તથા રાત્રીના પોશાક જૂદા જ રાખવા જોઇએ

જેમને રાત્રે નિદ્રા આવતી ન હોય અગર મનમા અનેક તર્ક વિતર્ક થયા કરતા હોય ત્હેમને સૂવા પહેલા ઠંડા જળનુ (અને નબળાઇ હોય તો ખમાય તેવા ગરમ જળનું ) સ્નાન બહુ લાભ કરે છે.

સ્નાન દરરોજ કરવું કે અમુક દિવસે કરવું એ માટે કાંઇ ચોક્કસ ધોરણ બાંધી શકાય નહિ. ઠંડા દેશને અને ગરમ દેશને, નબળા બાંધાવાળાને અને મજબુત બાંધાવાળાને, ઓછાં તથા ખુલ્લા કપડાં પહેરનારને અને ઘણા તથા ઘાટ કપડા પહેરનારને, ઓછી મહેનત કરનારને અને સખ્ત મહેનત કરનારને--સૌને--એકસરખો લાગુ પડે એવો નિયમ કર્યો શકાય જ નહિ. પરન્તુ આ સવાલ જ્યહારે ચર્ચાય છે ત્હારે જૈન સાધુઓના સ્નાનનો સવાલ છેક જ પડતો મૂકવો ઠીક લાગતો નથી. શાસ્ત્રમાં ત્હેમને સ્નાનની મના કરવામા આવી છે એ વાત ખરી છે, પરન્તુ ત્હેના કારણો વિચારવાના છે. પ્રથમ તો ત્હેમને વસ્ત્રાદિના જે નિયમો ફરમાવવામા આવ્યા છે તે જોતા અને જે સ્થળોમાં રહેવા ફરમાવ્યુ છે તે જોતા ત્હેમને 'હવાસ્નાન' અને અને 'સૂર્યપ્રકાશસ્નાન' પુષ્કળ મળે એ દેખીતું છે; તેથી ત્હેમનો કેટલોક મેલ તો તે દ્વારા જ દૂર થઇ જાય. ત્યાર બાદ અમુક પ્રસંગે ત્હેમને ઉકાળેલા પાણીમા બોળેલા વસ્ત્રથી શરીર લૂછવાનુ પણ કહેવામાં આવ્યુ છે. વળી પૂર્વે યોગવિદ્યાનુ જ્ઞાન ત્હેમને દરદો ઉપર વિજય મેળવવાનુ પ્રબલ હથિઆર થઇ પડતું, કે જે યોગવિદ્યા આજે કોઇક જ જાણતો હશે અસલના વખતમાં તેઓ હમેશ વસતિ બહાર ઉદ્યાનોમા જ રહેતા, તેથી પણ ત્હેમને જળસ્નાનની જરૂર થોડી

જ રહેતી. વળી આત્મલીનતા એજ હેમનો 'શોખ' હોઇ શારીરિક બધી જરૂરીઆતો તરફ લક્ષ આપવાનું હેમને ન પાલવે એ પણ દેખીતું છે. પરન્તુ વસ્તુસ્થિતિ હવે બદલાઇ ગઇ છે. હવે મો તેઓ શહેરો અને ગામોમાં જ રહે છે; વસ્ત્ર તથા આહાર આદિ બાબતોમાં શાસ્ત્રોનાં ફરમાનોને ચુસ્તપણે અમલમા મૂકતા નથી. તેવા સંજોગોમાં ભીજાવેલા કપડાથી લગભગ દરરોજ શરીરને સાફ કરવાનો રિવાજ દાખલ થાય એ ઇચ્છવા યોગ્ય છે. આ સૂચના કેટલાક રૂઢિના ગુલામોને અથવા શાસ્ત્રના રહસ્યને નહિ પણ શબ્દોને ચુસ્તપણે વળગી રહેવાની ટેવવાળા બંધુઓને અણગમો ઉત્પન્ન કરશે એ હું જાણું છું; પણ મ્હને શાસ્ત્રવચનનું રહસ્ય જેટલું પ્રિય છે તેટલું રૂઢિ તરફ હેત નથી અને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એ ચારે બાબત પર વિચાર કરીને વર્તન થાય એ જ વ્યવહારૂ ધર્મ જણાય છે, માટે આટલો ઇસારો અત્રે કર્યો છે. શારીરિક અશુચિ એ જે દેશ-કાળમા હીણપતભરી ગણાતી હોય તે દેશ-કાળમા રૂઢિ ખાતર સ્નાનનો સર્વથા નિષેધ કરવો એ, જૈન ધર્મની વધારે અગત્યની ફીલસુફી ઉપર જનસમાજનો પ્રેમ થતો અટકાવવા સરખું કામ છે, એ ભુલવું જોઇતું નથી. જેઓ આ દલીલ ન સ્વીકારે હેમને પૂછું જોઇએ કે, ત્હમે શું આત્મિક શુદ્ધિ બરાબર જાળવો છો ? ત્યહાં દરરોજ એક બે નહિ પણ અનેક અપવાદ શું નથી સેવતા ? પ્રમાદ નથી સેવતા ? ઇર્ષા નથી સેવતા ? અહંભાવ નથી સેવતા ? ક્રોધ નથી સેવતા ? અને જો એવા ભયંકર આત્મિક દોષો કરતી વખતે ભગવાનના વચનનું ઉલ્લંઘન થવામા હરકત નથી લેતા તો યત્નાપૂર્વક ગરમ જળમાં કપડું ભીજવીને દરરોજ શરીર સાફ કરવાનો 'વ્યવહાર' સેવવામા ત્હમને કેમ આટલો બધો વાંધો લેવાનું સૂઝે છે ? હું કહીશ કે આવું સ્નાન કાંઇ શરીરની શોભા કરવા ખાતર કે અલંકાર તરીકે કરવાનું સુચવવામા આવતું નથી, પણ જરૂરીઆત તરીકે સૂચવવામા આવે છે, અને જમાનાને નહિ અનુસરવાથી થતી ધર્મહેલનાને અટકાવવા માટે સૂચવવામા આવે છે. તે છતાં જહેમને આવી સૂચના ઘણી જ ભયકર—મહાદોષવાળી અને ધર્મનું સત્યાનાશ કહાડવાવાળી જણાતી હોય હેમને પોતાને મનમાન્યે રસ્તે વર્તતા કોઇ અટકાવતું નથી. આ કાળમા, આ દેશમાં, ધર્મનું છુટાપણું અથવા મનમાન્યો ધર્મ પાળવાની સર્વને છૂટ છે. કોઇ જુલ-

મથી સ્નાન કરાવવા નવરૂં નથી' તેમ છતાં જેઓ 'અવધૂ' હોય—પરમતત્વ સાથે એકતાર હોય—તેવાઓ માટે સ્નાન કે વગર સ્નાન કશાની સૂચનાની જરૂર રહેતી નથી. અવધુને શરીર છેદાઇ જાય ત્હેની પણ પરવા હોઇ શકે નહિ. પણ જ્યહાં સુધી એવું 'ઉચ્ચ ભાન' થયું નથી, જ્યહાં સુધી દુનીયાની વચ્ચે—વસતિની વચ્ચે—રહેવું છે, જ્યહા સુધી દુનીઆના લોકોની માફક ખાવુ—પીવુ છે અને ત્હેમની માફક દરદી થવું છે તથા દવા પણ લેવી છે, અમર હઠથી કે કીર્તિ વધારવા ખાતર દવા ન લેવા છતાં શારીરિક વ્યાધિથી દબાઇ જઇ 'હાય—વૉય' ઉચ્ચાર્યા કરવામાં આવે છે અને માનસિક તથા આત્મિક શક્તિઓને ટટાર રાખવાનુ બની શકતું નથી,—જ્યહાં સુધી આવી સ્થિતિ છે ત્યહાં સુધી તો શરીરશુદ્ધિના મુખ્ય નિયમો એક અથવા બીજા રૂપે પાળવા જ જોઇશે, તથા મનુષ્યોએ માનેલી સુઘડતાની મર્યાદા પોતા માટે નહિ તો મનુષ્યોની લાગણીઓ ન દુખાય તે ખાતર પણ જાળવવી જ જોઇશે. કા તો ખરા અવધૂ પુરૂષને જ સાધુપદ આપો અને ત્હેમને પહેલાંની માફક મ્હોટે ભાગે પહાડો અને ઉદ્યાનોમાં કે વાડીઓમા રહેવા દો; અને જો હાલ ચાલે છે એ રૂઢિએ જ સાધુ કરવા હોય તો એમને આવા અગત્યના શિષ્ટાચાર પાળવા દો. આ બન્ને રસ્તા સહીસલામત છે. હાલ ચાલતી રૂઢિ તો ધર્મ તેમજ વ્યવહાર બન્નેની દૃષ્ટિએ અનાદરણીય છે.

હવે આપણે કુદરત માતાની ત્રીજી દવા કે જેનું નામ 'કસરત' છે તે તરફ ફરવુ પડશે, પરન્તુ તેમ કરવા પહેલાં બીજા નંબરની દવાથી સબંધ ધરાવનાર તત્વ "ખોરાક" વિષે કેટલોક વિચાર કરી જવો જોઇએ, અને એ બાબત પર વિચાર કરતા આપણે જોઇશું કે અહીં ધર્મશાસ્ત્ર આપણુને કેવુ કિમતી શિક્ષણ આપે છે.

---

[ અપૂર્ણ. ]

**"અધ્યાત્મના ઘોર જંગલમાં ઘણા આગળ વધવામાટે જોઇતી જોગવાઇઓમાં વજ્ર જેવું શરીર અને કૂદકા મારતી તનદુરસ્તી પ્રથમ દરજ્જો ધરાવે છે, એ મ્હારી અંગત અને ઉંડી માન્યતા છે."**

**વા. મો. શાહ.**

# अमृतलाल शेठनुं अठवाडीउं.

## संक्षिप्त पुनरावर्त्तन.

સર્વત્ર લોકપ્રિય થઇ પડેલી આ કથા ૧૯૧૫ ના જુનના અંકમાં શરૂ કરવામા આવી હતી અને સપ્ટેમ્બરના અંકમાં ચાલુ રાખવામાં આવી હતી. ત્યાર પછી ડિસેમ્બરના અંકમાં તે કથા નહિ આવવાથી સખ્યાબધ વાચકો અધીરા બની માગણી કરવા લાગ્યા હતા, જેથી આ અંકમા પુષ્કળ પૃષ્ઠ રોકી ઉક્ત કથા સમાપ્ત કરવાની જરૂર જોઇ છે. પહેલો ભાગ લાંબા વખત ઉપર પ્રગટ થયેલો હોવાથી, કથા આગળ ચલાવવા પહેલા પાછળનાં બધાં પ્રકરણોનો ટુંક સાર અત્રે આપવો જરૂરનો છે. અમૃતલાલ અમદાવાદના એક ક્રોડપતિ જૈન અને મીલમાલેક છે. નીતિમાન, દુર્વ્યસન અને દગાફટકાથી દૂર રહી 'પોતાના ધંધામા જ મશગુલ રહેનાર, સુશિક્ષિત અને આધેડ ગૃહસ્થ તરીકે ત્હેમને કલ્પ્યા છે. એમની ખામીમાં ખામી —કે જે આ ધાંધળમય જડવાદી દુનિયામાં 'ખામી' ગણાની જ નથી —એ બતાવી છે કે, દ્રવ્યપ્રાપ્તિના ઉદ્યમમા તે એટલા બધા ગુથાયલા રહે છે કે પોતાની પ્રેમાળ પત્ની અને કુમળી વયનાં બાળકોને પોતાની સોબત આપવા જેટલુ પણ તેઓથી બનતું નથી. પરિણામે પત્ની સુશીલાનુ જીવન લુખ્ખું—નિરસ બને છે અને મ્હોટો પુત્ર રમણલાલ ઘરની બહાર સોબત શોધવાની સ્થિતિમા મકાઇ જુગારી—દારૂડીઆ લોકોના પંઝામા પડે છે પુત્રી લીલાવતી કે જે પુર્વકાળની આર્ય સતીનો નમુનો છે તે પોતાની પ્રકૃતિને અનુકૂળ એવા એક પવિત્ર યુવાન તરફ નિર્મળ પ્રેમથી આકર્ષાય છે, કે જે યુવાન (ચન્દ્રશંકર) ક્ષત્રિય કોમનો હોઇ તથા ત્હેણે સારી આમદાનીવાળો બૅરીસ્ટરનો ધંધો છોડી સામાન્ય પ્રોફેસર અને લેખક તરીકેનું જીવન અંગીકાર કરેલુ હોવાથી અમૃતલાલ તે બન્ને વચ્ચે મુલાકાતો થવા દેવા ખુશી નથી. લીલાવતી અને રમણલાલ ઉપરાંત અમૃતલાલને એક ૪-૫ વર્ષનું ત્રીજુ પણ સંતાન છે, કે જ્હેને બાબુ કહીને બોલાવવામાં આવે છે

એક દિવસ અમૃતલાલની મીલમાં રવિવારની રજા ન પાળતાં કામ ચાલુ રાખવામાં આવ્યુ હતું અને એકાએક અકસ્માત થવાથી સંખ્યાબંધ મીલમજુરો ઘવાયા હતા, જેમાંનો એક સખારામ હતો, કે જેણે અગાઉ પોતાના પ્રાણ જોખમમાં નાખીને અમૃતલાલની જીંદગી બચાવી હતી અને બદલો પણ સ્વીકાર્યો નહતો. ત્હેણે પોતાના મરણ પ્રસંગે પોતાના માલેકને મળવા અને પોતાના નિરાધાર કુટુંબની ભલામણ કરવા ઇચ્છયું. શેઠને પ્રથમ તો અસર થતી નથી, તેથી દયાળુ શેઠાણી સુશીલા પતિને વિનયપૂર્વક પરન્તુ મક્કમ શબ્દોમાં ઠપકો દેછે. આઘાત પામેલા શેઠને તન્દ્રા આવે છે અને તે સ્થિતિમા તે ઘણાએક અસરકારક દશ્યો જોવા પામે છે. પ્રથમ ત્હેની દૃષ્ટિ સમક્ષ શ્રીમંતોના મોજશોખ અને ગરીબોની વિપત્તિઓના દેખાવ ખડા થાય છે. પછી શાન્તિસાગર નામના એક ઉચ્ચ કોટિના સંત પુરૂષની સ્હામે હાથ જોડીને એક કિમતી શાલ અર્પણ કરતો એક મીલમાલેક ત્હેની દૃષ્ટિએ પડે છે. શાન્તિસાગર તે ભેટ ન સ્વીકારતાં ટાઢથી મરતા નવસ્ત્રા ગરીબોને ઢાંકવાની સલાહ આપે છે અને મીલમજુરોને સુખી 'શહેરી' બનાવવાની કાળજી રાખવાનો ઉપદેશ કરે છે. ( આ પ્રસંગની વાતચીત અત્યંત અસરકારક અને ઉપદેશી છે, જે લક્ષપૂર્વક વાંચવા દરેક મીલમાલેકને નમ્ર વિનંતિ છે. ) ત્યાર પછી અમૃતલાલની નજર આગળ એક જુગારખાનામાં ત્હેમના પુત્ર રમણલાલ પર પ્રહાર કરતા બદમાશોની ટોળી ખડી થાય છે. કટોકટીને વખતે રમણની બૂમ સાંભળી ચન્દ્રશંકર આવી ચ્હડે છે અને ત્હેને બચાવી લે છે. રમણ પકડાઇ જવાથી શરમાય છે, પશ્ચાત્તાપ કરે છે અને ચન્દ્રશંકરની સોબત તથા ઉપદેશ માટે વિનંતિ કરે છે. વળી પાછો 'સીન' બદલાય છે. ચન્દ્રશંકરના દીવાનખાનામાં તે, ત્હેનો સૉલીસીટર મિત્ર ફકતરી તથા લીલા ઘણી જ ચિત્તાકર્ષક વાતચીતમા રોકાયલાં નજરે પડે છે. પ્રેમ, સુધારો, જ્ઞાતિ વગેરે બાબતમાં થોડા પરન્તુ સુઘડ શબ્દોમા થતી આ પ્રસંગની ચર્ચા અવશ્ય વાંચવા જેવી છે. છેલ્લો દેખાવ જે અમૃતલાલની નજરે પડે છે તે જીંદગી સુધી ન ભુલાય તેવો હતો. તમામ આકાશને રોકી રહેલું માથું જોવામાં આવે છે, જેમાંથી અવાજ નીકળે છે. "ઓ દુનિયાના કીડા ! ડર નહિ, દોડ નહિ, સ્થિર થઇ સાંભળ ! જે જમાનેથી ત્હારે અત્યાર પહેલાં 'નાશી છૂટવું' જોઇતું હતું ત્હેને તો તું જોની

માફક ' વળગી રહે છે '—પચાસ વર્ષ સુધી ત્હેને વળગી રહ્યો અને હજી—જો કે માત્ર એક જ અઠવાડીઉં ત્હારે જોવાનું બાકી છે તો પણ–હજી તું તે જ જગા તરફ દોડે છે. હા, ત્હારે માટે તે દુનિયાની હવા ખાવાનું એક જ અઠવાડીઉં બાકી રહ્યું છે. ૫૦ વર્ષનો ઉપયોગ ત્હેં કેવી રીતે કર્યો છે તે વિચારવાનું કામ ત્હારૂં પોતાનું છે. જનસેવા અને પ્રેમ કે જેના ઉપર દુનિયાનો આધાર છે તે તત્ત્વોને ખીલવવા ત્હેં કશી દરકાર કરી નથી. જડ પદાર્થોની પ્રાપ્તિ અને વૃદ્ધિ એને જ ત્હેં ત્હારા મનુષ્યજીવનની સફલતા માની છે. ત્હારા હાથ તળે મુકાયલા આત્માઓ–ત્હારી પત્ની અને પુત્ર–પુત્રીઓ–એમને પણ મદદ કરવાનુ ત્હારાથી બન્યુ નથી. વૈભવ અને દુનીઆઇ કીર્તિથી તુ ધરાયો નથી. અનંત પૂર્વજન્મોનુ સારૂં વાળવા માટે ત્હને અપાયલો મનુષ્ય જન્મ, તનદુરસ્તી, ઉચ્ચ કુળ, આગેવાની, લક્ષ્મી, વિદ્યા વગેરે સર્વ સાધનોનો ત્હેં માત્ર પૈસા એકઠા કરવામાં અને વાહવાહ ખાટવામા જ ઉપયોગ કર્યો છે. સેતાન ઉપર જય મેળવવા માટે ત્હને સેતાનના રાજ્યમાં મોકલવામાં આવ્યો હતો, તું તે સેતાનનો જ ' આશ્રિત ' બની ગયો. જડવાદને હાંકી કહાડવા માટે ત્હને બુદ્ધિનું શસ્ત્ર આપવામા આવ્યુ હતું; તું ત્હેને જ જડવાદના રક્ષણ અને પુષ્ટિમા વાપરવા લાગ્યો. ઉચ્ચતમ પ્રેમને પીછાનવા માટે જ પત્ની અને પુત્ર–પુત્રી ત્હને આપવામાં આવ્યા હતા; તું ત્હેમનો અનાદર કરી માત્ર ' હું 'પદનો જ પુજારી બન્યો. લોકોને સીધે માર્ગે વાળવા માટે ત્હને સત્તા અને ધન આપવામા આવ્યુ હતું; ત્હેં ત્હેનો લોકોએ માનેલી ખોટી મ્હોટાઇમાં જ ઉપયોગ કર્યો. ઓ તળાવ કિનારે તરસ્યા મરનાર માનવ ! ઓ 'ભૂલા પડેલા' નાશવંત કીડા ! ડર નહિ, શાન્ત થા, હિંમત ધર અને હજી સાત દિવસ ત્હારી જીંદગીના લખતમાં બાકી રહ્યા છે તેટલામાં ત્હારાથી બને તેવી રીતે બગડેલી બાજી સુધારવા કોશીશ કર. "

દેખાવ અદૃશ્ય થાય છે અને તન્દ્રા પણ દૂર થાય છે, છતાં અમૃતલાલ 'હું સાત દિવસમાં મરવાનો છું ' એવું ભાન ભૂલી શકતો નથી. સુશીલા હિંમત આપે છે. સાત દિવસનો સારામાંસારો ઉપયોગ કરવાની શક્તિ મળે એવી પ્રાર્થના અમૃતલાલ એકાંતમા કરે છે. ( આ પ્રાર્થનાની શૈલી હરકોઇ દેવને માનનારને તેમજ કોઇ પણ દેવને નહિ માનનારને એકસરખી રીતે પવિત્રતા અને બલ

ધીરે એવી છે; ખરેખર વાંચવા યોગ્ય છે. ) બીજે દિવસે સ્હવારે–સોમવાર સ્હવારે–પ્રાર્થના બાદ કુટુંબ સાથે ચ્હા ફીધા પછી અમૃતલાલ મીલમાં જવા નીકળે છે. કૉમ્પાઉન્ડમાં મજુરોનું હુલ્લડ જોવામાં આવે છે. બદલાયલા અમૃતલાલ પોતે ઉશ્કેરાયલા મજુરોના શિરદાર બની ત્હેમનામાં સ્વમાન ઉત્પન્ન થાય એવો ઉપદેશ કરે છે અને હિમતસિંહ અને મગન મીસ્ત્રી નામના બે મજુરોને પોતાની સાથે મસલત કરવા લઇ તથા તાકીદે મજુરવર્ગની સઘળી અગવડો દૂર કરવાનુ વચન આપી, સખારામ નામના પોતાના પ્રાણ બચાવનાર ઘવાયલા મજુરની ખબર કહાડવા જાય છે. હુલ્લડખોર મજુરો સમક્ષ અમૃતલાલ શેઠે આપેલુ ભાષણ જેટલુ સુંદર છે તેટલુ જ હૃદયદ્રાવક મરણપથારીપરથી સખારામે આપેલુ ભાષણ છે. સ્વાર્થી શ્રીમંતોપર અર્થસૂચક શબ્દોમા તિરસ્કાર કરતા કરતાં ગરીબ સખારામ બૈરીછોકરાંને નિરાધાર છોડી બીજી દુનિયામાં ગાલ્યો જાય છે. અમૃતલાલ તે નિરાધાર જીવોને પોતાનાં કુટુમ્બી તરીકે પોતાના ઘેર મોકલી આપે છે અને અકસ્માતના ભોગ થઇ પડેલા બીજા મજુરોને ડાકટરી મદદ આપવા જાતે દોડે છે. સાંજે ઘેર આવતાં લીલાં એક રમુજી દેખાવ રજુ કરી પિતાને ખુશી કરવા મથે છે, એટલામાં આનંદ સ્ટેશનથી એક તાર આવે છે, જે અમૃતલાલની બીમાર બ્હેન ધનલક્ષ્મીની તબીયત બાબતનો હોઇ રાત્રીની ટ્રેનમાં અમૃતલાલ, લીલાં અને બાબુ આનંદ તરફ ઉપડી જાય છે. આનંદથી થોડે દૂર ટ્રેન આવતા બીજી ટ્રેન સાથે અથડાઅથડી થાય છે, જ્હેને પરિણામે સંખ્યાબંધ ઉતારૂઓ ઘવાય છે. અમૃતલાલ, લીલા અને બાબુ ત્રણેને ઓછીવધતી ઇજા થાય છે, પણ ઘવાયલાઓની સારવાર પોતાની ઇચ્છાથી કરવામાં રોકાયલા ચન્દ્રશંકરવડે પિતાપુત્ર બચી જવા પામે છે અને મ્હોં છુંદાવાથી બેભાન થયેલી લીલાંને માટે ચન્દ્રશંકર અંધારી રાત્રે આનંદ જઇ પોતાના એક ડાકટરમિત્રને બોલાવી લાવે છે. ડાકટર પુરતી સારવાર કરે છે પણ ભય જણાવે છે કે, તેણી કદાપિ બચવા પામશે તો પણ જોવાની, સાંભળવાની અને બોલવાની ઇન્દ્રિયો નકામી થઇ પડશે. ઉપકારના બોજા તળે આવેલા અમૃતલાલ હવે ચન્દ્રશંકરનો આભાર માનતાં જણાવે છે કે, લીલાં જો આબાદ બચી જવા પામે તો તે તેણીને ચન્દ્રશંકર સાથે પરણાવીને કરજમુક્ત થવા ઇન્તેજાર છે. ચન્દ્રશંકરનો જવાબ, કે જે

સપ્ટેમ્બરના અંકમાંની કથાનો છેલ્લામાં છેલ્લો ભાગ છે તે, ખરેખર એક ઉચ્ચ કોટિના જીવાત્માની દીવ્ય વાણી છે. તે જવાબ આ પ્રમાણે છેઃ

" નહિ, સાહેબ ! આ વિષયની ચર્ચા અત્યારે કરવી એ મ્હને ઉચિત નથી; તથાપિ આપના સાન્ત્વન અર્થે મ્હારે ખુલાસો કરવો જોઇએ છે કે, આંધળી, બહેરી અને મુંગી લીલાવતીની અંદરના ઉચ્ચ ગુણો–કે જે કાંઇ આંધળા બહેરા કે મુંગા નથી–તે ગુણોને હું ચાહતો કદાપિ બંધ થઇ શકુ નહિ, અને અત્યાર સુધી તે ગુણો ખાતર જ જો હું એને મ્હારી બનાવવા ઇચ્છતો હતો તો હવે તો હેની અસક્ત થઇ પડેલી જીંદગીને મ્હારા પ્રેમ અને આશ્વાસનવડે સબલ અને સુખી બનાવવા ખાતર મ્હારે હેને પોતાની બનાવવાનું હમેશા કરતાં પણ વધારે દ્રઢતાથી ઇચ્છવુ જોઇએ. તે જેમ મ્હારી જુવાનીને કે ડીગ્રીને ચાહતી નથી, તેમ હું પણ તેણીની સુંદરતાને કે પૈસાને ચાહતો નથી; અમો એકબીજાના ગુણો અને સ્વભાવને જ ચાહતાં શિખ્યા છીએ અને તેથી આ સંકટ અમારા પ્રેમમાં વિઘ્ન રૂપ ન થતા ઉલટું અમને વધારે મજબૂતાઇથી જોડનાર થઇ પડવું જોઇએ. આ અકસ્માતથી હેને જીંદગી અકારી થઇ પડશે, એવે વખતે હું મ્હારા તે પ્રેમપાત્રને એકલું દુઃખ ભોગવતુ જોઇ શકું નહિ મ્હારે હેના દુઃખમાં તો ખાસ કરીને ભાગ પડાવવો જોઇએ, –અને એક સ્ત્રીના દુઃખમાં ભાગ પડાવવાનુ એક પતિથી જેટલા હદે બની શકે તેટલુ બીજા કોઇથી ભાગ્યે જ બની શકે. અને તેટલા જ ખાતર, હું કે જે આજ સુધી લીલાંના હાથની માગણી કરનારા રૂપે પણ કરવા આપની સમક્ષ કદાપિ આવ્યો નહતો તે જ હું આજે તો આપને ખાસ વિનંતિ કરૂં છુ કે, જો લીલાં ચક્ષુ આદિ ગુમાવી ન બેસે તો આપની ખુશીમાં આવે તેની હેની વ્યવસ્થા કરજો, પણ કમનશીબે ડાક્તરનો ભય ખરો પડે તો તો એની દુઃખીયારી જીંદગીના ભાગીદાર બનવાનું સદ્ભાગ્ય મ્હને જ આપજો । "

[ અહીંથી વાર્ત્તા અધુરી રહી છે, જે આ નીચે આપવામાં આવે છે. ઉપર જે સાર આપવામાં આવ્યો છે તે, અનુસંધાન વાચનારની સગવડ પુરતો છે; પરન્તુ ખરેખરો રસ ચાખવાની ઇચ્છા હોય હેમણે તો પાછલા બન્ને અંકો અક્ષરસઃ વાંચવા અગર આ

આખી વાર્તાનું અલાયદું પુસ્તક* છપાવું શરૂ થયું છે તે વાંચવું. ]

## प्रकरण ३ जुं,—सोमवार.

"ચન્દ્રશંકર ! ચન્દ્રશંકર ! હુ બહુ ઠગાયો છું." ઉંડા નિશ્વાસ સાથે અમૃતલાલે કહ્યું "દ્રવ્યોપાર્જનમાં હુ એટલો મશગુલ રહ્યો કે મનુષ્યોની—રે મ્હારી સ્ત્રી અને સંતાનોની પણ—કિંમત આંકવા નવરો થઇ શક્યો નહિ. સ્વર્ગ તેમજ નરક મ્હારા પોતાના આવાસમાં છે તે હુ વર્ષો સુધી જોઇ શક્યો નહિ, તો પછી ત્હમારા આવા ઉમદા ગુણો જોવાને તો ક્યહાંથી જ ફુરસદ પામુ ? હવે મ્હને સ્હમજાય છે કે ત્હમારા જેવો શુદ્ધ હૃદયનો માણસ બૅરીસ્ટરના ધંધા કરતાં લેખક અને પ્રોફેસર તરીકેનુ કામ વધારે પસદ કરે એ તદ્દન સભવિત અને વાજબી છે. ત્હમારી બુદ્ધિની કિંમત આંકવાની મ્હારી રીત ખોટી હતી, મ્હારા કાટલાં જૂઠાં હતા, મ્હારી વિવેકબુદ્ધિ અપગ હતી, એમ હુ હમણાં સ્પષ્ટ જોઇ શકું છુ. મ્હારી લીલાં આ અકસ્માતમાંથી સહિસલામત ઉઠે અગર ન ઉઠે, પણ આજથી ત્હમારામાં મ્હને એક કિંમતી મિત્રરત્ન મળ્યુ છે એ એક જ ખ્યાલ મ્હને આશ્વાસન રૂપ થઇ પડશે."

ચન્દ્રશકર બોલવા જતો હતો એટલામાં કૉમ્પાઉન્ડર ધસી આવ્યો અને લીલા શુદ્ધિમા આવવા લાગી હતી એવા ખબર આપ્યા. ડાક્ટરને ગયાને બે કલાક થઇ ગયા હતા અને ત્હેની 'ટ્રીટમેન્ટ' ધારવા કરતા પણ વધારે ઝડપથી અસર કરનાર થઈ પડી હતી. અમૃતલાલ અને ચન્દ્રશકર તેણીના બીછાના પાસે ગયા. તેણીએ આસ્તેથી જરા પાસુ બદલ્યુ અને દરદની વેદ-

*અલાયદા પુસ્તકનું નામ "અમૃતલાલ શેઠનું અકવાડીઉ" અથવા "મૃત્યુના મ્હોંમાં" એવું રાખવામાં આવ્યું છે. ઉંચા કાગળ, સુંદર છાપ અને મનહર પુઠાવાળું એ પુસ્તક એક માસમા બહાર પડશે. ૧ પ્રતનુ મુલ્ય ૦—૪—૦. મળવાનુ ઠેકાણું, 'જૈનહિતેચ્છુ' ઑફિસ, ૨૫૩ નાગદેવી સ્ટ્રીટ. મુંબઇ. લોકહિતાર્થે વિનામૂલ્ય લ્હાણી કરવા ઇચ્છનાર ગૃહસ્થે આ કથા પોતાની મેળે ન છપાવી લેતાં 'જૈનહિતેચ્છુ' ઑફિસને લખવાથી સામટી નકલો કીફાયતે છપાવી આપવાની ગોઠવણ કરવામા આવશે.

નાનો અરેકાર આસ્તેથી કર્યો, જો કે આંખો તો હજી બંધ જ હતી.

કૉમ્પાઉન્ડર આ ખબર ડાક્ટરને પહોંચાડવા તુરત જ તૈયાર થયો, પણ હેની હાજરીની જરૂર વિશેષ હોવાથી હેને અટકાવી ચન્દ્રશંકર ગાડીમાં ચ્હડી બેઠો અને ના કલાકમાં ડાક્ટરને લઇને પાછો હાજર થયો. આ વખતે સ્હવારના પાંચ વાગ્યા હતા. પ્રાતઃકાળની જીવનપ્રેરક હવા મંદ મંદ ચાલી રહી હતી. એ હવાએ પણ ડાક્ટરની દવાને ઉત્તેજના આપી અને છ વાગતામાં તો લીલાવતી પોતાની વેદનાની ફર્યાદ વાચા દ્વારા કરવા શક્તિમાન થઇ. ડાક્ટરે હવે જણાવ્યું કે વાચાશક્તિ બચી જવા પામી છે તો આંખ અને કાન માટે પણ નિરાશ થવા જેવું કાંઇ નથી.

---

## प्रकरण ४ थुं,—मंगलवार.

સ્હવારના છ વાગે લીલાવતીની સુધરતી જતી સ્થિતિના સંતોષ સાથે જેવા ડાક્ટર તખુ બહાર નીકળવા જતા હતા તેવા જ અમૃતલાલ બોલી ઉઠ્યા: "ડાક્ટર સાહેબ! જે અકસ્માત મ્હને નડયો છે તે જ અકસ્માતમાં બીજા પણ ઘણા મનુષ્યો ફસાયા છે. આપને પરિશ્રમ તો પડશે, પણ કૃપા કરી મ્હારી સાથે ચાલો તો જેઓને કાંઇ મદદ કરી શકાય તેમ હોય હેમને મદદ કરી આવીએ. રેલ્વે કમ્પનીના ડાક્ટરને ઓછી જ ગરજ પડી છે કે તે આટલો વ્હેલો દોડી આવવા તૈયાર હોય દરમ્યાનમાં આપની મદદ બહુ કારગત થઇ પડશે."

"મી. અમૃતલાલ!" ડાક્ટરે હસીને કહ્યું "આપની એ સૂચના થવા પહેલાં જ હું જરૂરની સામગ્રીઓ લેતો આવ્યો છું, જે પરથી મ્હારા ઇરાદાનો આપ ખ્યાલ કરી શકશો. રેલ્વે કંપની જો પોતાની ફરજ સ્હમજતી હોત તો અકસ્માતના ખબર આનંદ અને અમદાવાદ સ્ટેશને પહોંચતા વેંત જ બન્ને સ્થળેથી સ્પેશ્યલ ટ્રેનો દોડાવી ઘવાયલાઓની સારવાર માટે પુરતી સંખ્યામાં ડૉક્ટરો અને કૉમ્પાઉન્ડરો મોકલી ઘણાઓને બચાવી શકી હોત પણ અાફસોસ કે ફરજનો ખ્યાલ આજના સ્વાર્થી અને ધાંધલમય જમાનામાં ક્હાં રહેવા પામ્યો છે? આજે દરેક ધંધામાં મનુષ્ય દ્રવ્યપ્રાપ્તિને જ લક્ષબિંદુ માની બેઠો છે; જોખમદારીઓ અને ફરજોના ભાનની હેને

કાંઇ ગરજ નથી. આજના દૈનિક પત્રોમાં ત્હમે જોઈ શકશો કે રેલ્વે-વાળાઓ અકસ્માતથી મરણ પામેલા અને ઇજા પામેલાઓની સંખ્યા પણ છેક જ ઓછી જાહેર કરશે અને અકસ્માત વખતે અમુક અ-મલદારોએ સ્તુતિપાત્ર સેવા બજાવી હતી એવા બ્યુગલ ફુંકવામાં પણ બાકી નહિ રાખે. ચાલો, આપણે જઇને જોઇએ કે રેલ્વે કમ્પ-નીનો કોઈ ડાક્ટર આવી પહોંચ્યો છે કે કેમ ?"

ડાક્ટર અને અમૃતલાલ અકસ્માતવાળી જગાએ ગયા સૂર્ય-પ્રકાશથી, ઘવાયલાઓનો દેખાવ હવે સ્પષ્ટ જણાતો હતો. કોઇનો હાથ તો કોઇનો પગ ભાગ્યો હતો, કોઇને છાતીમાં તો કોઇને બર-કામાં ચોટ લાગી હતી, કોઇ મર્મસ્થળે વાગવાથી બેભાન દશામાં પડયા હતા અને કોઇ છુટાઈ મરણ પામ્યા હતા. દેખાવ ખરેખર ત્રાસદાયક હતો. બચવા પામેલાઓ પૈકીના કેટલાક પગે ચાલી તે જ વખતે ગામભેગા થઇ ગયા હતા, કેટલાક ત્યહાં પોતાના સાથીની સારવાર કરવા રોકાયા હતા, અને કેટલાક અમદાવાદથી આવેલી સ્પેશ્યલ ટ્રેનમાં મધ્ય રાત્રીએ રવાના થયા હતા.

બરાબર બે કલાક સુધી બની શકે તેટલા પૅસેન્જરોની સાર-વાર આ બન્ને પરોપકારી પુરૂષોએ કરી એટલામાં રેલ્વે કંપનીનો ડાક્ટર પણ આવી પહોચવાથી બાકીનુ કામ ત્હેને સોંપી તે બન્ને પોતાના તંબુ તરફ પાછા ફર્યા.

રેલ્વે અકસ્માતથી ઘવાયલાઓનો કમકમાટીભરેલો દેખાવ જોવાથી હમણાં અમૃતલાલને પોતાની મીલમા થયેલો અકસ્માત અને સખારામનુ મૃત્યુ વગેરે બનાવોનું સ્મરણ થઇ આવ્યું, એટલું જ નહિ પણ મીલમજુરોના હુલ્લડવાળો બનાવ અને ત્હેમની સઘળી ફર્યાદોનો ફડચો કરવાનુ પોતે આપેલું વચન તેમજ હિંમતસિંહ અને મમનમીઓ નામના બે મજુરોને એ વચન અદા કરવામાં સલાહકાર તરીકે ચુંટયા હતા એ સઘળી હકીકત ત્હેની આંખ આગળ તરી રહી; તેથી તેણે લીલાવતીને ડાક્ટરને ઘેર મૂકી તથા ચન્દ્રશંકરને ત્હેની સારવારમાં રાખી તુરતજ અમદાવાદ જવાનો નિશ્ચય કર્યો; કારણ કે 'તમામ આકાશને રોકી રહેલો પ્રકાશિત ચહેરો' ત્હેની આંખ આગળથી ક્ષણભર પણ ખસતો ન હતો અને તે ચહેરાએ 'આપેલી ત્હારે માટે આ દુનિયાની હવા ખાવાનું એક

જ અંધારીઉં બાકી રહ્યું છે' એવી ચેતવણી હેના મગજમાંથી જરા પણ ભુંસાવા પામી નહતી. હેને મન એક મીનીટ એક યુગ જેટલી કીમતી હતી. તેથી તંબુમાં પેસતાં જ પોતાનો નિશ્ચય હેણે ડાક્ટર તથા ચન્દ્રશંકરને સંક્ષેપમાં જણાવી દીધો; અને ડાક્ટરે કહ્યું. "હું નથી ધારતો કે હવે હમારી હાજરીની અહીં વધારે વાર જરૂર હોય. દરદીને લઇને આપણે સઘળા મ્હારી દવાશાળામાં પહોંચીએ, પછી આપ મ્હારી સાથે ભોજન કરીને ખુશીથી અમદાવાદ જઇ શકશો."

સઘળી આવશ્યક કાળજી સાથે લીલાવતીને એક ખાટલામાં નાખી મજુરોને માથે ઉપડાવવામાં આવી અને ચન્દ્રશંકર તથા કોમ્પાઉન્ડર તેઓની સાથે પગે ચાલતા નીકળ્યા; ડાક્ટર અને અમૃતલાલ ગાડીમાં બેસી દવાશાળામાં જઇ પહોંચ્યા

ડૉક્ટર ધર્મચન્દ્ર ( એ એનુ નામ હતુ ) નું દવાખાનુ દેશી અને અંગ્રેજી ઢબના સઘળા આ દેશનાં દવાખાનાં કરતાં જૂદી જ જાતનું હતું. આ દવાખાનાએ આનંદ શહેરની બહાર એક ખુલ્લા મેદાનનો મ્હોટો ભાગ રોકયો હતો અને હેની આસપાસ લિંબડાના ઝાડની ગાઢી ઝાડી હતી તથા વચ્ચેવચ્ચે ફૂલઝાડોના કયારા હતા. દરદીઓ અને સલાહ લેવા આવનારાઓની પ્રથમ મુલાકાત માટે એક મ્હોટું દીવાનખાનુ, દાખલ થવાના દરવાજાથી પચાસેક કદમ દૂર આવેલુ હતું આ દીવાનખાનામા સ્ત્રી અને પુરૂષોને બેસવાની અલાયદી ગોઠવણો કરવામા આવી હતી. એમા દવાના બાટલાઓ કે વાઢકાપનાં ઓજારો કે એવી કોઇ પણ ચીજ રાખવામાં આવી નહતી. તે એક ગૃહસ્થના 'ડ્રાઇંગ રૂમ' જેવો ઓરડો હતો, પણ ડ્રૉઇંગ રૂમની દીવાલો ઉપર ટાંગવામાં આવતાં નકામા કે વિષયજનક ચિત્રોને બદલે આ દીવાનખાનાની દીવાલો ઉપર તનદુરસ્તી અને શક્તિની ભાવનાને પુષ્ટિ આપે એવાં ચિત્રો અને તનદુરસ્તી સાચવી રાખવાના તથા ગુમાવેલી તનદુરસ્તી પાછી મેળવવાના કામમાં મદદ કરે એવાં ઉપદેશવાકયો ટાંગેલાં હતાં. ભયંકર નાગને વશ કરતા કૃષ્ણનું, હાથમાં આખો પર્વત ઉપાડી સમુદ્ર ઓળંગી જતા હનુમાનનું, રાક્ષસોનો સંહાર કરતા બલવાન રામનું, વિદેશી લુટારાઓને હઠાવવા માટે પહાડોમાંથી પવનવેગે અશ્વ દોડાવતા

શુમતાની શીવાજી મહારાજનું, આખા યુરપને ઃ હચમચાવી મુકનારા કર્મવીર નેપોલીઅનનું, દુશ્મનોએ પ્રપંચથી આપેલા હલાહલ વિષની અસર શરૂ થવા છતાં ભયને તાબે થવાની ના કહેનારા અસાધારણ વીર સીઝરનું, પહાડોમા એકાકી વિચરતા પશુપતિ (સિંહ) નું, આકાશમાં એકાકી ઉડતા ગરૂડપક્ષીનું, સમુદ્રપટ પર તરવા સાથે કુસ્તી કરનારા પહેલવાનોનું, એવાં એવાં અનેક પ્રકારનાં— શક્તિની ભાવના પ્રેરનારાં—નિર્બળતા અને માંદગીના ખ્યાલને ભુલાવી દેનારાં--ચિત્રો આ દીવાનખાનાની દીવાલો પર લટકાવેલા હતાં. "માણસ પોતે પોતાનો કર્તા-હર્તા છે," "બીમાર થવું તેમજ બલવાન થવું ત્હમારા પોતાના હાથમા છે," "મોક્ષ તે સ્થિતિનું નામ છે કે જેમા 'શક્તિ' ઉભરાઇ જતી હોય," "નબળાઇને પુષ્ટિ આપનારા ધર્મો, રીવાજો, આદતો, શોખો અને વિચારો એ જ ત્હમારા મ્હોટામા મ્હોટા શત્રુ છે," "આરોગ્ય અને બળની પ્રાપ્તિ ઇચ્છનારે સ્વાદના ગુલામ ન બનતાં સ્વાદ પર વિજય મેળવવો જોઇએ," "જેઓ વિષય અને સ્વાદના ગુલામ હોય તેઓને, જ્યહા સુધી તેઓ તે ગુલામી છોડવાનો પાકો નિશ્ચય ન કરે ત્યહા સુધી, આ દવાશાળામાં આશ્રય આપવામા આવશે નહિ. કારણ કે આ કાંઈ 'ગુલામો' ની 'પાંજરાપોળ' નથી," "જેઓ શરીરને પુરતો શ્રમ આપવાને ખુશી નથી ત્હેમની પાસે જવાનો શ્રમ લેવાને શક્તિ દેવી પોતે પણ ખુશી નથી," "અહી 'મડદા'ઓને સંઘરવામાં આવતાં નથી, 'જીવતા'--અને જીવવાને રાજી હોય એવા જ મનુષ્યોને મદદ કરવાનું આ સ્થાન છે," "જીવનના પ્રવાહમા તરો-ખેલો-હસો અને નાચો, મડદા માફક તણીએ બેસો નહિ તેમજ ખેંચાઇ જાઓ નહિ," "હજાર શાસ્ત્રો, હજાર ગુરૂઓ, હજાર નીતિઓ, હજાર આજ્ઞાઓ અને હજાર સલાહોમાં મુઝાઇ ન જતા શક્તિ વધારનારા એક જ જીવનશાસ્ત્રને અનુસરો," "જેઓ પોતાની ઇચ્છાઓ ઉપર વિજય ન મેળવી શકે તેઓ વસ્તુઓ, બનાવો અને મનુષ્યો ઉપર કદાપિ વિજય ન મેળવી શકે અને સમ્પૂર્ણ આરોગ્ય તથા બળનો સ્વાદ કદાપિ ન ચાખી શકે" ઇત્યાદિ અનેક પ્રકારનાં વચનામૃતો ચોતરફ મ્હોટા તખતાઓમાં સોનેરી હરફથી લખેલાં હતાં. એટલું જ નહિ પણ, એક મ્હોટા લાકડાના ચોકઠામાં જૂદાંજૂદાં વિજ્ઞાપન પત્રો ચ્હોડેલા હતાં, જેમાં અજીર્ણના દરદીઓ,

ક્ષયના દરદીઓ, વાતપિત્તકફના પ્રકોપથી ઉત્પન્ન થતાં વિવિધ દર-દોથી પીડાતા દરદીઓ વગેરેને માટે પથ્યના નિયમો તથા દિનચર્યા અને રાત્રીચર્યાના નિયમો લખેલા હતા. આ દીવાનખાનામાં સુમારે ૨૦૦ માણસો બેસી શકે એવી સગવડ હતી. બે તળીબો તો ખાસ આ દીવાનખાનામા ગામ-પરગામથી આવતા સેંકડો દરદીઓને તપાસવા માટે જ રોકાતા હતા. તેઓ એક મિત્ર માફક દરદીને સઘળો ઇતિહાસ શાન્તિથી પૂછતા, ત્હેની પ્રકૃતિ, આદતો, ખાનપાન, ધંધો, કામ કરવાની રીત, વિચારો, આર્થિક સ્થિતિ, માનસિક સ્થિતિ, રહેવાના મકાનની પરિસ્થિતિઓ, ઇત્યાદિ અનેક મુદ્દાઓની પૂછપરછ કરતા અને આ સઘળી પરિસ્થિતિઓ પરથી દરદનું મૂળ કારણ શોધી કહાડતા તથા બીજાં ચિન્હોને છોડી મૂળ કારણને નાબુદ કરવા તરફ જ ધ્યાન આપતા. આ બારીક તપાસને પરિણામે ઘણા-ખરા દરદીઓ તો કલ્પિત દરદથી જ પીડાતા જણાતા, જેમને એ વહેમથી મુક્ત થવાના માનસિક ઇલાજો સૂચવવામા આવતા કેટલાકને માટે માત્ર ખાનપાનાદિમાં ફેરફાર કરવાની સલાહ બસ માનવામાં આવતી હતી, કેટલાકને મકાન સુધારવાની કે બદલવાની સલાહ પુરતી થઇ પડતી, ઘણાખરા દરદીઓ બ્રહ્મચર્યખંડનનુ જ પ્રાયશ્ચિત કરતા જણાવાથી ત્હેમને માટે શારીરિક તેમજ માનસિક બ્રહ્મચર્યપાલનનું 'પ્રિસ્ક્રિપ્શન' લખી આપવામાં આવતુ અને એ ચેપી વિચારોથી છૂટવા માટે મગજને અન્યત્ર રોકી રાખવાના રસ્તા સૂચવવામા આવતા તથા જંગલમાં ફરવાની અને જળમાં તરવાની સલાહ આપવામા આવતી, તેમજ તે સાથે તાત્કાલિક ટેકા તરીકે અમુક અમુક દવાઓ પણ કેટલાક દરદીઓને આપવામાં આવતી.

દવાઓ અનેક પ્રકારની રાખવામા આવતી, જેમા પ્રાધાન્ય બાયોકેમીક' દવાઓ ( જીવનરસાયણ ઔષધિઓ ) ને આપવામાં આ-વતું. શરીર જે જે ક્ષારોથી બનેલું છે ત્હેમાંના અમુક ક્ષારની ન્યૂનતા થવાને પરિણામે શરીર ઉપર જે 'અસર થાય છે ત્હેને 'દરદ' કહે-વામા આવે છે અને તે દરદ તે અમુક ક્ષારની ખોટ પુરવાથી અદૃશ્ય થાય છે, એવો એ બાયોકેમીક શાસ્ત્રનો સિદ્ધાંત હોવાથી, તે શાસ્ત્ર અનુસાર થતા ઉપચાર દરદને **જડમૂળથી** ઉખેડી નાંખે છે. જર્મનીના વિશ્વવિખ્યાત શોધક ડૉકટર શ્યુસ્લરે આ અદ્ભુત શોધથી દુનિયા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. એ દવાઓ સંખ્યામાં થોડી, માત્રામાં

તો વળી બહુજ થોડી અને સ્વાદરહિત તેમજ સસ્તી હોવાથી દુનિઆને આશિર્વાદ રૂપ થઈ પડી છે. ડૉકટર ધર્મચન્દ્રના દવાખાનામાં, એટલા જ માટે, આ દવાઓનો એક ખાસ ' ડિસ્પેન્સીંગ રૂમ ' હતો, જેનો ઉપયોગ ઘણાખરા દરદીઓ માટે કરવામાં આવતો હતો. આ ઉપરાંત બીજા એક ' ડિસ્પેન્સીંગ રૂમ ' માં આયુર્વેદ અનુસાર બનાવેલી દેશી દવાઓનો જથો પણ રાખવામાં આવતો, ત્રીજા એક ખંડમાં આ દેશને અનુકૂળ થઇ પડે એવી થોડીએક વિલાયતી ( એલોપથીક ) દવાઓનો પણ ન્હાનોસરખો જથો રાખવામાં આવતો. આ બધી ' ડિસ્પેન્સીંગ રૂમ્સ ' થી આગળ જતાં કાચના છાપરાવાળા કેટલાક ખંડ હતા, જેમાના એકમાં વાઢકાપ ( શસ્ત્રક્રિયા ) ની સગવડ રાખવામાં આવી હતી, એકમાં વિજળીક પ્રયોગોથી દરદ મટાડવાને લગતા સાધનો હતાં, એકમાં દરદીના શરીર ઉપર સૂર્યપ્રકાશ પાડવાની ગોઠવણ હતી. બાષ્પસ્નાન અને શાસ્ત્રીય પદ્ધતિથી કરાતી ચંપી માટે પણ એક કોટડી અલાયદી રાખવામા આવી હતી. આ બધી ઓરડીઓ અને ઓરડા છોડી આગળ જતા એક સુંદર ન્હાનો બગીચો જોવામા આવતો, જેને છેડે પચીશેક 'તપસ્વી'ઓને રાખવાની સગવડવાળા ૩ ખંડ હતા. વૈષ્ણવો અને જૈનોના 'તપસ્વી'ઓ કરતા ડૉકટર ધર્મચન્દ્રના ઔષધાલયના 'તપસ્વી'ઓ અલબત જૂદી જાતના હતા. લાંબી મુદ-તના દરદથી રીબાતા દરદીઓને આ સ્થળે રાખી કોઇને દરરોજ એક જ વખત શુષ્ક અને થોડો આહાર આપવાની વિધિ અજમાવવામાં આવતી, કોઇને એક સમ્પૂર્ણ ઉપવાસ કરાવવામાં આવતો, કોઇને બે–ત્રણ–ચાર–આઠ કે ૫ંદર દિવસનો પણ 'તપ' કરાવવામા આવતો; પરન્તુ આ સઘળા તપસ્વીઓને પથારીમા પડી રહેવાની મના હતી, તેઓ પાસે ત્હેમના શરીરબંધારણ મુજબ મજલ કરાવવામાં આવતી, સ્નાન કરાવવામાં આવતું, ત્હેમને લાયક કામકાજ કરાવવામાં આવતું, અને જેઓ ભણેલા હોય ત્હેમને વીરરસના કાવ્યો, ઇતિહાસનાં પુ-સ્તકો, optimism અથવા જીંદગીને આનંદ રૂપે જોવાની ફીલસુ-ફીના પુસ્તકો, શરીરશાસ્ત્રને લગતાં કે ઉપવાસ વિધાને લગતાં પુસ્તકો કે બાયોકેમીને લગતાં પુસ્તકો વાંચવા આપવામાં આવતાં. કૃષ્ણની 'ગીતા' અને વિશ્વવિખ્યાત મહાભારત–રામાયણનાં વીરરસ કાવ્યો આ તપસ્વી–આશ્રમમાં બહુ લોકપ્રિય થઇ પડયાં હતાં. જૈનભાઇઓને રીસ ન ચ્હડે તો, આ આશ્રમ એક નમુનારૂપ ' પોષધશાળા ' હતી

અને હેના 'તપસ્વી'ઓ માત્ર ઉપવાસ જ નહિ પણ તે સાથે 'પોષધ' વ્રતનું પણ પાલન કરતા હતા.

આ 'તપસ્વી આશ્રમ'થી થોડે દૂર બે લાંબી ચાલીઓ હતી, જેમાં સુમારે ૫૦ દરદીઓના ખાટલા હતા. શસ્ત્રક્રિયા માટે કે ભયંકર દરદોની સારવાર માટે આવતા દરદીઓને 'ઇન-ડૉર પેશન્ટ' તરીકે અહીં રાખવામાં આવતા. આમની સારવાર—તેઓ ગરીબ હો યા શ્રીમંત હો, બ્રાહ્મણ હો વા ભંગી હો—એકસરખી કાળજી અને પ્રેમથી કરવામા આવતી. ડૉ. ધર્મચન્દ્ર અને હેના બીજા બે સહકારી ડાક્ટરોની પત્નીઓ શુશ્રૂષા શાસ્ત્ર ( Nursing ) શીખીને આ 'વોર્ડ'મા કામ કરતી હતી અને દરદીઓને માટે દેવદૂતની ગરજ સારતી હતી. આ સન્નારીઓ તેમજ બીજી પગારદાર નર્સોને કામકાજ સૂચવવાની અને હેમના ઉપર દેખરેખ રાખવાની ફરજ ડૉ. ધર્મચન્દ્રની એકની એક પુત્રી સીતાગૌરીને શિર નાખવામા આવી હતી, કે જેણે ડૉ. ધર્મચન્દ્રની માફક જર્મની જઇને નર્સીંગને લગતુ વ્યવહારૂ જ્ઞાન સમ્પૂર્ણત મેળવ્યા બાદ એ જ્ઞાન વડે દુઃખી દુનિયાની સેવા કરવાની પ્રબળ ઇચ્છાથી આખી જીંદગી અવિવાહિત સ્થિતિમા ગુજારવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. સીતાગૌરીને દરદીઓ 'સીતામૈયા' કહીને બોલાવતા હતા; પરન્તુ ડૉ. ધર્મચન્દ્રની જ્ઞાતિના લોકો તો એક કુમારિકાને પુરૂષ વર્ગમાં ભળતી જોઇ અનેક શંકાઓ લઇ જતા અને પાયા વગરની શંકાઓ ઉપર ખોટાં આક્ષેપોના ઇમારત રચવાને પણ ચૂકતા નહિ. પરન્તુ સઘળા પ્રબળ આત્માઓની માફક સીતા કે સીતાના પરોપકારકુશળ પિતા લોકવાયકાના પટપટારાની મુદ્દલ દરકાર કરતા નહિ.

ડૉ. ધર્મચન્દ્રના આ ઔષધાલયમા ઉપર વર્ણવેલા ગૃહો ઉપરાન્ત સૂતિકા ગૃહ, ડાક્ટરો-કૉમ્પાઉન્ડરો અને નર્સોને રહેવાનાં મકાનો, તથા 'ઇન-ડૉર', દરદીઓ માટે ભોજનશાળા, નોકરોને રહેવાની ઓરડીઓ, તરવાની કસરત માટે એક મ્હોટો હોજ, ફૂટ-બૉલ વગેરે રમતો માટે એક વિશાળ ખુલ્લુ ચોગાન, સ્ત્રી-પુરૂષોને સાંજે વિશ્રાન્તિ મળે એટલા માટે કરાયલા બે અલાયદા બગીચા, વગેરે વગેરે અનેક પ્રકારની સગવડ હતી.

અમૃતલાલ શેઠે આ સઘળું ઘણા જ આનંદ અને આશ્ચર્યથી

જોયું અને પછી ડૉ. ધર્મચન્દ્રની સાથે તે જમવા ગયા. બાજરીનો રોટલો, દૂધ અને તાંદળજાની ભાજી સિવાય બીજો કોઇ પદાર્થ પીરસવામાં આવ્યો નહોતો, પરન્તુ વિશાળ કૅમ્પાઉન્ડમાં પુષ્કળ ફરવાને લીધે ખરેખરી ભૂખ લાગવાથી આ સાદો ખોરાક પણ આ ક્રોડપતિ અમૃતલાલને અમૃત જેવો મિષ્ટ લાગ્યો. જમતાં જમતાં અમૃતલાલે પૂછ્યું : " ડાક્ટર સાહેબ ! ત્હમારા આ આશ્ચર્યજનક ઔષધાલયના બહોળા ખર્ચને પહોંચી વળવા માટે ત્હમારે ફી ઘણી ભારે રાખવી પડતી હશે ? "

ડાક્ટરે મૂછમાં જ હસીને કહ્યું " બીલકુલ નહિ, બલ્કે એમ કહું તો ચાલશે કે અમે ફી જ લેતા નથી ! ઘણાખરા દરદીઓ તો માત્ર સલાહ આપીને જ વિદાય કરવા જેવા જણાવાથી ત્હેમની પાસેથી કાંઇ ફી લેવાની જરૂર જ રહેતી નથી, કેટલાકોને દવા આપવાની જરૂર જણાય છે પણ ઘણેભાગે દવાઓની પડતર કિંમત ત્હમે ધારો છો એટલી ભારે હોતી નથી. પ્રાઇવેટ પ્રૅક્ટીસ કરતા ડાક્ટરો દરરોજના ચાર આના લે છે ત્હેમાં દવાનુ સરેરાસ ખર્ચ એક બે પૈસા જેટલુ જ હોય છે. અમારો રીવાજ એ છે કે, દરદીને ત્હેની પાછળ થતા દવાના ખરા ખર્ચનો આંકડો આપવામા આવે છે અને કહેવામાં આવે છે કે જો તે એટલુ પણ ખર્ચ કરવા અશક્ત હોય તો હાલ તુરતમા મુદ્દલ પૈસા ન આપતા જ્યહારે તે આરોગ્યવાન અને રળવાને શક્તિમાન થાય ત્યહારે આ ઔષધાલયમા મુકાયલી 'ધર્માદા પેટી'માં પોતાની મરજી મુજબ રકમ તેણે નાખવી. મ્હને યાદ છે કે પાંચ રૂપીઆની દવા લઇ ગયેલા દરદીઓ પાછળથી રળવાને શક્તિમાન થતા દસ રૂપીઆ આ પેટીમા ખુશીથી નાખે છે,—એમના ભલા માટે અમે જે કાળજી રાખીએ છીએ ત્હેની અસર એમના ઉપર એટલી બધી પડે છે કે તેઓ ગુણચોર થઇ શકતા જ નથી. અને શ્રીમંતો તો અમારા અસાધારણ સસ્તા બીલને જોઇ હસી જ પડે છે અને કહે છે: 'બીજા કોઇ ડાક્ટર કે વૈદ્યને હાથ પડયા હોત તો અમારા સેંકડો રૂપીઆ બરબાદ થવા ઉપરાંત મહીનાઓ સુધી અમે બીછાનાથી છૂટી શકત નહિ. માટે ત્હમારાથી થયેલા અમારા નાણાંના, સમયના અને પીડાના બચાવ તરફ જ દૃષ્ટિ રાખીને બદલો આપવા માગીએ તો જે કાંઇ આપીએ તેટલું થોડુ છે,' એમ કહી તેઓ શક્તિ અને ઇચ્છા મુજબ પચાસ–સો–પાંચસો કે કવચિત્

વધારે રકમ પણ આપી જાય છે. આ સઘળી આવકથી અમે આ સંસ્થાનો નિર્વાહ ઘણી જ કરકસરથી કરીએ છીએ. અલબત અમો ત્રણે ડાકટરોના કુટુંબનિર્વાહનો આધાર પણ આ આવક ઉપર જ છે; પણ અમારો માસિક ખર્ચ બહુજ અલ્પ છે, કારણ કે અમે ઘણું સાદું જીવન નિર્વાહીએ છીએ અને શીલીક કરવાની લેશ પણ ઇચ્છા રાખતા નથી. અલબત આટલી કરકસર છતાં આ સંસ્થાનુ એકંદર ખર્ચ આમદાનીથી વધી પડે છે, પણ પાચ વર્ષ સુધી એ ખોટને પહોંચી વળાય એવી ગોઠવણ અમે સંસ્થાના જન્મ પહેલાં જ કરી રાખી છે. એ પાંચ વર્ષની મુદતને ખલાસ થવાને હજી છ માસ બાકી છે; પરન્તુ અમને તે બાબતમાં કશી ચિંતા થતી જ નથી, કારણ કે દુનિયામા જે કામો જરૂરનાં છે તે કામોના નિભાવ માટે કુદરત પોતે ચિંતા કરે છે."

અમૃતલાલ શેઠ તો આ હકીકત સાંભળી ચકીત જ થઇ ગયા અને ડાકટરના મ્હોં તરફ એકી ટસે જોઇ રહ્યા. તેઓ મનમા જ બોલ્યા "શું આ સાચુ હશે? શુ આ હળાહળ કળિયુગમાં પણ આટલી હદના સ્વાર્થત્યાગીઓ હોવાનો સંભવ છે?" પણ જેમ જેમ ડાકટરની પ્રકાશિત આંખો અને પવિત્ર વદન ઉપર ત્હેમની આંખો વધારે ને વધારે ઠરતી ગઇ તેમ તેમ ત્હેનુ જાદુ ત્હેના હૃદય ઉપર થવા લાગ્યુ અને તેણે મનમા જ કહ્યું "કેવી દુષ્ટ શંકા! હું ત્હેનાં પવિત્ર કામો હમણાં જ જોઈ ચૂકયો અને ને છતા આ શંકા? ખરેખર સ્વાર્થીજનો દુનિયામાં સર્વત્ર સ્વાર્થ જ ભાળે છે; કમળાની આંખવાળાને સ્વભાવતઃ જ બધુ પીળું જણાય છે. મ્હેં દુનીઆનું ભલુ કરવાનું તો દૂર રહ્યું પણ મ્હારી પોતાની સ્ત્રી, પુત્ર-પુત્રીઓ અને અન્ય કુટુંબીજનોના પણ હિતનો વિચાર કદાપિ કર્યો નથી, તેથી એ સ્વાર્થસાધુ હૃદયથી આ પરમપરમાર્થી ડાકટરની કદર થવી કેમ સંભવે?"

શંકાપર બુદ્ધિનો વિજય થતાં અમૃતલાલે પૂછ્યું "પરન્તુ, ડાકટર સાહેબ! આવું મ્હોટું ખાતું સ્થાપવા પુરતો પૈસો ત્હમને કેવી રીતે મળ્યો? શુ ત્હમે ગર્ભશ્રીમંત છો? શુ પિતાએ વારસામાં આપેલા પૈસાથી આ મહાન પરોપકારી કાર્ય આરંભ્યું હતું?"

"એ પ્રશ્નનો ઉત્તર ઘણો લાંબો થશે" ડાકટરે કહ્યું "એના જવાબમાં મ્હારૂં આખું જીવનચરિત્ર કહેવું પડે તેમ છે. ભોજન પુરૂં

થયા બાદ આપણે એક કલાક બેસીને એ વાત ચર્ચીશું; પરન્તુ હું ભૂલતો ન હોઉં તો ત્હમને ત્હમારી મીલમાં જવાની ઘણી તાકીદ છે એમ હમણાં જ ત્હમે કહ્યું હતું."

"હા, મ્હને જવાની ઘણી જ તાકીદ છે" ડાક્ટરે કહ્યું "કોઇ પણ માણસ ખ્યાલ કરી શકે તે કરતાં પણ ઘણી જ તાકીદ. મ્હારો 'પટો' lease of life–ઘણો ટુંકો છે અને મ્હારી એકેક મીનીટ અમૂલ્ય છે. પરન્તુ ત્હમારી વાતમાંથી મ્હને એવું કાંઇ પ્રાપ્ત થયું છે, જેની પણ કિંમત થઇ શકે તેમ નથી. મ્હારી લીલાને અકસ્માત થવામાં, હું ધારૂં છું કે, દૈવનો જ હાથ હોવો જોઇએ, એવી મતલબથી કે, હું ત્હમારા જેવા ઉત્ક્રાન્ત આત્માની મુલાકાત પામી શકું અને એ દ્વારા મ્હારા અતિ ટુંક જીવનને કાંઇક ઉત્ક્રાન્ત અને સફલ બનાવી શકું. ત્હમારૂં આત્મકથન સાભળવામા ખર્ચાતો એક કલાક સારામાં સારા નફાના જીવનવ્યાપારમાં ખર્ચાશે એ બાબતમાં મ્હને લેશ માત્ર શંકા નથી; માટે કૃપા કરી તે મ્હને જરૂર સભળાવશો."

ભોજન સમાપ્ત થયું. તેઓ બન્ને બાજુના ન્હાના બગીચાની અંદર ગોઠવાયલી આરામ ખુરસીઓમા આડા થયા એટલે અમૃતલાલના આગ્રહથી ડાકટરે પોતાનું આત્મકથન શરૂ કર્યું.

"અમૃતલાલભાઇ! ત્હમારી સ્હામે હમણાં જે માણસને ત્હમે જુઓ છો ત્હેને જન્મથી સદ્‌ગુણી કે સદાચરણી માણસ હોવાનુ જો ત્હમે ધારતા હશો તો એ ધારણાને મ્હારી કબુલાતો જૂઠી પાડશે. કુદરતની લીલાઓ વિચિત્ર છે; 'ભલા'માંથી 'બુરૂં' અને 'બુરા' માંથી 'ભલું' કેવી રીતે ઉપજે છે ત્હેનો ક્રમ બરાબર તપાસીએ તો છેવટે એ જ સિદ્ધાંતપર આવવુ પડે છે કે 'ભલુ' અને 'બુરૂં' એવુ કાંઇ છે જ નહિ; એ 'વસ્તુ' નથી, માત્ર 'શબ્દો' છે અને એક સ્થિતિની અપેક્ષાએ બીજીને અપાતાં વિશેષણો માત્ર છે, અગર તો, એક જ વસ્તુની ભિન્ન ભિન્ન સ્થિતિઓ વચ્ચેના તફાવતોને ઓળખાવવા ખાતર યોજેલા 'શબ્દો' છે. અને આ અનુભવ જ્યહારે મનુષ્યને થાય છે ત્યહારે તે ગમે તેવી વ્યક્તિના પણ સુધારા માટે નાસીપાસ થતો નથી. મ્હારો પોતાનો ઇતિહાસ આ સત્યને વધારે સારી રીતે પુરવાર કરશે.

"હું કાઠિયાવાડના એક ગામડામા એક ગરીબ જૈન કુટુંબમાં જન્મ્યો હતો. જન્મથી હું તોફાની, કજીઆખોર અને મતલબી હતો.

નીતિના કટ્ટ શત્રુ તરીકે હું મશહુર હતો. એક વખત એક બોર્ડીંગ કે જેમાં હું રહેતો હતો હેના વિદ્યાર્થીઓએ 'કન્યાવિક્રય'ના વિષયપર વિવાદ ચલાવ્યો અને સઘળાએ અનેક દષ્ટિબિંદુથી કન્યાવિક્રયને સ-ખ્તમાં સખ્ત તિરસ્કાર આપ્યો, ત્યારે મ્હેં સૌથી જૂદા પડી કન્યા-વિક્રયનો બચાવ કર્યો અને પોતે ઉત્પન્ન કરેલી ચીજની પોતાની ઇચ્છા મુજબ વ્યવસ્થા કરવાનો મનુષ્યને હક્ક છે એમ પ્રતિપાદન કર્યું, એ-ટલું જ નહિ પણ, એ પણ એક જાતનો 'વ્યાપાર' છે અને વ્યાપારની બાબતમાં ધર્મ–અધર્મનો વિચાર કરવો એ મૂર્ખતા છે એમ પણ જણાવ્યું. આ એક જ બનાવપરથી મ્હારા સંસ્કારનો ત્હમને ખ્યાલ થઇ શકશે. અંગ્રેજી સાતમું ધોરણ ભણતો હતો એવામાં એક જૈન ન્યુસપેપરમાં મ્હેં એક જાહેરખબર વાંચી કે મદ્રાસમાં વસતા જૈનોનાં બાળકોને પ્રાથમિક ,ધર્મશિક્ષણ આપવા માટે એક શિક્ષકની જરૂર છે. હું તુરત જ ત્હાં ઉપડી ગયો અને નોકરી મેળવવામાં ફાવ્યો. લોકો ભદ્રિક હતા; વ્યવહારમાં ધર્મને ભેળવવાને તેઓ ખુશી નહતા, જો કે ધર્મક્રિયા અને શાસ્ત્રવચનના રૂઢ અર્થોમાં એટલા શ્રદ્ધાળુ હતા કે એ ભેના ઓથા તળે ત્હેમને ઠગવા એ બહુ જ સહેલું કામ હતું. મ્હેં એક ચુસ્ત જૈન તરીકેનો દેખાવ ઘણી ખૂબીથી કર્યો અને છેવટે સાધુદીક્ષા લેવાની ઉત્કંઠા બતાવી. ભોળા જૈનો મ્હારી આ ઉત્કંઠા જોઇ ઘણા ખુશી થયા અને મ્હને 'શાતા ઉપજાવવા' પોતાથી બનતું કરવા લાગ્યા. છેવટે મ્હે ત્હેમને જણાવ્યું કે, મ્હારા વૃદ્ધ મા–બાપનો એકનો એક પુત્ર હું હોવાથી મ્હારી ગેરહાજરીમાં તેઓને ગુજરાન સબંધી ભારે મુસ્કેલી પડશે, માટે ત્હેમને માટે કાંઇક સાધન મુકી જવાય તો ઠીક. આ ઉપરથી કોઇએ સો, કોઇએ પચાશ, અને કોઇએ પચીસ રૂપીઆ કહાડીને મ્હને રૂ. ૧૫૦૦) ની રકમ કરી આપી. ને પછી એ રકમ માબાપને સોંપવાના અને દીક્ષા માટે ત્હેમની પરવાનગી લેવાના બ્હા-નાથી હું દેશમાં ગયો, પણ એ રકમને સંસાર છોડવાની જરૂરીઆ-તમાં ખર્ચવાને બદલે એ વડે હું સંસાર માંડી બેઠો અર્થાત્ બૈરી પરણ્યો ! હવે મ્હારાથી મદ્રાસ તો જવાય તેમ રહ્યું નહતું, પણ મદ્રાસ-માં એક ડાકટર પાસેથી બાયોકેમીક દવાઓ સબંધી થોડું જ્ઞાન મેળવ્યું હતું, જેનો ઉપયોગ ધંધા તરીકે કરવા હવે મ્હને ઇચ્છા થઇ. એક ન્હાનુંસરખું દવાખાનું દેશમાં જ ખોલ્યું, પણ મ્હારૂં ગાડું ચાલી શકયું નહિ. પાસેની છેલ્લી પાઇ પણ ખવાઇ ગઇ.

અને થોડુંક દેવું પણ કરવું પડયું. ધીમેધીમે એવો વખત આવી લાગ્યો કે ઉધાર માલ આપનાર કે પાચ રૂપિયા ઉછીના આપનાર પણ કોઇ મળ્યું નહિ. આ સ્થિતિએ મ્હને મરણીઓ બનાવ્યો. કેટલાકો જ્યહારે વગર મહેનતે લાખો રૂપિયા રળે છે અને અમનચમન કરે છે ત્યહારે હું મહેનત કરવાની ઇચ્છા તેમજ શક્તિ છતાં પેટનો ખાડો પૂરવા જેટલુ પણ પામતો નથી, એવો કુદરતનો પક્ષપાત હું વધારે વખત સહન કરી શકુ તેમ ન હતું. મ્હેં હવે વિચાર્યું કે 'દુનિયામાં સૌ જીવવા માગે છે—કોઇ મરવા ઇચ્છતું નથી અને જીવવાનો હક્ક દરેક માણસને છે' અને મ્હે એ હક્ક હરકોઇ રીતે જાળવવાનો નિશ્ચય કર્યો. એક છાપાવાળાની ભલામણથી એક જૈન સભાનો ટ્રેઝરર ( ખજાનચી ) બનવા મ્હે કોશીશ કરી અને નશીબજોગે ત્હેમાં હુ ફાવ્યો. મ્હારો ઉપરી એક પુરો મારવાડી હતો, તેથી રૂ. ૨૫) નો પગાર પણ મુશ્કલીથી આપે તેમ હતુ 'લોભીઆ વસતા હોય ત્હ્યા ધુતારા ભૂખે મરે જ નહિ' એ કહેવત હુ બરાબર જાણતો હોવાથી મ્હેં મ્હારા ઉપરીને કહ્યુ કે 'ધર્માદાનુ કામ છે, માટે હુ પગાર મુદ્દલ નહિ લઉ અને મ્હારૂં ગુજરાન વૈદકના ધધાથી ચલાવી શકીશ.' 'મારવાડી' શેઠને આ વાત પસંદ પડી અને મ્હારી નીમણુક થઇ. ધીમેધીમે મ્હે તે હૈયાફુટા શ્રીમંતને મ્હારા પઝામા પુરેપુરો લીધો ત્હેના કુટુબની દવાદારૂ હું મફત કરતો, ત્હેની પેઢીને લગતું અંગ્રેજી પત્રવ્યવહારાદિ કામકાજ પણ હું જ કરી આપતો અને એક ધર્મસભાના માનદ પ્રમુખ તરીકે શેઠ બહુ ભોગ આપે છે એમ કહી ખુશામતથી પણ ત્હેને પ્રસન્ન કરવાની તક લેવાનું ચુકતો નહિ. પરિણામે શેઠે સભાની સઘળી સત્તા મ્હને આપી. પછી તો પૂછવુ જ શુ? ધર્મનું ખાતુ હોઇ ગામોગામથી સખ્યાબધ દાન આવ્યા કરતાં, જેમાના કેટલાક દાન તો એવા લોકો તરફથી આવતાં કે જેઓ 'પહોચ' તે શુ હશે એટલુ પણ જાણતા નહિ. વળી મ્હે વાર્ષિક હિસાબ બહાર પાડવાનુ પણ, કામનો બહુ જ બોજો હોવાના બહાના તળે, મુલ્તવી રાખ્યું હતુ અને નામાનુ કામ મ્હારા જ ખાસ માણસને સોંપવાની આગમચેતી રાખી હતી. એકાદ વર્ષમાં તો હું એક સારીસરખી રકમ બચાવવા શક્તિમાન થયો. બીજે વર્ષે મ્હે એક કારખાનું ખોલ્યું અને સભાની વગરપગારની —પણ ચારગુણી આવકવાળી—નોકરી પણ ચાલુ રાખી. પૈસો પૈસાને ખેંચી

આવે છે,' એ નિયમ પ્રમાણે-પાંચેક વર્ષમાં મ્હારી પાસે વીશેક હજારની શીલીક થવા પામી. આ પાચ વર્ષ દરમ્યાન હું છેક નિશ્ચિંત જ હતો એમ માની લેવાનું નથી. મ્હારા ખાઉકણુપણાનો વ્હેમ કોમના કેટલાક બુદ્ધિશાળી પુરૂષોને આવવા લાગ્યો; પરંતુ તેઓમાંના ઘણાખરા તો જાહેર હિંમત વગરના અને પારકી પંચાતથી દૂર રહી ઘર સાચવી બેસનારા હોઇ મ્હારી વિરૂદ્ધમા કાંઇ કોલાહલ થવાનો વખત આવવા પામ્યો નહતો. પરન્તુ પાંચમા વર્ષની આખરે સભા પોતે મરવા જેવી દશામાં આવી પડતા લોકો પુરેપુરા વ્હેમાયા અને ચોપડા તપાસવાનું તથા ખુલાસા પૂછવાનું જોર બતાવવા લાગ્યા. પ્રથમ તો મ્હે ત્હેમને મ્હારા હાથમાના વાનરજી અર્થાત્ શેઠ મારફત ઉડાવનારા અને ડરાવનારા જવાબ અપાવ્યા, પરન્તુ આખરે બે હિંમતવાળા શ્રીમંતોએ ધર્માદા ખાતાનો હિસાબ તપાસવા સરકારમા અરજી કરી અને ચોપડા સરકારમાં મોપાવ્યા. બહારથી ગમે તેવું સિંહનું રૂપ કરવા છતા અંદરથી તો હું ઘેટાની પેઠે ડરતો હોવાથી, હવે મ્હારૂં શું થશે એ વિચારવાયુને પરિણામે મ્હને હીસ્ટીરીઆ જેવુ દરદ લાગુ પડયુ અને અધુરામાં પુરૂં મ્હારી બીજી વખતની સ્ત્રી (દીક્ષા માટેના પૈસાથી ખરીદેલી તે) પણ મરણ પામી. હવે વિશેષ લાચારી અને ઝઝુમી રહેલુ સંકટ બન્નેથી બચવા માટે મ્હેં ન્હાસી છૂટવાનો ઠરાવ કર્યો. જર્મનીમાં મ્હારૂં દર્દ મટાડનારા ખાસ તબીબ ઘણા છે એમ હું જાણતો હોવાથી અને મ્હારી પાસે પુરતા પૈસા હોવાથી છેવટે જર્મની ઉપડી જવાનુ જ નક્કી કર્યું અને સારા મુહુર્તે હુ ઉપડી ગયો. 'સારૂં મુહુર્ત' કહેવાનું કારણ એ છે કે મ્હારી જીંદગી બદલી નાખનારો-મ્હને નવી જીવનનું પીછાન કરાવનારો એ જ કલાક હતો, કે જેમા હુ હિંદને સલામ કરી પશ્ચિમપ્રયાણ કરવા ઉપડયો. ડૉ. શ્યુશલરના એક ચેલાને હુ મળ્યો અને મ્હારા દરદની વાત કહી. તે પરોપકારી પુરૂષે કાંઇપણ ફી લીધા સિવાય મ્હને થોડા દિવસમાં નિરોગી બનાવ્યો અને મ્હને બાયોકેમીક દવાનુ પ્રાથમિક જ્ઞાન ધરાવતો જાણી ઘણી પ્રસન્નતાથી સુચવ્યુ કે મ્હારે ત્હેની સાથે બે વર્ષ રહી એ વિદ્યાનો અનુભવયુક્ત અને સમ્પૂર્ણ અભ્યાસ કરવો. મ્હેં તે સુચના ઘણા આભાર અને માનની લાગણી સાથે સ્વીકારી. હું પોતે માનસિક શક્તિ તો સારી ધરાવતો હતો અને વળી મ્હારો વિદ્યાગુરૂ શિખવવામાં ઘણો હોંસીલો હતો, તેથી બે વર્ષમાં તો હું એ

વિદ્યાનો પારગત બન્યો. હવે દુનિયાના કોઈપણ ભાગમાં રહીને મ્હારો નિભાવ કરવાનું કામ મ્હારે માટે અતિ સરળ થઇ પડયું. પરન્તુ મ્હોટો લાભ તો અર્થપ્રાપ્તિનું સાધન મળ્યું તે નહિ, પણ તેથીએ કાંઇ જુદી જ પ્રાપ્તિના રૂપમાં હતો. મ્હારો ગુરૂ અસત્ની સામે યુદ્ધ કરવા માટે જ જન્મેલો એક અસાધારણ 'યોદ્ધો' હતો. ડાકટરોવડે લોકોના લોહી માંસ અને દ્રવ્ય ચુસાતાં જોઇ ત્હેનાથી ચુપ બેસી શકાતું નહિ, તેથી તે પ્રચલિત ઔષધિશાસ્ત્ર અને ડાકટરોનાં પાપાળાં ખુલ્લાં કરતો, લોકોને કુદરતના કાનુનો સ્હમજાવી આરોગ્ય જાળવવાના રસ્તા બતાવતો અને દરદોને પીડા સમાન માનવાને બદલે શરીરમાં જે જાતના તત્ત્વની ખોટ પડી હોય તે તે જાતના તત્ત્વની માગણી કરનારા અવાજ તરીકે માનવાનું શિખવી સહેલાઇથી અને નજીવા ખર્ચે તે માગણી પૂરવાના રસ્તા બતાવતો. સખ્યાબંધ પેપરો મારફત તે પોતના પરોપકારી વિચારો ઘેરેઘેર ફેલાવતો, આખી દુનિયામા ફરીફરીને ભાષણો આપી લોકોને જગાડતો, પોતે નિર્ધન છતાં ધનની તૃષ્ણા ન રાખતા સાધનહીન દરદીઓને વગર ફીએ સાજા કરતો. આ મનુષ્ય રૂપમાં અવતરેલા દેવની બે વર્ષની સોબતે મ્હારામાં, હું પણ ન જાણુવા પામુ એવી રીતે, અસાધારણ ફેરફાર કરી નાખ્યો. હવે તો હું પણ એના 'મિશન' મા જોડાયો. મ્હારી પાસે જે શીલીક હતી તે મ્હે ત્હેના હાથમા મુકી અને અમે બન્નેએ નવું નવુ જ્ઞાન મેળવવા સંયુક્ત પ્રયત્ન આદર્યો. બેચાર શ્રીમન્ત દરદીઓ પાસેથી મળતી ફી અમારૂં બન્નેનું ગુજરાન ચલાવવાને બસ હતી, અને મ્હારી શીલીક મુસાફરી ખર્ચ તથા વિશેષ જ્ઞાન અને અનુભવનાં સાધનો પાછળ ખર્ચાતી. મનુષ્યશરીરને લગતી તમામ પ્રકારની ઔષધી વિદ્યા અમે શિખ્યા, કાંઇ કાંઇ જાતનાં વિચિત્ર દરદોની ચિકિત્સા કરવાના પ્રસંગો અમને મળ્યા, અને છેવટે મહાન સત્યની એક બાજુનો પડદો ઉંચો થઇ દેખાયુ કે સઘળા સ્થૂલ ઉપાયોની પેલીપાર—બુદ્ધિની પેલીપાર—પ્રયોગોની પેલીપાર—'કાંઈક' છે ખરૂં, કે જે ગમે તેવા ભયંકર દરદને સહજમાં મટાડી શકે. તે 'કાંઇક' ને આર્યો યોગવિદ્યા કહે છે, કે જે આત્માની સાથે સબંધ ધરાવે છે. આ વિચાર સૂઝતાં અમે અધ્યાત્મવિદ્યા (spiritualty) તરફ અમારૂં લક્ષ દોરવ્યું. મ્હને લાગ્યું કે એ માટે સારામાં સારૂં ક્ષેત્ર આર્યાવર્ત્ત છે, કે જ્યહાં હજારો વર્ષથી અધ્યાત્મવિદ્યાનો ઝરો વહ્યાં કરે છે અને વહેતો

વહેતો અન્ય પ્રદેશોને પણ ફલદ્રૂપ કરે છે. પરન્તુ મ્હને ભય એ હતો કે, આજના પરતંત્ર, દાસત્વભાવનાને પૂજનારા, અને તેથી દાંભિક બનેલા આર્યાવર્ત્તમાં સાચા અધ્યાત્મીને શોધી કહાડવામાં ઘણી મુશ્કેલી પડશે. મ્હારી આ ચિંતા જાણીને મ્હારા મિત્રે કહ્યું કે, યદ્યપિ એ વિદ્યાનો મ્હોટો ખજાનો તો આર્યાવર્ત્ત સિવાય બીજે ક્યાંઇ મળવો મુશ્કેલ છે, તથાપિ એ ખજાનાની પીછાન કરાવવા પુરતું જ્ઞાન તો જર્મનીમાંથી મળી શકશે. પૂર્વના સઘળા ધર્મો અને શીલસુરીઓને લગતા પવિત્ર ગ્રંથોનુ સૌથી પ્રથમ ભાષાંતર કરનારા બધા જર્મનો જ હતા, ખુદ યુરપમાં ધર્મ સમ્બન્ધી મ્હોટા ફેરફાર ( revolutions ) કરનારા પણ જર્મનો જ હતા અને એમની સમાજરચના અને જીવનમાં વેદાન્તના સંસ્કારો એક અથવા બીજા રૂપમાં ઘૂસાડવામાં આવ્યા છે. બ્રહ્મર્ષિ અને રાજર્ષિની ભાવના ત્ય્હાં નવી જન્મી છે, વસતિથી ઘણે દૂર ઝાડની ટોચપર નગ્નાવસ્થામાં એકાન્ત જીવન ગુજારનારા 'અબધૂ' પણ ત્યાં છે, કે જેઓનું ઉંડું જ્ઞાન 'સંસારની' 'રમતડી' ઉપર મુંગુંહાસ્ય કરે છે અને જેઓ મના ગરૂડ' અને 'સિંહ' માનસિક સૃષ્ટિમાં અપ્રતિબદ્ધ 'વિહાર' કરવામાં 'મજા' માને છે. આ સાંભળતાં મ્હને તેવા 'અબધૂ'ની મુલાકાત કરવાની તીવ્ર ઉત્કંઠા થઇ આવી મ્હારા મિત્રની મદદથી હું કેટલેક દિવસે એવા એક 'નાગા' અને 'દુનિયાથી આઘા' પુરૂષનો પત્તો મેળવી શક્યો, પરન્તુ તે વજ્રના દીલવાળો અબધૂ મ્હારી કથા અને આજીજી ચૂપકીથી સાંભળી જ રહ્યો અને પછી એક હરણની ઝડપથી દોડી કોણ જાણે ક્હાંએ ઝાડીમાં ભગાઇ ગયો. એના મ્હોં પરના ભાવો એમ સૂચવતા હતા કે, મ્હારા જેવો બાલજીવ એના જેવા ઉત્ક્રાન્ત આત્માના વિચારો સાંભળવાને 'અધિકારી' ન હતો. પરન્તુ આટલેથી હું કંટાળી જાઉં તેમ ન હતું. મ્હેં વિચાર્યું કે, દુનિયામાં અધ્યાત્મ જ્ઞાન અને જ્ઞાનીઓનો કોઇ કાળે વિચ્છેદ સંભવે જ નહિ, પણ જ્ઞાન અને જ્ઞાનીને પીછાનવાની વિવેકબુદ્ધિ અને આત્મસંયમ હોવો એજ મ્હોટી વાત છે અને એ શક્તિ જગસેવામાં તલ્લીનતાપૂર્વક લાગ્યા સિવાય આવવી મુશ્કેલ છે, માટે મ્હારે હિંદમાં જઇ લોકોમાં આરોગ્ય અને શક્તિની વૃદ્ધિ કરવા માટે નિસ્વાર્થ પ્રયત્ન આદરવો. સંભવ છે કે, એવા પ્રયત્નને પરિણામે જે શક્તિ મ્હારામાં ઉત્પન્ન થશે તે વડે કોઇ ખરા અધ્યાત્મીનો સંજોગ મળી રહેશે. પ્રથમ **સેવાધર્મ**, પછી **અધ્યાત્મપ્રેમ** અને પછી **આધ્યાત્મિક જીવન**: એ સ્વાભાવિક ક્રમમાં મ્હને દૃઢ શ્રદ્ધા થઇ અને એ ક્રમને અનુસરવાનો મ્હેં દૃઢ સંકલ્પ કર્યો.

"હવે હું હિંદ તરફ પાછો ફર્યો. મ્હારી પાસે સારી સરખી રકમ તે વખતે શીલીકમાં હતી, ને વડે મ્હેં આનંદ ગામબહાર એક ઔષધાલય ખોલવાનુ ઠરાવ્યું, હાથમાંની રકમ વડે મ્હેં આ સંસ્થા ઉભી કરી ખરી, પરન્તુ ચાલુ ખર્ચને પહોંચી વળવા માટે કાંઇક ચાલુ મદદની જરૂર જોવામાં આવી. એટલામાં ત્હમારી લીલાં-ના મિત્ર અને આશક ચન્દ્રશંકરની મ્હને પીછાન થઇ. ચન્દ્રશંકર તે વખતે અમદાવાદમાં પ્રસિદ્ધ બૅરીસ્ટર હતા અને ઘણી સારી આમદાની કરતા હતા. અમારા પરિચયે થોડા જ દિવસમાં દૃઢ મૈત્રીનું રૂપ ધારણ કર્યું અને એના પરિણામે ચન્દ્રશંકરના વિચારો મ્હારા જેવા જ થઈ ગયા. એમણે પોતાની આમદાનીનો પોણો ભાગ આ સંસ્થા ખાતે આપવા માંડ્યો, જેથી બે વર્ષમાં પચીશેક હજારની શીલીક થવા પામી. તે પછી ત્હેમણે બૅરીસ્ટરનો ધંધો છોડી પ્રોફે-સર અને લેખક તરીકેનો ધંધો, એમાં ઘણી જ થોડી આવક હોવા છતાં, એથી નવીન ભારતમાં શક્તિપ્રેરક ભાવનાઓ ફેલાવી શકાશે એ જ હેતુથી સ્વીકાર્યો. આ ધંધામાં ત્હેમની આવક ઘણી થોડી હોવા છતા ત્હેનો અરધો હિસ્સો તેઓ આ સંસ્થાને આપ્યા કરે છે, અને ખુબી તો એ છે કે ત્હેમનો આ આત્મભોગ અમારા બે સિવાય બીજું કોઇ જાણતું નથી. અને—"

"અને હવે મ્હેં બીજાએ ત્હમારી એ ખાનગી ટોળીની ખાનગી હકીકત જાણી છે, માટે મ્હારે પણ તે ટોળીના સભાસદ થવું જ જોઇએ. હું અને ત્હમો બન્ને સ્વદેશસેવકો હસ્તક રૂપિયા વીસ લાખની રકમ મુકવા માગું છું, અને તે પણ એ જ શરતે કે ત્હમારે મ્હારૂ નામ કોઇને જાહેર કરવું નહિ. ત્હમો જે સ્વર્ગીય આનંદ અનુભવો છો તે માટે મ્હને ત્હમારી દયા આવે છે, અને એ આનંદમા ભાગ પડાવવાની હમણાં મ્હને ઘણી ગરજ છે ચન્દ્રશંકર અને ત્હમે એ રકમના ઉપયોગ માટે કોઇ યોજના વિચારજો, એટલામાં હું મીલ-મજુરોને આપેલા વચન મુજબ એમને મળી આવું છું અને મીલ-વ્યવસ્થાના રસ્તા મુકરર કરી આવું છું. ત્હમારી જીવનકથાએ મ્હારા મન પર જબરી અસર કરી છે, તેથી મ્હારે ત્હમારી સાથે ઘણી વાતો કરવાની છે, ઘણી સલાહો પૂછવાની છે અને મ્હારી લીલાં અને ચન્દ્રશંકર વચ્ચેના લગ્નનો માર્ગ શોધવા બાબતમાં કેટલીક મુસ્તગો કરવાની છે. માટે કાલે હું ત્હમને મળીશ; દર્મ્યાનમાં 'વન્દેમાતરમ્'!"

---

☞ આ કથાનો ખરેખરો રસિક ભાગ, આ અંકનાં પાનાં વધી પડવાના સબબથી, આવતા અંક માટે મુલ્તવી રાખવો પડ્યો છે.

# समयकी घोषणा.*

लेखक, लाला शम्भुदयाल 'दानिश'—झालरापाटन.

ज़मानेको देखो, वो है किसका रहबर[1] ?
वो क्या कह रहा है, सुनो कान धर :—
नहीं मैं अकेले दुकेलेका साथी[2]
नहीं मैं जले तन मिज़ाजोंका हामी[3]

---

* જમાનો શુ માગી રહ્યા છે? ૧ માર્ગદર્શક, ભોમીઓ, Guide. ૨ 'હુ એકલડોકલનો સાથી એટલે સોબતી, પક્ષકાર કર્તા બનતો નથી.' (સમય અપરનામ જમાનો કહે છે કે, હુ હમેશ તે લોકોના જ પક્ષમા રહુ છુ કે જ્યહા ઐક્ય—સપનુ ન ટૂટે તેવું જામેલુ બળ હોય છે. આબાદ વખત ચાહનાર સમાજે સાૈથી પ્રથમ પોતપોતામાં સંપ વધારવો જોઇએ.) ૩ 'હુ જલદી પીગળી જાય એવા સ્વભાવના મનુષ્યનો પણ મદદગાર નથી.' જમાનાની આ શિક્ષા ખરેખર સર્વોપરી અગત્ય ધરાવે છે, મનુષ્યની 'નિર્બળતા'નુ ખરૂ—માનસશાસ્ત્રાનુસાર—કારણ તે શોધી આપે છે : તે કહે છે કે, લાગણી (emotion) સ્હામે ટક્કર ઝીલવાને બદલે સહજસહજમાં 'લાગણી'ના તાબે થવાથી મનુષ્યમા જાતજાતની—'કાળી' અને 'ધોળી'—ભ્રષ્ટતા દાખલ થવા લાગે છે. થોડાક દાખલાઓ વિચારીએ એક માણસ પરમ તત્ત્વ સાથે એકતા સાધવાના આશયથી સમાધિમા બેઠા છે, એ વખતે કોઇ અપ્સરા પોતાના સૌંદર્યથી કે કોઇ દેવ પોતાના અખૂટ ભડારની લાલચથી કે કોઇ રાક્ષસ પોતાના બળથી તે સમાધિસ્થ મનુષ્યમા કામ, લોભ કે ક્રોધના રૂપમા જે 'લાગણી' (emotion) ઉત્પન્ન કરવામાં આવે છે તે 'લાગણી'થી ત્હેની સમાધિ ફાટી જાય છે; તે નથી રહેતો 'ઘરનો' કે નથી રહેતો 'ઘાટનો'! તેવીજ રીતે તે સમાધિષ્ઠ મનુષ્ય આગળ કોઇ અત્યંત દુઃખી મનુષ્યનો વેશ લઇને આવે અને દયાજનક અપીલો ગુજારે અને ત્હેને પરિણામે જો તે સમાધિસ્થ મનુષ્યમાં દયાની 'લાગણી'નો સળવળાટ

न लँगड़ोंसे यारी[४] न लूलोंसे उल्फत[५]
न भूखोंसे नंगोंसे मुझको मुहब्बत[६]
'दया' मुझको आती नहीं बेकसों[७] पर
तरस मुझको आता नहीं बेबसों[८] पर.

---

થયો તો જાણ્યું કે ત્હેની સઘળી આજ સુધીની મહેનત-ત્હેની સમાધિ-ત્હેની એકાગ્રતા-અલોપ થઇ ! સઘળું બળ 'એકાગ્રતા'માં વસે છે અને એકાગ્રતા માત્ર એક લક્ષબિંદુ (goal-ideal) સિવાય બીજા કશાને-કોઇને ઓળખતી નથી. તે લક્ષ્યબિંદુને પહોંચવા માટે મુસાફરી કરતી એકાગ્રતાનુ શીલ લૂટવા માટે રસ્તામાં કામદેવ, ક્રોધરાક્ષસ, પ્રમાદપીશાચ, પ્રેમદૈત્ય, દયા નામની દલાલીએણ : વગેરે આવી મળે છે, જે સઘળાઓની તરફ બહેરા કાન કરી આગળ ને આગળ ધસનાર એકાગ્રતા આખરે પોતાના લક્ષબિંદુને જઇ મળે છે. જેમ આધ્યાત્મિક બાબતમાં તેમજ રાજપ્રકરણી અને સામાજિક બાબતમાં પણ સ્હમજવું. માણસો જે કાંઇ લક્ષબિંદુ કલ્પે ( ચાહે તે મોક્ષ હો, સ્વરાજ્ય હો, સામાજિક સુધારણા હો, ગમે તે હો ), પરન્તુ તે એક લક્ષબિંદુને નજર સ્હામે અહોનિશ સ્થાપવુ જોઇએ અને હાલમા ત્હેના તરફની એકાગ્રતા સિવાય બીજા કોઇ ખ્યાલને—ખોટી તો શુ પણ સારીએ 'લાગણી'ને—દાખલ થવા દેવી ન જોઇએ. મોક્ષના દષ્ટિબિંદુવાળા શિષ્યને, સ્વરાજ્યના દષ્ટિબિંદુવાળા રાજદ્વારીને અને સમાજસુધારકને પોતાનું કામ બજાવતા ક્રોધના પ્રસંગો, ઉશ્કેરાઇ જવાના પ્રસંગો, દયા ખાવાના પ્રસંગો, હૃદયની કમજોરીના પ્રસંગો વગેરે પ્રસંગો અનેક રૂપમાં આવવાના જ, પરન્તુ 'બુરી' તેમજ 'ભલી' લાગણીઓ પર પગ મૂકીને ત્હેણે એકાગ્રતાથી આગળ ને આગળ—પોતાના લક્ષબિંદુની દિશામાં —દોડયા જ કરવું જોઇશે. ખાસ કરીને, આવા મહત્વાકાંક્ષાવાળા મનુષ્યને તો, 'બુંડી' લાગણીઓ કરતાં 'ભલી' લાગણીઓથી વધારે ચેતવાનુ રહે છે. અર્જૂન જેવાને એ 'ભલી લાગણીઓ'ની ચુડેલનો 'વળગાટ' લાગ્યો હતો, તે માત્ર પૂર્ણાવતાર કૃષ્ણ ( Superman )-થી જ દૂર થઇ શકયો હતો.

૪ દોસ્તી. ૫ પ્રેમ. ૬ મોહોબત, દોસ્તી. ૭ અકિંચન, ધન વગરનો. ૮ પરાધીન.

न मूनिस[९] न हमदर्द[१०] मैं अहमकोंका[११]
न हमदम[१२] न गमख्वार[१३] मैं जाहिलोंका[१४]
मैं उस शख्सका हुं मददगारो हामी
न होगी किसी तरह की जिसमें खामी.
उसी कौमके मैं मुवाफिक रहूंगा[१५]
उसीको मैं दुनियामें ज़िन्दा[१६] रखूंगा
वही जिन्दगीके मजे[१७] ले सकेगी
वही शानोशौकत[१८] से कायम रहेगी.
तरफदारियां[१९] मैं उसीकी करूंगा
वो जो कुछ भी चाहेगी मैं उसको दूंगा
इनाने हुकूमत[२०] उसीको मिलेगी
उसीकी ये दुनियां गुलामी करेगी,—
जो इल्मोंके[२१] ज़ेवरसे[२२] आरास्ता[२३] है
फ़रासतसे[२४] दानिशसे[२५] पैरास्ता[२६] है.

* * *

૯ ચાહનાર. ૧૦ Sympathiser બીજાની લાગણીમાં ભાગીદાર થનાર ૧૧ બેવકુફો. ૧૨ સોબતી. ૧૩ હમદર્દ, sympathiser, બીજાની લાગણીમા ભાગીદાર થનાર ૧૪ અજ્ઞાનીઓ.

૧૫ જે સમાજ આમાં વગરનો-બલવાન હશે હેને જ અનુકુળ હું રહીશ; હેની જ પક્ષધારી કરીશ ૧૬ જીવતો. ૧૭ તે જ કોમ-તે જ સમાજ જીંદગીની-જીવનની મઝાઓ લઇ શકશે. જીવન માત્ર બલવાનોને જ આનંદ રૂપ લાગશે, નબળાઓને જીવન બોજા રૂપ, બલા રૂપ, પાપ રૂપ લાગશે. ૧૮ દબદબો, રૂઆબ, Majesty, greatness.

૧૯ પક્ષ. ૨૦ રાજ કરવાની મહત્તા. ૨૧ વિદ્યાકલા. ૨૨ આભૂષણથી. ૨૩ અલંકૃત ૨૪ યોગ્યતાથી. ૨૫ બુદ્ધિથી. ૨૬ ભરપુર.

न मानेगा गर [२७] कोई अहकाम[२८] मेरे
सुनेगा न गर कोई पैग़ाम[२९] मेरे—
तो वो नेस्तोनाबूद हो कर रहेगा[३०]
वजूद[३१] अपना दुनियांसे खो कर रहेगा;
करेगा न उसकी कोई दस्तगीरी[३२]
किसी काममें चल सकेगी न पीरी[३३]
करेगी न कुछ भी मदद दस्तकारी[३४]
न देगी कपा कर उसे काश्तकारी[३५]
न होगी गुलामीसे[३६] मतलब-बरारी[३७]
करेगी तिजारत[३८] न उल्फत-शआरी[३९]
न काम आयेगी ख़ान्दानी शराफत[४०]
न ज़ाती—तबीअत[४१] न मसनूई आदत[४२]
न आबाये—दौलतको[४३] कायम रखेगा।
न इज़्ज़तको अपनी संभाले रहेगा।
न याराना[४४] यारोंसे उसका निभेगा[४५]
न दुश्मनकी चालाकियोंसे बचेगा.

---

૨૭ અગર જો, યદિ. ૨૮ આજ્ઞાઓ ( Commandments of Father Time ). ૨૯ સંદેશો, ઇશ્વરના ઘેરથી આવેલો સંદેશો. ૩૦ 'હતો ન હતો' થઇ જશે. ૩૧ અસ્તિત્વ, હયાતી, ગૌરવ.

૩૨ હાથ પકડવો તે. ૩૩ ઉસ્તાદી. ૩૪ હાથના હુન્નર. ૩૫ ખેતી. ( હાથના હુન્નરથી અને ખેતીથી કાંઇ હવે દુનિયાની પ્રબળ હરીફાઇ સ્હામે ટકી શકાવાનું નથી. )

૩૬ પરતંત્રતાથી, નોકરીથી. ૩૭ અર્થસાધના ૩૮ વ્યાપાર ૩૯ અનુકુળતા, યારી. (નિર્બળોને વ્યાપાર પણ યારી આપશે નહિ). ૪૦ વંશપરંપરાથી ચાલી આવતી 'ખાનદાની' અથવા 'સજ્જનતા.' ૪૧ ખુદ પોતે મેળવેલી 'ખાનદાની.' ૪૨ બાહ્ય નમ્રતા. ૪૩ ખજાનો. ૪૪ મિત્રતા. ૪૫ મ્હારી આજ્ઞા પ્રમાણે નહિ વર્તતાં જે માણસ

न उसको सचाइका समरा[४६] मिलेगा
न ईमानदारीका बदला मिलेगा.
हरएक काममें है समझकी[४७] जुरूरत,
हरएक बातको चाहिये काबलीयत.*

વંશપરંપરાની 'ભલમનસાઇ' વડે કે પોતે શિખેલી 'ભલમનસાઇ' વડે પોતાનો વ્યવહાર ચલાવશે તે માણસ પોતાના મિત્રોની મૈત્રી પણ નીભાવી શકશે નહિ. મિત્રની સેવા પણ તે જ માણસ બજાવી શકે કે જ્હેનામાં દૈવત હોય; 'ભલા આદમી' પોતાનુ હિત ન કરી શકે તે મિત્રોનુ શુ ધોળી શકે? અને એવા માણસોથી મૈત્રી કોણ જોડે?

૪૬ બદલો. ૪૭ સમજ=જ્ઞાન, વિવિધ 'નય'થી વિચારવાની શક્તિ. (કામ પોતે એકાંતે ભલુ કે બુરૂં નથી, જે દ્દષ્ટિએ જુઓ તેવુ તે લાગે છે. 'સત્યકથન' અને 'અહિંસા' જેવા મુખ્ય સદ્દગુણ માટે પ્રાચિન જૈનાચાર્યો શુ કહે છે તે જાણવા માટે વાંચો આ અંકમાનો લેખ.

*ફ્રેડરીક નિત્શીના આ શબ્દો વિચારો .-"The beast of prey and the man of prey ( for instance, Cæsar Borgia ) are fundamentally misunderstood, so long as one seeks a 'morbidness' in the constitution of all 'tropical' monsters and growths, or even an innate 'hell' in them -as almost all 'moralists' have done hitherto. Does it not seem that there is a hatred of the 'virgin forest' and of the 'tropics' among 'moralists'? And that the 'tropical man' must be discredited at all costs, whether as disease and deterioration of mankind, or as his own hell and self-torture? And why? In favour of the 'temperate zones'? In favour of the temperate men? the 'moral'? the mediocre?"........"To refrain mutually from injury, from violence, from exploitation, and put one's will on a par with that of others : this may result in a certain rough sense in good conduct among individuals when the necessary conditions are given ( namely, the *actual similarity of the* individuals in *amount of force* and *degree of worth*, and *their corelation with one organisation.* As soon, *however*, as one

दुआएं[48] खबोरोज[49] मांगा करे वो—
परिस्तिश[50] किसीकी भी करता फिरे वो—

wished to take this principle more generally, and if possible even as the *fundamental principle of society*, it would immediately disclose what it really is, namely, a Will to the *denial* of life, a principle of dissolution and decay. Here one must think profoundly to the very basis and *resist all sentimental weakness* life itself is *essentially* appropriation, injury, conquest of the strange and weak, suppression, severity, obtrusion of peculiar forms, incorporation, and at the least, putting it mildest, exploitation,—but why should one for ever use *precisely* these words on which for ages a disparaging purpose has been stamped? Even the organisation within which, as was previously supposed, the individuals treat eachother as equal-it takes place in every healthy aristocracy-must itself if it be a living and not a dying organisation, do all that towards other bodies, which the individuals within it refrain from doing to each other *it will have to be the incarnated Will to Power* it will endeavour to grow, to gain ground, attract to itself and acquire ascendency -*not owing to any 'morality' or 'immorality,'* but because it *lives*, and because life *is* precisely Will to Power. On no point however, is the ordinary consciousness of the modern men more unwilling to be corrected than on this matter, people now rave everywhere, even under the guise of science, about coming conditions of society in which ' the exploiting character' is to be absent —that sounds to my ears as if they promised to invent a mode of life which should refrain from all organic functions. 'Exploitation' does *not* belong to a depraved, or imperfect and primitive society: it belongs to the *nature* of the living being

૪૮ પ્રાર્થના, આશીષ. ૪૯ રાત્રિદિવસ. ૫૦ સેવાપૂજા.

करे औलियाओंकी[५१] खिदमतगुजारी—
अमीरों रईसोंकी[५२] दरबारदारी—
मगर मैं कहीं पैश चलने न दूंगा[५३]
मैं उसकी कहीं दाल गलने न दूंगा ![५४]

## पत्र-पेटी.

એક ખુલાસો:—પ્રોફેસર ખુશાલ ટી. શાહ બી. એ., બી. એસ. સી., બાર એટ-લૉ નીચેનો ખુલાસો પ્રગટ કરવા ફરમાશ કરે છે:—"અધિપતિ મહાશય, હિતેચ્છુના ગયા અંકમાં ભારતજૈનમહામંડળના મુંબઇમાં મળેલા છેલ્લા વાર્ષિક મેળાવડાના પ્રમુખ તરીકેના મારા ભાષણ સંબંધી ચર્ચા આવી છે, તે વિષે મારે એકાદ બે બાબતોનો ખુલાસો આપવો જરૂરનો જણાયાથી નીચલી વિગત લખી છે અને આશા છે કે તે ચાલુ અંકમાં દાખલ કરી મને આભારી કરશો. (૧) ગુજરાતી વર્તમાનપત્રોમા છપાયલા ભાષણમાં સાધુ સંબંધી જે બોલો જોવામાં આવતા હતા તે પાછા ખેંચી લેવાનું મે કોઈને વચન આપ્યું જ નહોતું. એકજ ગ્રહસ્થે તે સંબંધી મારા પાસે ખુલાસો માગ્યો હતો. અને તે એ કે છાપામાં આવેલા શબ્દો તમારા પોતાનાજ છે? તેના જવાબમા મેં જણાવ્યું હતું કે છપાયલું ભાષણ અને સભામાં અપાયલા ભાષણ વચ્ચે ઘણો ફેર જોવામા આવશે. મારી સાથે આ વિષય સબંધી આટલીજ વાત થઇ છે અને ઉપર જણાવેલા વાક્ય ઉપરાંત એ વિષયમા સભામા હાજર થવા પછી તે ભાષણ શરૂ થતા સુધી મે બીજો કોઇ પણ ખુલાસો કે વચન કોઇને આપ્યું નથી. (૨) ભાષણ અંગ્રેજીમાં મૂળ લખાયલું અને અપાયલું પણ અંગ્રેજીમાં. તેમાં એટલે કે મૂળ ભાષણમા—સાધુ વર્ગ માટે Priesthood બોલ વપરાયલો છે, તેનો તરજુમો 'સાધુમાત્ર' એટલે કે 'દરેક સાધુ' એમ કરી શકાય નહિ. એ શબ્દનો તરજુમો 'સાધુવર્ગ'થી

---

as a primary organic function, it is a consequence of the intrinsic Will to Power, which is precisely the Will to Life.—Granting that as a *theory* this is a *novelty*—as a *reality* it is the *fundamental fact* of all *history*: let us be so far 'honest' towards ourselves.

૫૧ ઓલીઆ, ફકીર, સાધુઓ, દેવતાઓ પર જમીનદારો. ૫૩ એનું કાંઇ પણ ચાલવા નહિ દઉં. ૫૪ એની દાળ ગળવા નહિ દઉં.

થાય, પણ તેથી નિરપવાદ ટીકા કરી છે એવું કહેવાય નહિ. But I am sorry to say the priesthood as it exists today is entirely incompetent for such a task. It hardly knows our own philosophy and history, it has no sense of comparision and proportion, it has no knowledge of the language, the religion, the philosophy and the institutions of other peoples " આ એકજ વાક્યથી મારી સાધુવર્ગ સંબંધી આખી ટીકાનો સાર જણાઇ આવશે. પણ તે નિરપવાદ હોય એમ આ બોલો ઉપરથી કોઇ કહી શકશે નહિ એમ હું માનુ છું. (૩) સભાના કાર્યને અંતે, બોલતી વેળા વધારે પડતા શબ્દો બોલાયા હોય તેને માટે મેં દલગીરી જણાવી હતી. "સાધુમાંના ઘણાક (some of the priests) આપણા જોડા ઉઠાવવાને પણ લાયક નથી" એવું મારાથી આવેશમાં કહેવાયું હતું, અને તેને માટે મ્હારી બુદ્ધિએજ—મ્હારી પોતાની સભ્યતા ખાતર—મને દિલગીર બનાવ્યો હતો. અને મેં તે દિલગીરી તક મળતાં પ્રદર્શિત કરી હતી. (૪) અર્જુનલાલ શેઠી સબંધમાં 'હિતેચ્છુ'ની ટીકા માટે મારે એટલુ લખવું જોઇએ કે જ્યારે પ્રમુખ તરીકેની મ્હારી ચુંટણી કરવામાં આવી ત્યારે હુ સરકારી નોકર નહોતો અને ત્યાર બાદ એટલે કે તા. ૨૩મી ડિસેમ્બર ૧૯૧૫માં મ્હારી સરકારી નોકરીના નીમણુક થવાથી એ સવાલ હુ લઇ શક્યો નહિ."

* * આ અપ્રિયચર્ચાને અહીં સમાપ્ત કરવામાં આવેછે. સમ્પાદક જૈ. હિ.

ઇંદોર ખાતે તિલોકચંદ જૈન હાઇસ્કુલ સ્થાપનાર શ્રીયુત કલ્યાણમલજી સાહેબ તા. ૨૯-૪-૧૬ના પત્રથી જાહેર કરવા ઇચ્છે છે કે, અંગ્રેજી 'જૈન ગેઝેટ' નં. ૧૩૨ મા ઉક્ત સ્કુલ સંબંધમાં કેટલીક ટીકાઓ કરવામા આવી છે, તે શુભાશયથી કરાયલી હોય તો પણ સત્યથી વેગળી હોવાથી કેટલોક ખુલાસો કરવાની મ્હને જરૂર પડે છે. પ્રથમ કરતા હાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધતી જ જાય છે. વ્યવસ્થાની બાબતમાં જાહેર જૈન પ્રજા જાણીને ખુશ થશે કે, આ સ્ટેટના વિદ્યાધિકારીઓએ સ્કુલ તપાસીને વિઝીટર્સ બુકમા સંતોષ દર્શાવ્યો છે. બ્રહ્મચારી શિતલપ્રસાદજીએ પણ સ્કુલ તપાસીને ઉંચો અભિપ્રાય જાહેર કર્યો છે. યુનિવર્સિટીની મંજુરી નહિ મળી શકવાનુ ખાસ કારણ છે, કે જે હું અંત્ર પ્રકાશિત કરવા ચાહતો નથી. એટલું કહીશ કે, એ બાબતમાં પ્રયાસ ચાલુજ છે અને થોડા વખતમાં સફળતા મળવાની આશા છે. આ સંસ્થા અગર હરકોઇ જાહેર સંસ્થા પર ટીકા કરનારા હિતેચ્છુ મહાશયો જો ખરી હકીકતો મેળવવાની કાળજી રાખતા રહેશે તો ઉપકાર થશે.

---

# विधवाविवाहनी विचारणा.

## *Thoughts on Widow-remarriage.*

લગ્ન અને પુનર્લગ્નના સમ્બન્ધમાં મ્હેં વિવિધ દૃષ્ટિએ જે પ્રકાશ પાડ્યો હતો તેથી લગભગ તમામ **જૈન** પત્રોમાં અવાજ ઉઠવા પામ્યો છે. કેટલાકને મ્હારા વિચારોને પુષ્ટિ આપવાની પ્રેરણા થઇ આવી છે, કેટલાક ત્હેની વિરૂદ્ધ બોલવા ઉશ્કેરાયા છે. સમાજને અને મ્હને માત્ર એ 'પ્રેરણા' અને 'ઉશ્કેરણી'ની–એ જીવતા સળસળાટનીજ જરૂર હતી. આ અંકમાં હું, જૂદાજૂદા લેખકોએ બીજાં પેપરોમાં બહાર પાડેલી દલીલો, અભિપ્રાયો, હકીકતો, આંકડા વગેરેનું તારણ આપવા ધારૂછું. વિરૂદ્ધ પક્ષની દલીલોનો યથામતિ ઉત્તર આપવા પણ ધાર્યું છું.

( ૧ )

### વિધવાવિવાહનો મહાન હિમાયતીઃ—વસ્તીપત્રક !

વિધવાવિવાહ જેવા ગંભીર વિષય ઉપર માત્ર 'લાગણી'થી દોરાઇને મન બાંધવો વાજબી નથી, પરંતુ હકીકતો અને આંકડા ( facts and figures) પર ન્યાય તોળવાની જરૂર છે, એમ વિચારી, એક સુશિક્ષિત **જૈન** મહાશય—શ્રીયુત બાબૂ નિહાલકરણજી શેઠી એમ. એસ.–સી. જૈન સેન્સસ (વસ્તીપત્રક) ના આંકડા રજુ કરે છે અને એ ઉપરથી કેટલીક સૂચનાઓ કરે છે. સરકારી વસ્તીપત્રક પરથી એકઠા કરેલા નીચેના આંકડા પર તેઓ સમાજનું લક્ષ ખેંચે છે.

સાથેના કોઠા પરથી જણાશે કે, **સંતાનોત્પત્તિ માટેની ઉમર** એટલે ૧૫ થી ૪૫ વર્ષ સુધીની ઉમરના શ્રાવકોની સંખ્યા ૩,૨૨,૦૧૧ છે, જેમાંના લગભગ **એક લાખ** શ્રાવકો કુવારા જ મરે છે (લગભગ ત્રીજા ભાગના મરદો કુવારા રહી જાય છે), અને એજ ઉમરની લગભગ **પોણો લાખ** સ્ત્રીઓ રંડાયલી છે (એટલે કે સ્ત્રીની એકંદર સંખ્યાનો **ત્રીજો ભાગ** રંડાયેલ છે). જો યુવાન વયની વિધવાઓને ફરી પરણવા દેવામા આવે તો **પોણોલાખ** સ્ત્રીઓ કે જે ગર્ભધારણ માટે પરિપક્વ છે તેઓ નકામી ન થાય અને એમનાથી ઓછામાં ઓછી બે સંતતી થવાની આશા રાખીએ તો પણ **દોઢ લાખ જૈન સંખ્યા** વધવા સંભવ રહે, કે જે વૃદ્ધિ

વિધવાલગ્નને બલાત્કારથી રોકવાને લીધે, થઇ શકતી નથી. એક તરફથી વિધવાઓને નહિ પરણાવવાને પરિણામે જૈન વસ્તી વધતી અટકે છે, અને બીજી તરફથી સ્ત્રી પુરૂષ મળીને એકંદરે ૧૨ લાખની જૈન વસ્તીમાં દોઢ લાખ જેવી મ્હોટી સંખ્યા વિધવાઓની હોવાથી સમાજ પર એમનો બોજો વધી પડે છે. ધ્યાનમાં રાખવું જોઇએ છે કે, જૈન સમાજમાં ૧૫ થી ૪૫ જેટલી ઉમરના મરદો સવા ત્રણ લાખ માત્ર છે, જેમાં રળવાની શક્તિવાળા તો (વધારેમાં વધારે) એક લાખ પણ નહિ હોય. આ લાખ માણસો ઉપર દોઢ લાખ તો વિધવાઓનો બોજો છે, અને તે ઉપરાત બીજો બોજો જુદો! કહેવાની મતલબ કે, દેશની આર્થિક સ્થિતિના દૃષ્ટિબિંદુથી પણ, જે સમાજમાં વિધવાઓની સંખ્યા વધી પડી હોય તે સમાજમા વિધવાલગ્નની પ્રણાલિકા દાખલ કરવી જરૂરની છે. જૈનસમાજની પોતાની નબળી પડતી આર્થિક સ્થિતિ તેમજ ઘટતું જતુ સંખ્યાબળ વિચારતાં પણ એ સમાજ માટે તો આ રીવાજ ઘણો આવશ્યક છે.

| ઉમર | એકંદર જનસંખ્યા. | | પરણેલ. | | નહિ પરણેલ. | | રંડાએલ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુરૂષો. | સ્ત્રીઓ | પુરૂષો | સ્ત્રીઓ | પુરૂષો | સ્ત્રીઓ | પુરૂષો | સ્ત્રીઓ |
| ૫ની અંદર | ૭૫,૩૧૬ | ૭૬,૨૧૨ | ૪૨૫ | ૯૪૮ | ૭૪,૭૨૩ | ૭૫,૧૭૨ | ૧૬૮ | ૯૨ |
| ૫ થી ૧૫ | ૧,૪૧,૨૨૭ | ૧,૨૬,૩૧૩ | ૬,૭૫૦ | ૨૫,૩૪૯ | ૧,૩૪,૦૧૧ | ૯૯,૭૯૭ | ૫૦૬ | ૧,૧૬૭ |
| ૧૫ થી ૪૫ | ૩,૨૨,૦૧૧ | ૨,૯૮,૩૨૮ | ૧,૯૮,૭૯૬ | ૨,૧૭,૬૮૨ | ૯૯,૫૦૧ | ૬,૨૦૭ | ૨૩,૫૦૮ | ૭૪,૪૩૯ |
| ૪૫થી ઉપર | ૧,૦૪,૯૯૯ | ૧,૦૩,૧૭૬ | ૬૩,૦૦૭ | ૨૫,૬૮૮ | ૮,૯૫૬ | ૫૨૯ | ૩૩,૦૩૬ | ૭૭,૫૯૯ |
| કુલ | ૬,૪૩,૫૫૩ | ૬,૦૪,૬૨૯ | ૨,૬૮,૯૩૮ | ૨,૬૯,૬૨૭ | ૩,૧૭,૧૯૧ | ૧,૮૧,૧૦૫ | ૫૭,૪૧૮ | ૧૫૩૨૯૭ |

૧૫ થી ૪૫ વચ્ચેની યુવાન વયમાં રંડેલા પુરૂષોની સંખ્યા માત્ર ૨૭૦૦૦ છે, જ્યહારે એ જ ઉમરમાં રંડાયલી સ્ત્રીઓની સંખ્યા પોણો લાખ ( ત્રણ ગુણાથી પણ વધારે ) છે ! પુરૂષો રંડાઇને ફરી પરણે છે એટલે ફકત ન મળવાથી રહી જાય એઓ જ માત્ર 'રાંડેલા'ના લીસ્ટમાં નોંધાય છે; અને સ્ત્રી તો રંડાઇ તે રંડાઇ જ, એટલે વિધવા સ્ત્રીની સંખ્યા ઘણી મ્હોટી નોંધાય છે.

૪૫ થી વધારે ઉમરવાળી એવી કુલ્લે ૧ લાખ સ્ત્રીઓમાં ૭૭૦૦૦ સ્ત્રીઓ રંડાયલી છે ! દર ચાર સ્ત્રીએ ત્રણ સ્ત્રીઓ રંડાયલી ! પરતંત્ર કે સાધન વગરના ! ઓછો જુલમ છે ?

૫ વર્ષથી પણ ઓછી ઉમરની ૯૪૮ છોકરીઓને પરણાવી દીધી છે ! અને શરમથી મરવા જેવી વાત છે કે, એ પૈકીની ૯૨ વિધવા બની છે! પાંચ વર્ષની અંદરની ઉમરવાળી ૯૨ વિધવાઓ ! જૈન કોમ, આ જ ત્હારો દયા ધર્મ છે કે ? જીભ કરડીને મરવા જેવી આ હીણપદનું પ્રાયશ્ચિત જૈન સમાજે જરૂર જરૂર લેવું પડશે. આ પાપને પરિણામે એક દિવસ જૈન સમાજ નિર્મૂળ જાય તો એ માટે આશ્ચર્ય પામવા જેવું નથી.

૫ થી ૧૫ વર્ષની અંદરમા, ૧૧૬૭ છોકરીઓ વિધવા બનેલી છે. આ ગુન્હો તે અજાન છોકરીઓનો કે ત્હેમના મૂર્ખ માબાપનો ? અને ૬૬ છોકરીએ શા માટે ભરવો—અને તે પણ આખી જીંદગી સુધી ભર્યા કરવા જેવો દંડ ? !

આ પત્રક પર ટીકા કરતાં શ્રીયુત શેઠી ખડુજ લખે છે કે "પરન્તુ માત્ર આ વાતોથી જ કામ ચાલશે નહિ. જ્યહારે સ્ત્રીઓની એકંદર સંખ્યામાં ચોથો હિસ્સો વિધવા સ્ત્રીઓનો છે ત્યહારે માત્ર બાલલગ્નનિષેધથી જ કામ કેમ ચાલે ? વિધવાવિવાહનો પ્રચાર કર્યા સિવાય જૈન જાતિ જીવતી રહેવી કઠીન છે. ૨૫ વર્ષથી ઓછી ઉમરવાળી ૧૧,૩૦૪ વિધવાઓ ઉપર સમાજના નેતાઓને દયા આવવી જોઇએ છે, ૧૫ વર્ષથી પણ ઓછી ઉમરવાળી ૧,૨૫૯ વિધવાઓને જોઇને તો નેતાઓને અશ્રુપાત થવો જોઇએ છે; અને ૫ વર્ષથી ન્હાની ૯૨ વિધવાઓની તોતડી ભાષા સાભળીને તો, જો નેતાઓ ખરેખરા નેતા હોય તો, ત્હેમણે પ્રચલિત રીવાજો તરફ અને ત્હેને પકડી રાખવાની સલાહ આપનારા લોકો તરફ ક્રોધાયમાન થવું જોઇએ છે. "

( ૨ )

## આ કાળમાં પણ વિધવાલગ્ન કરનારી જૈન જાતિ મોજુદ છે!

શ્રીયુત ઉદયલાલ કાશલીવાલ ( દિગમ્બર જૈન ) દક્ષિણ કનાડા પ્રાંતોમાં મુસાફરી કરીને ત્હાંના જૈનોની સ્થિતિ, રીતરીવાજ ઇત્યાદિનું વર્ણન કરતાં ( 'જૈનહિતૈષી' પત્રમાં ) લખે છે કેઃ—

" અહીં વિધવાવિવાહની રીતિ પણ પ્રચલિત છે. આ પ્રથા ક્યારથી શરૂ થઇ અને ત્હેની આવશ્યકતા કેવી રીતે જણાઇ, ત્હેનો કાંઇ પત્તો મળતો નથી. સાંભળવામાં આવે છે કે, **કોઇ ભટ્ટારકે આ રીતિ દાખલ કરી હતી.** તપાસ કરવાથી જણાયું કે, ઉત્તર પ્રાન્તની માફક અહીં કાંઇ વિધવાવિવાહ કરનારાઓને જાતિબહાર કરવામા આવતા નથી. અહીં તો તેઓ સાથે જાતિ એકસરખો વ્યવહાર રાખે છે અને સહભોજન કરે છે. આ પ્રાન્તના જૈનોની આવી ઉદારતા જોઇ ખરેખર આશ્ચર્ય થાય છે. ઉત્તર પ્રાન્તમાં જો કોઇ આવી ઉદારતા કરવા જાય તો ત્હેને મહાપાપી માનવામા આવે છે અને આખી જીંદગી સુધી ફરીથી ત્હેને જાતિમાં દાખલ થવાનુ સૌભાગ્ય મળતું નથી. કેટલાક લોકો કહે છે કે 'વિધવાવિવાહ પ્રચલિત થવાથી સ્ત્રીઓ અધિક પાપી અને સ્વેચ્છાચારી થઇ જશે અને પરિણામે ભયંકરમા ભયંકર પાપ કરતા ડરવાની નહિ; ત્હેની આશા-તૃષ્ણા વધતી જ જવાની અને પરિણામે એક પછી બીજો, પછી ત્રીજો, વળી ચોથો એમ પતિ ઉપર પતિ કર્યા જ જવાની ' વિધવાવિવાહથી શું ખરેખર આવું ભયંકર પરિણામ આવતું હશે એ જાણવાની આ લેખકને ઘણી જીજ્ઞાસા હતી; પરન્તુ અહીં વિધવાવિવાહને ઉચિત માનનારી જાતિને નજરે જોવાથી અને એ જાતિમાંની પુનર્વિવાહ કરેલી વિધવાઓમાં, પુનર્લગ્નના વિરોધીઓ જે ભયંકર પાપ અને અપ્રાકૃતિક કલ્પનાઓ બતાવે છે તેવું કાંઇ નહિ જોવામા આવવાથી, લેખકને જણાયુ કે વિરોધીઓની કલ્પનાઓ અસ્વાભાવિક અને વ્યર્થ છે, એમા તથ્ય નથી. કોઇ અમુક સ્ત્રી દુરાચરણ કરે એટલા ઉપરથી પુનર્લગ્ન કરનારી સર્વ વિધવાઓને ત્હેના જેવી માનવાનો અન્યાય કરનારાઓએ ધ્યાનમા રાખવુ જોઇએ, કે એવી દુરાચરણી વ્યક્તિ તો પુરૂષવર્ગમાં તેમજ જ્હેનો પતિ હયાત છે એવી સ્ત્રીઓમા પણ મળી આવે છે. માટે અમુક વ્યક્તિના આચરણપરથી આખા વર્ગને માથે દોષ

દેવો અને તિરસ્કાર કરવો એ વાજબી નથી. માટે, આ દલીલ છોડીને બીજી કોઇ પ્રબળ દલીલ વિધવાવિવાહના વિરોધીઓએ શોધી કહા-ડવી જોઇએ છે."

***

વિધવાવિવાહ જૈનોમા અમુક લેખકો નવો ઘુસાડવા માગે છે એમ બડબડનારાઓએ દક્ષિણ કાનાડાના જૈનો વચ્ચે થોડો વખત વસવાટ કરવા કૃપાવાન થવું અને લાંબા વખતથી ચાલ્યા આવતા તથા આજે પણ નિર્દોષ મનાતા એ રીવાજને ત્ય્હાં વિદ્યમાન જોયા પછી, 'સુધારકો આ નવી બલા ઘુસાડવા માગે છે તે રૂઢિ અને શાસ્ત્રવિરૂદ્ધ છે' એવો આરોપ વગર તપાસે મુકવાના 'ગુન્હા'નું પ્રાયશ્ચિત લેવુ!

વળી, વિધવાને ફરી પરણવાની છૂટ આપવાથી માઠા પરિ-ણામ આવશે એવી 'કલ્પના'મા વધારે વખત નહિ રમતા, જ્ય્હાં હાલ તેવી છૂટ છે તે સ્થળના જૈનોના ગૃહસ્માર, સમાજસ્થિતિ તથા ધર્મભાવના પર આ છૂટના પરિણામ તરીકે કાંઇ પણ ખરાબ અસર ખરેખર થવા પામી છે કે કેમ તે તપાસો. જો ભૂતકાળમા એ છૂટથી જૈનોને નુકશાન થયું ન હોય, જો વર્તમાનમા એવી બીગાડો થતો ન હોય, તો પછી ભવિષ્યનો ડર રાખવો એ માત્ર મૂર્ખાઇ છે.

(૩)

## વિધવા વહુ અને સધવા સાસુ—એક હૃદયભેદક મુકાબલો.

હિન્દીના પ્રસિદ્ધ કવિવર પંડિત ગિરિધર શર્મા એક ચિત્ર અને એક ન્હાના કાવ્ય દ્વારા વિધવાઓની મુગી હીમાયત કરવા બહાર પડયા છે. ત્હેમના અર્થસૂચક ચિત્ર અને કાવ્યનો સાર નીચે મુજબ છે—

ઓ પ્રભો! હું આ શું જોઉં છું? તરૂણ વહુ વિધવા થઇ ખુણામાં બેઠી છે, અને વૃદ્ધ સાસુ શણગાર કરીને ગામમા ફરે છે!

બાળ વહુ માથું મુડાવીને ઘરકામની મજુરી કરે છે, અને સાસુ દર્પણમા ટીકીટીકીને ચોટલો ઓળાતી ઓગતી હરખાય છે!

જુવાનીના મધ્યાન્હમાં આવેલી વહુના હૈયામાં જીદગી પર્ય-ન્તના રંડાપાની આગ અને બહાર ચુલાની આગ ત્હેને નિરંતર

સેકમાં કરે છે; નિશ્ચિંત વૃદ્ધ સાસુ ચુલા અને ચિંતાનો ઇજારો વહુને સોંપી માથામાં જબાકુસુમ તેલની ઠંડક કરી મજા ઉડાવે છે!

પારકો જણ્યો મરવાથી વહુને જીંદગીભર ફરજ્યાત દુ:ખ સહવું પડે છે; અને પોતાનો જણ્યો મરવા છતા સાસુ જીંદગીભર અમનચમન કરી શકે છે!

***

ધન્ય છે, હિન્દુ સમાજ, ત્હારા ન્યાયને ! શાબાશ છે ત્હારી દયા અને માણસાઇની ભાવનાને !

ચુલામાં પડો ત્હારી 'કર્મની વિચિત્રતા 'ની દલીલ ! કર્મ રંડાપો આપે, પણ કર્મ ફરજ્યાત વૈધવ્ય પળાવતું નથી ! કર્મ ધનવાનને ભીખારી બનાવી શકે, પણ કર્મ એને હમેશને માટે ભીખારી રહેવાની નીતિને ધર્મ્ય માનવાની ફરજ પાડી શકે નહિ. કર્મ એક જીવજાન દોસ્તનો વિયોગ કરાવી શકે; પણ કર્મ બીજો જીવજાન મિત્ર મેળવવાની કોશીશને 'પાપ' ઠરાવવા જેટલી નિર્દયતા શિખ્યુ નથી,—એ નિર્દયતા તો એણે હિન્દુ સમાજ માટે જ 'રિઝર્વ્ડ' રાખી છે!

ઓ મૂર્ખ હિન્દુઓ ! પરીક્ષામાં એક વાર ત્હમે નાપાસ થાઓ તો ખબરદાર ફરી બીજી વખત પરીક્ષામાં બેસતા નહિ, કારણ કે બીજી વારની ઉમેદવારી એ ( ત્હમારે માટે ) 'અધર્મ' છે !

પરાઇ કન્યાને જીંદગીભરને માટે ગુલામ બનાવી 'ખૂણામાં' રાખનાર ઓ નિષ્ઠુર હિંદુઓ ! મુસલમાનોએ ત્હમને અને ત્હમારા દેવોને ઠીક જ ખુણે બેસાડયા હતા અને આજે જ્યહારે પોલેંડ અને આયર્લેંડને સ્વરાજ્ય રૂપી મુક્તિ મળે છે ત્યહારે ત્હમને મુક્તિ તો દૂર રહી પણ વધારે સખ્ત કાયદાની બેડી પડતી જાય છે અને ખૂણાનાએ ખૂણામા હડસેલવામાં આવે છે—એ ઠીક જ ન્યાય તોળાય છે ! દુનિયાનો જો કોઇ પણ દેવ હોવો સંભવિત હોય તો ત્હમે કદાપિ સ્વાતંત્ર્ય અને સુખ પામી શકો નહિ. કુદરતમા જો 'કર્મનો સિદ્ધાન્ત' એવી કોઇ ચીજ ખરેખર હયાતી ધરાવતી હોય તો રક્ષણના વચનથી લીધેલી પારકી પુત્રીને ફરજ્યાત અને હમેશની ગુલામગીરીમાં હડસેલનાર ત્હમો કોઇ દિવસ પરતંત્રતામાંથી મુક્ત થઇ શકો જ નહિ.

અમને હથીઆર રાખવા દો, અમને સ્વરાજ્ય આપો, ઇત્યાદિ ભીખ માગનારા ઓ 'ગુલામો' ! ભીખ કદાપિ પેટ ભરતી નથી; દયા

કરવા કોઇ જન્મ્યું નથી. 'અમને જુવાનીનો કુદરતી લ્હાવો ભોગવવા દો'' એવી ભીખ માગનારી યુવાન વહુને શું તમે ન્હશી કહાડતા નથી? શું એને વંઠેલી, પાપિની કહેતા નથી?

વિધવાઓ! શું કરવા અરજ કરો છો? શું કરવા ભીખ માગો છો? બળ જીતે છે, નહિ કે આજીજી; શક્તિ રાજ કરે છે દુનિયાપર, નહિ કે દયા. નોંતરો ત્હમારી સજાતીય સખીને ત્હમારી મદદે, જોતરો ત્હમારા શરીર ત્હેની ધુંસરીએ. યાદ રાખો કે પુરૂષ-રામને નહિ પણ સ્ત્રી—સીતાને લોકો પ્રથમ પૂજે છે, કૃષ્ણને નહિ પણ રાધાને સૌ પ્રથમ મસ્તક નમાવે છે, અને સીતા તથા રાધા એ માત્ર બલવાન રામ અને કૃષ્ણના જીગરમાંની દૈવી 'શક્તિ' ઓ સિવાય બીજુ શું છે?

( ૪ )

દિગમ્બર પ્રાન્તિક કૉન્ફરન્સે મ્હારો આ વિષયનો લેખ પ્રકટ કરનાર દિગમ્બર પત્ર 'જૈનહિતૈષી'ને વિધવાવિવાહની હીમાયત કરનાર માની લઇ આ બાબત તરફ અણગમો બતાવનાર એક ખાસ ઠરાવ પાસ કરવો પડયો છે, અને એ લેખનું ખંડન 'જૈનમિત્ર' નામના એ સંસ્થાના મુખપત્રદ્વારા કરવા સર્વ જૈન લેખકોને અરજ કરવી પડી છે. પરન્તુ ખુદ એ સંસ્થાના મુખપત્ર 'જૈનમિત્ર'ના ઑનરરી વિદ્વાન એડિટર બ્રહ્મચારી શીતલપ્રસાદજી (કે જે ઘણી બાબતમાં પુરાણપ્રેમી છે) પોતે 'જૈનહિતૈષી'માંના મ્હારા લેખ પર ટિપ્પણ નીચેના શબ્દોમાં લખે છે—

'શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહે જૈનોની વર્તમાન દશાનું ચિત્ર એ મથાળાનો લેખ હિંદી ભાષામાં લખ્યો છે અને તે હજી અપૂર્ણ છે. આ લેખમાં લેખક નિડર થઇને પોતાના સ્વતંત્ર વિચારો પ્રગટ કર્યા છે. કોઇ પોતાના વિચારો દાબી રાખે ત્હેના કરતાં વિચારો પ્રગટ કરવા તે, જગતને તે વિચારો પર પોતાની પસંદગી વા ગેર-પસંદગી કારણ સહિત બતાવવાની તક આપવા બરાબર છે. આ લેખ પર પણ જૈન વિદ્વાનોએ એવોજ વર્તાવ કરવો જોઇએ છે. કટુક વાક્પ્રણાલીને છોડી, માત્ર હેતુ સહિત સમાજને અહિતકર અને ધર્મથી વિરૂદ્ધ એવા આ વિષયનું ખંડન કરવું જોઇએ. આ લેખમાં, વિવાહ ધાર્મિક નથી પણ માત્ર વ્યવહારિક છે એમ કહ્યું છે, તે બરાબર નથી, કારણ કે ગૃહસ્થોનો કોઇ પણ વ્યવહાર

**ધર્મની અપેક્ષા વગર નથી હોતો.** આ લગ્નક્રિયાનું—ગૃહસ્થ-
ના એક 'સંસ્કાર'-નું શ્રી જીનસેનાચાર્યે આદિપુરાણમાં વર્ણન કર્યું
છે. પરંતુ એ સર્વ 'વ્યવહારધર્મ' છે, 'નિશ્ચયધર્મ' તો આત્મ-
સમાધિ છે—નિશ્ચય રત્નત્રય છે. **સમાજના સઘળા નિયમ સમ-
યને અનુકુળ બનાવી શકાય છે; પરંતુ તે સર્વ, ધર્મને
અનુકૂળ હોવા જોઇએ.** લેખકે ખાસ વાતો આ બતાવી છે; (૧)
શ્રેષ્ઠ પદ તે સ્ત્રીઓને અને પુરૂષોને દેવું કે જે આજન્મ બ્રહ્મચારી
રહે, (૨) વિવાહ પુષ્ટ અવસ્થામાં કરવા દેવો, એવાં સ્ત્રી પુરૂષ બીજા
વર્ગમાં રહે, (૩) કોઇ સ્ત્રી કે પુરૂષ હેના પતિ કે પત્નીના મરણ
બાદ બીજી વાર લગ્ન કરવા ચાહે તો સમાજે હેની પરિસ્થિતિઓનો
વિચાર કરીને આજ્ઞા દેવી યોગ્ય લાગે તો દેવી, પરંતુ હેને ત્રીજા
વર્ગમાં ગણાય. (૪) વિધવાઓ નિસ્વાર્થ સેવિકાનું કામ કરે,
એટલા માટે વિધવાશ્રમ ખોલવા જોઇએ. આ ચારે ઉપાયોમાંના
**ત્રીજા ઉપાયમાંના થોડા ભાગ સિવાય** બીજા સર્વમાં સર્વ
**બુદ્ધિમાનો સહમત છે. પુરૂષ ઇચ્છાનુસાર દ્વિતિયવિવાહ
કરી શકે, પણ સ્ત્રી નહિ, એ વિવાદાસ્પદ ચર્ચા છે.** લેખકે
બાલવિધવાઓની દશા બતાવતાં બાલવિધવાલગ્નની પુષ્ટિ પણ
કરી છે. અમે અમારી સમાજના વિદ્વાનોનું ધ્યાન આ વિષય તરફ
ખેંચીએ છીએ કે, આ વિચારોના ખંડનના યુક્તિપૂર્ણ લેખ લખીને
અમને મોકલવામાં આવે; અમે તે 'જૈનમિત્ર'માં છાપીશું. પરન્તુ
લેખ લખવા **પહેલાં** તેઓને ઘટે છે કે તેઓ **આ લેખને એક-
વાર અવશ્ય વાંચી જાય."**

* *

**અવલોકનનું અવલોકનઃ**—વિદ્વાન બ્રહ્મચારીજી એક ધર્મ-
ગુરૂ હોવા છતાં આ વિષયની ચર્ચા ખુલ્લા દીલથી થવાની જરૂર
સ્વીકારે છે એ જ મ્હોટી ખુશાલીનો વિષય છે. ખંડન કરનારે શત્રુ-
ભાવ અને ગાલીપ્રદાનથી વેગળા રહી યુક્તિ અથવા દલીલો સાથે
પેશ આવવું એવી એમની સલાહ પણ પ્રશંસનીય છે. 'ગૃહસ્થના
કોઇ વ્યવહાર, ધર્મની અપેક્ષા વગર નથી હોતો' એ સિદ્ધાન્તમાં,
હેમની મ્હારા લેખ **વિરૂદ્ધની** સઘળી દલીલનો સમાવેશ થઇ જાય
છે. પરન્તુ મ્હને લાગે છે કે તેઓએ 'હિતેચ્છુ'ના ગયા ડિસેમ્બર
અંકનો મ્હારો 'જૈન દષ્ટિએ લગ્ન અને પુનર્લગ્ન' શીર્ષક લેખ
વાંચ્યો નહિ હોય. પૃષ્ટ ૩૯૦-૩૯૧ માં મ્હેં સ્પષ્ટ સમજાવ્યું છે

કે, " અને એ જરૂરે પોતે મનુષ્યને ' સમાજ ' રચતાં શિખવ્યું. સમાજમાં ઘણી વ્યક્તિઓ હોવાથી, અને પ્રત્યેક વ્યક્તિની પ્રકૃતિ ભિન્ન હોવાથી એકનું સુખ બીજાના ભોગે સાધવા જતાં થવી સંભવતી ગેરવ્યવસ્થા અને અંધાધુંધી અટકાવવા માટે સમાજના શ્રેષ્ટ પુરૂષોને ' કાયદા ' રચવા પડયા કે જે કાયદા ' નીતિ 'ના નામથી ઓળખાય છે. શબ્દોનાં બારીક ચુંથણામાં રસ નહિ લેનારા મધ્યમ લોકો એ ' કાયદા 'ને ' ધર્મ ' તરીકે પણ ઓળખે છે. " [ પુરાણપ્રેમીઓ જહેને ' વ્યવહારધર્મ ' કહે છે તે આ જ કે બીજું કાંઇ ? ]........" મધ્યમ મનુષ્ય માટે ત્હેની પ્રકૃતિએ 'લગ્ન' માગ્યું અર્થાત સ્ત્રીસોબતી માગ્યો; અને સમાજે તે માગણી સ્વીકારી સ્ત્રીપુરૂષના સંબંધને સર્વાનુમતે ' ધર્મ 'કાર્ય 'ઠરાવ્યું'–'કલ્પ્યું,' —જો કે તે પણ સમાજની બીજી અનેક બુદ્ધિશાળી આત્મઠગાઇઓ જેવી એક ઠગાઇ જ છે–જનહિતાર્થે કરાતી નિર્દોષ ઠગાઈ છે." આગળ જતા બ્રાહ્મણોએ કેવી રીતે લગ્નમા ઇશ્વરને હાજર રાખીને તેને 'પવિત્ર સંસ્કાર' ઠરાવ્યો તે બતાવ્યુ છે અને જૈનોએ કેવી રીતે લગ્નવિધિ યોજી તે પણ બતાવ્યુ છે. 'લગ્ન'ને કે કોઇ પણ ક્રિયાને 'વ્યવહાર ધર્મ' નુ નામ આપવા સ્હામે મ્હારો મુદ્દલ વાંધો નથી, 'વ્યવહાર ધર્મ' એ એક 'art'—'કલા' છે અને મનુષ્યને જેથી ટકાવી શકાય અને બલવાન બનાવી શકાય એવી દરેક 'કલા' ઇષ્ટ છે. મનુષ્યનુ આત્મબલ વધારવા માટે હરકોઇ ક્રિયાને આધ્યાત્મિક સ્વરૂપ (spiritualisation) આપી શકાય છે; રે ખુદ કામક્રિડાને પણ વેદાન્તીઓએ spiritualise કરી છે, આધ્યાત્મિક સ્વરૂપ આપ્યું છે. પતિ અને પત્નીએ ઘણા દીવસોના અંતરે ' શારીરિક સંયોગ દ્વારા આત્મિક એકતા અનુભવીએ છીએ ' એવી ભાવનાપૂર્વક, વિકારની અગ્નિને પ્રજ્વલિત ન થવા દેવાની કાળજીપૂર્વક, સંયોગ કરવો અને તે ક્રિયા કલાકો સુધી ચાલુ રાખવી, જહેને પરિણામે સ્ત્રી પુરૂષ બંનેની શારીરિક, માનસિક અને આત્મિક શક્તિઓ ખીલવા પામે અને ઇચ્છાનુસાર સ્ખલન રોકવામાં આવે તો સંતતી થવા પામે નહિ અને ન રોકવાની જરૂર જણાય તો બલબુદ્ધિમાન સંતતી થાય: એવા સિદ્ધાન્તનુ પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એવી જ રીતે ક્ષત્રિઓએ લડાયક જુસ્સો કાયમ રહે એટલા ખાતર, તરવારની પૂજા કરવી, યુદ્ધક્ષેત્રમાં મરનારને અપ્સરા વરે છે એમ માનવું ઇત્યાદિ

ક્રિયાઓ અને માન્યતાઓને ધર્મના અંગ તરીકે ઠરાવી *; કહો કે એ એમનો 'વ્યવહાર ધર્મ' છે. પણ તેથી તે 'સત્ય' ઠરે નહિ. તત્ત્વ વિચારી શકનારા તો એ સર્વને 'સમર્થ' પુરૂષો'ની એક 'કલા' માત્ર જ માનશે, અને એવી રીતે 'કલા'ની બીજી બનાવટો—નૂતન 'વ્યવહાર ધર્મો' ઉત્પન્ન કરવાનો પોતાનો સ્વભાવસિદ્ધ હક્ક કદી છોડશે નહિ.

બ્રહ્મચારીજી વિધવાલગ્નને 'સમાજને અહિતકાર' કહે છે, તે ક્યાં પ્રમાણોથી કહે છે તે હેમણે જણાવવું જોઇએ. સ્ત્રી કે પુરૂષનાં બીજીવારનાં લગ્ન, અમુક સંજોગોમાં જ, થવા દેવાં, એમ મ્હેં પ્રતિપાદન કર્યું છે અને હેના અનેક કારણો રજુ કર્યાં છે. મ્હેં ઉદારતાપૂર્વક એટલે સુધી સ્વીકાર્યું છે કે, "કોઇ પણ સુધારો-કોઇ પણ બંધારણ-કોઇ પણ કાનુન દુનિયામા એવો થયો નથી, છે નહિ, અને થઇ શકશે નહિ, કે જે માત્ર લાભ જ કરે અને કોઇ જાતનો પરોક્ષ ગેરલાભ પણ એથી ન જ થવા પામે; આ સત્ય ધ્યાનમાં રાખીને અમુક સંજોગોમા ઉભી થયેલી જરૂરીઆતો પુરવા ખાતર જે 'સુધારો' સ્થાય તે કદાચિત્ અમુક ફાયદા સાથે અમુક પરોક્ષ નુકશાન પણ કરી બેસે તો તે અનિવાર્ય-સ્વાભાવિક-હોઇ તેથી ડરવું ન જોઇએ. જીંદગી એ એક નિરંતર ચાલતું યુદ્ધ છે, યુદ્ધમા વિજય મેળવનાર પક્ષ પણ પ્રહાર ખાધા વગર તો વિજય

* જૈનોએ પણ તેમ જ કર્યું છે વાંચો પ્રાચિન દિગમ્બરાચાર્ય કૃત 'પાત્રકેશરી' સ્તોત્રનો ૩૭ મો શ્લોક, જે નીચે મુજબ છે —

विमोक्षसुखचैत्यदानपरिपूजनाद्यात्मिकाः
क्रियाबहुविधासुभृन्मरणपीडनाहेतवः ।
त्वया ज्वलितकेवलेन नहि देशिताः किंतु ता—
स्त्वयि प्रसृतभक्तिभिः स्वयमनुष्ठिताः श्रावकैः ॥

અર્થઃ—મોક્ષ સુખને માટે (કરાતી) ચૈત્ય, દાન, પૂજા ઇત્યાદિ અનેક પ્રકારની જે ક્રિયાઓ છે તે પ્રાણીઓના મરણ અને પીડનના હેતુ રૂપ છે. જહેનામા કેવળજ્ઞાન પ્રજ્વલિત છે એવા 'હે' એ ક્રિયાઓ ઉપદેશી નથી; પરન્તુ તે તો ત્હારી અંદર ભક્તિ રાખનારા શ્રાવકોએ પોતે જ રચેલી છે.

બીજા શબ્દોમા કહીએ તો, આ સર્વ ક્રિયાઓ 'જ્ઞાની' ઓએ ઉપદેશી નથી, પણ સમાજરક્ષા અને સમાજવૃદ્ધિ માટે સમાજનેતાઓએ 'ઉત્પન્ન કરી' ને 'કલા' નું નામ છુપાવી 'વ્યવહારધર્મ'નું રૂઢિક નામ આપ્યું છે.

નથી જ મેળવતો." વિધવાઓની સંખ્યા થોડીઘણી હોત તો વિધ-
વાલગ્નનો સવાલ અત્યારે ઉઠત જ નહિ, વળી શ્રીમંત બુઢ્ઢાઓની
કામતૃષ્ણા બહુ પ્રજ્વલિત ન દેખાતી હોત તો પણ આ સવાલ
અત્યારે ઉઠત નહિ, તેમજ સમાજમાં એટલું 'બળ' હોત કે બાળ-
લગ્ન અને વૃદ્ધલગ્નને રોકે, તો પણ આ સવાલ ઉઠવા પામત
નહિ; કારણ કે હું વિકારની ગુલામીને ધિક્કારૂં છું અને તેથી સ્ત્રી કે
પુરૂષના બીજીવારનાં લગ્નને નાપસંદ કરૂં એમાં તો આશ્ચર્ય જ શું,
પણ પ્રથમ 'લગ્નથી જોડાયલાં દંપતીમાં અનિયંત્રિત વિષયસેવન
જોતાં પણ મ્હને ઘૃણા ઉપજ થાય છે. પરન્તુ આજે સમય એવો
દેખાય છે કે, સમાજ અને સમાજનેતાઓ ભયંકર બદીઓને રોકવા
તૈયાર નથી, એમનામાં એ કામ માટે જોઇતું ઇચ્છાબલ તથા આ-
ત્મભોગનો જુસ્સો નથી, અને લોકોમાં ઉચ્ચ ભાવનાઓ (પરરાજ્ય-
ની તાબેદારીને લીધે ) નષ્ટ થઇને સુખશીળીઆપણું અને તજ્જન્ય
વિષયલોલપીપણું પ્રબલ સ્વરૂપમાં ઉભરી આવ્યું છે. એવા સમયમાં,
એ વિષયલોલપીપણાને અમુક હદમાં મર્યાદિત કરવા માટે ફરી લગ્ન
કરવાની છૂટ આપ્યા વગર બીજો રસ્તો જ નથી; નહિ તો તે
વકરેલો કામ—તે ધુંધવાતો અગ્નિ—વધારે ભયંકર પરિણામો ઉપ-
જાવશે ફરી પરણતી સ્ત્રીઓ નીચ બનશે એવો જે 'હાઉ' કેટલાકો
બતાવે છે તે માત્ર અજ્ઞાન લોકોને ઠગવાની રીત છે, મનુષ્યપ્રકૃતિનો
અભ્યાસ, ઇતિહાસ, અને સમાજશાસ્ત્ર એ વાધાને જૂઠ્ઠો પાડે છે.

પચીસ પગથીઆવાળા સીઢીની ટોચથી પડતા મનુષ્યને
જોનારો માણસ એમ વિચારે કે 'તે પડયો છે, તો હવે પૂરો પડવાદો;
એને પાંચમા પગથીઆથી આગળ જતો અટકાવવો નહિ', તો તે
શું મૂર્ખતા નથી? વિધવાને કામવિકાર ન જ થવો જોઇએ, એમ
આપણે દલીલ ખાતર માની લઇએ (!) અને એને સીઢીની ટોચની
સ્થિતિ માનીએ, તો શું તે વિધવાને એ ટોચથી પડતી અર્થાત્ કામતૃપ્તિની
ઇચ્છા કરતી જોવા છતાં, ગમે તેવા નીચ પુરૂષ સાથે કુકર્મ કરી
ગર્ભપાત કે બાલવધ જેવાં નીચ કામો રૂપ છેલ્લા પગથીઆ સુધી
ઢળી પડવા દેવી, એ ઇષ્ટ છે, કે પચ્ચીસમાંના દશ કે પંદરમા પગથીઆ
આગળ લાકડાનું પાટીઉં મૂકી આગળ વધતી અટકાવવી એ ઇષ્ટ
છે? આ પાટીઉં એ જ વિધવાવિવાહ છે. જે વિધવા ઉચ્ચ શિખર
પર ટકી રહેવા પોતાને સમર્થ માને છે તેને પાટીયા તરફ દૃષ્ટિ

કરવાનું પણ મન નહિ થાય; પણ જે વિકારની ઇચ્છા રૂપી થોડું પતન પામી ચુકી છે અને એટલેથી નહિ અટકતા જેહેનું પતન આગળ ને આગળ વધી વ્યભિચારાદિ દોષોમાં પરિણમવાનો સંભવ ખડો થયો છે, હેમને માટે શું મધ્યના કોઇ પગથીએ અટકાવવાની રીતિ–પુનર્લગ્નની રીતિ–ઇષ્ટ નથી?–અને ધ્યાનમાં રહે કે, દરેક કાળના સમાજનેતાઓએ જે જે હેમને 'ઇષ્ટ' હતું હેને હેને 'વ્યવહાર ધર્મ' ની છાપ આપી છે. લગ્ન પોતે જ 'ધર્મ' નથી પણ **'વ્યવહાર ધર્મ' માનવો પડયો છે, તેમ અમુક સંજોગોમાં** પુનર્લગ્નને પણ—તે 'ધર્મ' ન હોવા છતાં, પસંદ પણ ન હોવા છતા, 'વ્યવહાર ધર્મ' ની ગણનામા લેવાની જરૂર પડશે જ.

હુ ઇચ્છુ છુ કે 'જૈનોની હાલની સ્થિતિનું ચિત્ર' તથા 'જૈન દૃષ્ટિએ લગ્ન અને પુનર્લગ્ન' એ મથાળાના મ્હારા લેખો દરેક ચર્ચાવાદી **મનનપૂર્વક** વાંચે, એમાના દરેક શબ્દનો, દરેક દલીલનો આશય ઉંડા ઉતરીને વિચારે,–પછી ભાગ્યે જ શંકા રહેવા પામશે.

( ૫ )

શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન વર્ગના 'જૈનશાસન' પત્રના તા. ૭ જુન ૧૯૧૬ ના 'અગ્રલેખ' મા સમ્પાદક લખે છે કે.—"જૈ**નોમાં વિધવાઓનું પ્રમાણ ઘણું મોટું** છે અને ઘણી બાળવિધવાઓ યુવાનીના મદમા મન સંયમ રાખવા અશક્ત નીવડે છે અને તેને લઇને અધમ કર્મમા ફસાઇ જાય છે. તેઓમાં ગર્ભપાત પણ થાય છે. **આમાં તેઓનો શું દોષ?** પુરૂષ કે જે સ્ત્રી કરતાં દરેક વિષયમા બુદ્ધિવાન અને સમજુ મનાય છે અને જે આખો વખત પ્રવૃત્તિમય જ હોય છે, તે જ્યારે વિકારોને દબાવી નથી શકતો તો પછી અજ્ઞાન અને ગૃહકાર્ય સિવાયનો સઘળો સમય કુથલીમા, આળસમાં અને વિચારોમાં ગાળનારી સ્ત્રી **કઇ રીતે દબાવી શકે?** તેઓની આસપાસનું વાતાવરણ સૌભાગ્યવતી સ્ત્રીઓના પતિસુખ અને વિલાસથી ભરપૂર હોય છે અને જ્યારે બીજી સ્ત્રીઓને પોતાના પતિ સાથે વિનોદ કરતી જુવે અને પોતાને તેથી હીણભાગી જુવે ત્યારે તેનુ મન આકુળવ્યાકુળ થાય **તેમાં શું નવાઇ છે?** આનો ઉપાય, અત્યારના સંજોગો ધ્યાનમાં લેતાં, શું યોજી શકાય? પુનર્લગ્નની **હીમાયત** માટે **ક્ષેત્ર** નથી—અત્યારે તો તેનાં કાર-

ગ્ગો જ નાબુદ કરવા યોગ્ય ગણાશે. વિધવા સ્ત્રીઓની આસપાસ વાતાવરણ બહુ શુદ્ધ, નીતિમય અને નિર્વિકારી હોય તો તેઓને બગડવાનો સંભવ ઓછો થાય ”

* * *

**અવલોકન**–યુવાન વિધવાઓને આકુળવ્યાકુળતા થાય જ એવી હાલની સમાજસ્થિતિ છે એમ આ સમ્પાદક કબુલ કરે છે. પુનર્લગ્ન એ **એક માર્ગ** છે એમ તેઓ પોતાના **મન સાથે** બોલે છે, પણ જાહેરમાં કહે છે કે પુનર્લગ્નની **હિમાયત** કરવા જેવો હજી વખત પરિપકવ થયો નથી 'ક્ષેત્ર નથી' એટલે કે શ્વેતામ્બર જૈનો કોલાહલ કરી મૂકે ત્હેની સ્હામે ટક્કર ઝીલી શકે એવા સુધારકો ઉત્પન્ન થયા નથી, **એટલા જ માટે**, પુનર્લગ્નની હિમાયત મુલતવી રાખીને, વિધવાઓની આસપાસનુ વાતાવરણ નિર્વિકારી કરવાની હિમાયત કરી તેઓ સંતોષ માને છે. પણ હુ પુછીશ કે, દુનિયા નિર્વિકારી બની **શકવાની** છે ? સ્ત્રી–પુરુષોનાં જોડકા આ કમભાગ્ય વિધવાની 'દયા ખાતર પોતાનો વિનોદ અને 'ચટક'ને દાબી રાખવા નવરા છે ?

જૈનો ગામોગામ વિધવાશ્રમ સ્થાપવા જેટલા ઉદાર અને બાળલગ્ન તથા વૃદ્ધવિવાહ અટકાવવા જેટલા **હિંમતવાન** કદી થવાના છે ? ત્હારે પછી 'બેટા, મ્હોટો થા એટલે પરણાવીશુ' એવા ખોટા વાયદા કરી સમાજને ફોસલાવવાથી શુ લાભ ? આ પણ યાદ રાખવા જેવુ છે કે, “ આખી પ્થ્વીને સાફ કરી શકાશે નહિ, પગને જોડાથી રક્ષવા એ જ ડહાપણ છે. ” બીજા લોકો વિષયી કૃત્યો અને વિચારો વડે વિધવાઓનુ વાતાવરણ બગાડે છે અને તેથી વિધવાઓ આકુળવ્યાકુળ થાય છે, એમ કહેનારે ધ્યાનમા રાખવુ ઘટે છે કે બીજા લોકો સુધરવાના નથી અને ત્હમારે જો વિધવાઓને બગડવા ન દેવી હોય તો બગડવા જેવી વિધવાને ફરી પરણવા દેવી એ જ એકનોએક માર્ગ છે, અને એ માર્ગ બતાવતા ડરવુ તથા ' ક્ષેત્ર તૈયાર નથી ' એવા બહાનાથી **બળતા જ માર્ગ** બતાવવા, એ સમાજને માટે હિતાવહ નથી,તેમજ 'પ્રમાણિક' પણ નથી.

( ૬ )

શ્વેતામ્બર **સ્થાનકવાસી** જૈન કોન્ફરન્સના મુખપત્ર '**પ્રકાશ**' ના તા ૨૫ **જુન** ૧૯૧૬ ના 'અગ્રલેખ'મા સમ્પાદક ખુલ્લી રીતે વિધવાવિવાહને પુષ્ટિ આપે છે. તે લેખ આ પ્રમાણે છે:—

"जैन समाज में विधवाविवाह का निषेध तथा बाल-विवाह और वृद्धविवाह का प्राबल्य होने के कारण विधवाओं की संख्या बेहद बढ गई है और दिनोंदिन बढती जा रही है। समस्त जैन समाज के आठवें हिस्से में और समस्त जैन स्त्रियों के चौथे हिस्से में विधवाओं इस समय विद्यमान हैं। उन विधवाओं की दुरवस्था का उल्लेख करते हुए हमारे कुछ विद्वान् लोग मुशलधार अश्रुवर्षण कररहे हैं। और उनके दुःख-मोचन के लिये विधवाविवाह की आवश्यकता वे लोग बतला रहे हैं। जब दूसरी ओर विधवाविवाह को बडी भारी हानि-कारक प्रथा कहकर उस प्रथा से जैन समाज को दूर रखने की कोशीश भी जोरशोर से हो रही है। सारांश कि विधवा-विवाह यह बडा भारी विवादग्रस्त प्रश्न होरहा है। और वा-स्तव में यह प्रश्न है ही बडा विकट । क्योंकि विधवाविवाह की रुकावट से जैन समाज की संख्या बढ नहीं सकती हैं। कन्याओं की कमी रहने से कन्याविक्रय को उत्तेजन मिलता है। विधवाओं में व्यभिचार व कुकर्म का प्रमाण बढता जाता है, जिससे गर्भपात व बालहत्याएं बहुत होती हैं। और हजा-रों विधवाओं को महनत मजूरी करने पर भी पूरा अन्न नहीं मिल सकता है। आदि २ मुसीबतें विधवाविवाह की रुकावट से उपस्थित हैं। × × × × × विधवा विवाह को कोई भी जैन अच्छा तो नहीं कहेगा। इसके जो पक्षकार हैं वे भी इस बातका तो स्वीकार करते हैं कि जो विधवा धर्मपरायण होकर आजन्म ब्रह्मचर्य व्रत का पालन कर अपना जीवन सफल करना चाहे उनको तो अनेकानेक धन्यवाद देना चाहिये और उनका अनुकरण करने के लिये दूसरी स्त्रियों को भी सतत उपदेश देते रहना चाहिये। मगर जो स्त्रियें वैधव्य

की पीड़ा सहन नहीं कर सकती हैं, और गुप्त रीत्या अनेक पुरुषों के साथ कामक्रीड़ा करती हैं और मौके पर गर्भपात कर मनुष्यहत्या के महापाप की भागी बनती है उन स्त्रियों के लिये जाहिर में पुनर्विवाह के द्वारा एक ही पति कर लेना अच्छा है। उनको ऐसा करने में समाज की ओरसे रुकावट होना न चाहिए, ऐसा उन लोगों का कथन है.

" हमारे खयाल से उन लोगों के इस कथन में कुछ न्याय है। यदि पुरुषवर्ग स्वार्थांध होकर उस न्याय को अन्याय मान ले और अपनी सत्ता के जोर से विधवाओं को पवित्र रक्खें तो उसको हम बूरा नहीं कहेंगे, क्योंकि हम तो यही चाहते हैं कि किसी भी युक्ति या बलसे ब्रह्मचर्यरूप परम धर्म का पालन होना सदैव हितकर है ।

" अतएव विधवाविवाह के रोकने से यदि विधवा स्त्रियों में मैथुन का अभाव होजाता, तो बहुत ही अच्छा था। मगर विधवाओं का उद्धार करने के प्रबलतर अभिलाषी पुरुष वर्ग में इतना तो सामर्थ्य है ही नहीं कि वे विधवाओं में प्रचलित अनाचार को रोक सकें। कई दफा यह हाल मालूम भी हो जाता है कि अमुक विधवा दुराचारिणी है, तो भी उनको उचित दंड देनेकी या समाज में से उनको बहिस्कार करने की तो किसी की शक्ति नहीं है। यदि अपन गुप्तरीति से होते हुए अत्याचार को रोक न सके तो खैर, मगर जब हमको यह बात मालूम होजावे कि इन २ कारणों से विधवाओं में दुराचार फैलता है तब हमारा यह कर्तव्य नहीं है क्या कि हम दुराचार के पोषक उन सब कारणों को नाबुद कर दें ? जब हम जानते हैं कि हमारी विधवा बहिनों को खाने के लिये

दाने नहीं मिलते हैं, और भूख का दुःख सहन करने की उनमें शक्ति नहीं है, तब हमारा यह कर्तव्य है कि हम उन विधवाओं के भरण पोषण के लिये उचित व्यवस्था करें। यदि हम ऐसी व्यवस्था न करें और उनकी जाहिर रीतिसे ऐसी व्यवस्था कर लेने में बाधा डाले तो उसका नतीजा, सिवाय अनाचार के, और क्या हो सकता है ?।

"इसके अतिरिक्त दश बारह वर्षकी एक छोटीसी बालिकाका विवाह जब साठसत्तर वर्ष के बुड्ढे के साथ होता है तब हम इस महा अनर्थकारी कार्य को नहीं रोक सकते हैं। और थोडेही समय के बाद जब उस निर्दोष अज्ञान बालिका को वैधव्यकी प्राप्ति होती तब उनको पुनर्लग्न करनेसे बलात्कार रोकते हैं यह हमारा घोर अन्याय नहीं तो और क्या है ?"

એ જ પત્ર વળી તા. ૯ જુલાઇ ૧૯૧૬ ના અંકની એડીટોરીઅલ્સમાં 'मोरीके टीनमें बच्चा' એ મથાળા નળે લખે છે કે, "પાઠક મહાશયો ! અમે આપને એક એવી વાતની ખબર સંભળાવીશુ કે જે અમોએ પોતાની આંખોએ જોયેલી છે અને જે સાંભળવાથી આપની આંખોમાં પાણી ભરાઈ આવશે, ગળું રૂંધાઈ જશે અને મ્હોંથી એવા શબ્દ નીકળી પડશે કે 'હાય ! આવા અનર્થ પણ સંસારમા થઇ ગયા છે ?' ગયા રવિવારે અજમેરમા ઢોલીદડા નામના મોહોલ્લામાં કોઇ વિધવાએ ગંદા પાણી માટેની એક ટીનમા તુરતના જન્મેલા બાળકને નાખ્યુ હતું, એમ સમજીને કે ત્હેનુ કુકર્મ કોઇ ન જાણવા પામે. પરન્તુ પાપનો ઘડો કદીએ ફુટયા વગર રહ્યો છે ? ભંગણ જ્હારે ટીન સાફ કરવા આવી ત્યારે ત્હેમાં બાળક જોઇને ગભરાઇ અને શોરબકોર કરી મૂકયો. લોકો ભેગા થયા, પોલીસ પણ આવી. અમોએ પણ ત્હાં જઇને સઘળું જોયુ, જેથી અમારા દીલમા ઘણું દુખ થયુ. આવા કેસોનો ફોટો લઇને લોકો સમક્ષ મૂકવો જોઇએ એ ખ્યાલથી અમે ફોટો પણ તુરત જ લીધો, જે ખાસ અંકમા છાપવામા આવશે. આવી જ ઘટના ૨-૪ રોજ અગાઉ લાખનકોટડીનાં પણ થઇ હતી. આ પ્રમાણે કેટલી બાલહત્યાઓ થતી હશે એનો ખ્યાલ વાચકો જ કરી લેશે." આટલુ વર્ણન આપ્યા પછી સમ્પાદક લખે

છે કે, બાળવિવાહ, વૃદ્ધવિવાહ અને બલાત્કારે પળાવવામાં આવતું વૈધવ્ય એ જ આ અનર્થનાં કારણો છે. આગળ જતાં લખે છેઃ " બલાત્કારે વૈધવ્ય પળાવવાની પ્રથાનો પણ નાશ કરવો જોઇએ છે. "

( ૭ )

જીવદયા અને અહિંસાધર્મની હિમાયત કરવામાં આખા હિંદમાં જેની બરાબરી કરી શકે તેવો કોઇ નથી તે, બન્ધુ લાભશંકર લક્ષ્મીદાસ હમણાં જાહેર પેપરોમાં વિધવાલગ્નની હીમાયત કરવા લાગ્યા છે, એટલું જ નહિ પણ હેમણે ના. ગાયકવાડ સરકાર જોગ અરજ ગુજારી છે, જેમાં વિધવાઓથી થતી બાલહત્યાના દૃષ્ટાન્તો આપી દયાની લાગણી પ્રેરવા કોશીશ કરી છે. મતલબ કે, 'દયા' એ જ જો ધર્મનું standard 'પ્રમાણ' માનવાનુ હોય તો તો, વિધવાઓને પુનર્લગ્નની છૂટ બક્ષવી એ, એમને ફરજીઆત વિધવાપણું પળાવવા કરતા-મુકાબલે-વધારે સારૂ ધર્મપાલન છે.

*   *   *

**એક ખબર**—ચંદ્રવા નામની એક હિંદુ વિધવાએ નાતના ડરથી પોતાના તુરતના જન્મેલા બાળકનું ખુન કર્યું હતું તે માટે મુંબઇની હાઇકોર્ટે હેણીને જન્મદેશનીકાલની સજા કરી હતી. આ કમનશીબ બાઇ પ્રત્યે દયા બતાવવા જીવદયાના જાણીતા હીમાયતી મી. લાભશંકર લક્ષ્મીદાસે નામદાર ગવર્નરને અરજી કરવાથી તે નામદારે તેણીની સજામા ઘટાડો કરી બે વરસ સખ્ત કેદની સજા કરી છે. વિધવાવિવાહના વિરોધીઓને આ ખબર અર્પણ કરતા પૂછીશુ કે એ બિચારી બાઇ ઉપર 'દયા' બતાવવાનો 'ધર્મ' વિધવાવિવાહના વિરોધીઓએ બજાવ્યો કે હિમાયતીએ ?

( ૮ )

'દિગમ્બર જૈન' માસિક પત્રના સમ્પાદક અગાઉ મ્હારા ચુસ્ત પ્રશંસક હતા; મ્હારા લેખોની, મ્હારા વિચારોની અને મ્હારા કાર્યોની પણ અનેક વખત હેમણે મુક્તકંઠે તારીફ એ પત્રમા કરી હતી; પરન્તુ હેમણે પ્રસિદ્ધ કરેલા ' શ્રીપાલચરિત્ર ' ના નાયક 'ચરમશરીરી' શ્રીપાલે પોતાને પ્રાણદાન અને ગજ્યદાન આપનાર ધર્મપત્ની ઉપર એક-બે નહિ પણ હજારો સહપત્નિઓ ઉપરાઉપરી અંગીકાર કરી, એ મહાન અનીતિના કાર્ય વિરૂદ્ધ જ્યહારથી મ્હેં ટીકા કરી ત્યહારથી તેઓ મ્હારાથી છેડાઇ પડયા છે ! મ્હારા વિચારોની સચ્ચાઇ કાઇ

ત્હેમની 'કસોટી' પર આધાર રાખતી નથી, એટલે હું નિશ્ચિંત છું; પરન્તુ મ્હને આશ્ચર્ય એ થાય છે કે, જે સમ્પાદક એક ચરમશરીરીને ઉપરાઉપરી હજારો સ્ત્રીઓ પરણાવવા ખુશી છે અને એ કાર્યનો બચાવ કરવા બહાર પડે છે, તે જ સમ્પાદક એક નિરાધાર, અજ્ઞાન, બાળકીને દુષ્ટ માબાપ કે મૂર્ખ સમાજના ગુન્હાથી રંડાયા પછી ફરી પરણવાની જરૂર પડતાં ત્હેને પરણતી અટકાવવા અધર્મના 'હાઉ' સાથે બહાર પડે છે! એક પુરૂષ થોડીને ઘણી હજારો સ્ત્રીઓને પરણવામાં જ જીંદગી ગુજારે અને ત્હેમના હાવભાવમાં અને વિષયસુખોમાં રમતો રહે તે તે જ ભવે મોક્ષ જઇ શકે, અને એક સ્ત્રી અજ્ઞાનાવસ્થામાં રંડાઇને સમજુ અવસ્થામાં ફરી લગ્ન કરી મનના ઘોડાને કાબુમા રાખે તો પણ તે નરકની જ ભાગી બને, આ ન્યાય તો ગજબ પ્રકારનો ભાઇ!

સમ્પાદક મહાશયે પોતાના પત્રના ભાદ્રપદ, ૧૯૬૯ ના અંકમાં લખ્યુ હતું કે'—

"૯ વર્ષની વિધવા—જેપુરમા આ વર્ષે બે વૃદ્ધલગ્નો થયા હતાં. જેમાંના એક બુઢા વરરાજા લગ્ન પછી ૩ માસમા સ્વધામ પહોચી જવાથી માત્ર ૯ વર્ષની છોકરી વિધવા થઇ છે' ધિક્કાર છે પૈસા લઇને આવાં લગ્ન કરનાર માબાપોને।"

અને હું ઉમેરવાની ફરજ સ્હમજીશ કે, માબાપને થોડા 'ધિક્કાર' માત્રથી ક્ષમા કરનાર અને હજારો રૂપિયાનો લાભ આરામથી લેવા દેનાર, પરન્તુ માબાપના ગુન્હાનો દંડ નિર્દોષ બાળકી પાસેથી 'બલાત્કાર વૈધવ્ય'ના રૂપમાં લેનાર સમાજ ઉપર એથીએ વધારે ધિક્કાર હો! અને આટઆટલો ગજબ નજરે જોવા છતા 'ધર્મની પુંછડી' તરીકેનો ધમંડ ચાલુ રાખવા ખાતર જે જે લેખકો, વક્તાઓ અને ઉપદેશકો વિધવાવિવાહની વિરૂદ્ધ પોક મૂકે છે અને એ રીતે દુઃખમા બળીજળી રહેલી બિચારી બાળવિધવાઓના રક્ષણ માટે બીજાઓથી થતા પ્રયત્નોને પણ તોડી નાખવાનો નિર્દય-સ્વાર્થી અને અજ્ઞાનમય પ્રયત્ન સેવે છે, એમના ઉપર વળી એથીએ વધારે ધિક્કાર હો!

એ જ સમ્પાદકે ૧૯૭૦ ના ચૈત્રના પોતાના માસિકના અંકમાં "ભારત દિગમ્બર જૈન મહિલા પરિષદ" ના પ્રમુખ સૌ૦ રતનબાઇનું ભાષણ છાપ્યું છે તે મહાશયા જૈન વિધવાઓની દશા આ

પ્રમાણે વર્ણવે છે: "આપણામાં વિધવા બ્હેનોની સ્થિતિ **ઘણી શોચનીય** થઇ છે. ઘરમા **નાની ઉમરની** વિધવા હોય છે તેની સાથે ઘરનાં પુરૂષો તેમજ સધવા સ્ત્રીઓ **સારો વર્તાવ કરતા નથી**, તેમને જ વધારે કામ સોંપવું, તેમનાં તરફ **વધારે તિરસ્કારયુક્ત** દૃષ્ટિ રાખવી, તેને લીધે વિધવા સ્ત્રીઓની સ્થિતિ ઘણી બગડે છે અને તે **શીલ સાચવી શકતી નથી**......આપણી દક્ષિણ દેશની સેતવાલ બ્હેનોની દશા એવી **નીચ** થઇ છે કે તેમને પેટને માટે બીજાને ઘેર વાસણ માંજવા, લુગડાં ધોવાની નોકરી કરવી પડે છે. ......તેમજ દક્ષિણ દેશના ગુજરાતી હુમડ નાતની વિધવા બ્હેનોની સ્થિતિ વિચિત્ર થઇ પડી છે લગ્નોના દિવસ આવ્યા કે સગાવ્હાલાને ઘેર કામ કરવા જવુ પડે ત્યારે **વિધવા બ્હેનોને પ્રથમ** મોકલવામા આવે છે. આવા લગ્ન પ્રસંગોમા વિધવાઓની ઘણી નુકશાની થાય છે. **તેમનુ શીલ** બગડે છે... .. ".

પુનર્લગ્નમા એકાન્ત **પાપ** માનનારી ધર્મમૂર્તિઓએ—આટઆટલા જૈન પત્રકારો, શ્રાવકો અને ઉપદેશકોએ—આ વિધવાઓના શીલનુ રક્ષણ નહિ કર્યું હોય ? ' **પોતાના** ઘરની વિધવાને પણ પારકા ઘેર શીલ ગુમાવવા મોકલનારાઓ હવે **પારકી** છોકરીઓના શીલને પુનર્લગ્ન વડે લુટાઇ જતુ અટકાવવા માટે ધમધમાટ કરી મૂકે છે ' સેંકડો વિધવાઓને ઉદરનિર્વાહ માટે પારકે ઘેર ગુલામી કરવા જવુ પડે છે તે જોઇ રહેનાર જૈનો હવે ગામોગામ વિધવાશ્રમો ખોલવાની ઉદારતા કરવાના હતા ? ' અરે ભલામાણસો ' આડેઅવળે લાખો રસ્તે ભટકવાનુ છોડી ખુલ્લુ જ બોલી દો કે, **વધારે** ભયંકર અનર્થોમાંથી બચવા માટે **થોડું** ભયંકર પુનર્લગ્ન ઇષ્ટ છે.

( " )

બાબુ **સુરજભાન**દાસ જૈન ( મેરઠ ) એઓશ્રીએ પણ '**જૈન**મિત્ર' દ્વારા વિધવાવિવાહની બાબતમા પોતાના વિચારો જાહેર કર્યા છે. 'જૈનપ્રભાત' અને 'સત્યવાદી' નામના દિગમ્બર માસિકોમા પણ ચર્ચા ચાલી છે. 'જૈનતત્વપ્રકાશક' પત્રે તો પુનર્લગ્નનો ઝંડો ફરકાવીને પુરાણપ્રેમીઓની ગાળો ખાવાનો ઇજારો જ લીધો જણાય છે ' '**જૈનહિ**તેચ્છુ'એ પુનર્લગ્નની તરફેણનો મ્હારો લેખ છાપ્યા પછી એ વિષયમા મ્હારાથી ભિન્ન મત ધરાવતા સ્વ० **મણિલાલ નભુભાઇ દ્વિવેદી** જેવા એક વિદ્વાન **થી**ઓસોફીસ્ટનો જૂનો લેખ પણ પ્રકટ કર્યો છે

આ પ્રમાણે આ ગહન પ્રશ્નની તરફેણ તેમજ વિરૂદ્ધમાં, મ્હેં પ્રથમ લેખ લખ્યો ત્યાર પછી, ચોતરફથી પુષ્કળ બોલાવા-લખાવા લાગ્યુ છે. આ પૈકી ઘણાખરાનો સાર અને તે પર મ્હારી ટીકા કે જવાબ આ અંકમાં આપી ચુક્યો છું. બાકીઓના વિચારનો સાર અને તે પર અવલોકન, સ્થળસંકોચને લીધે, આવતા અંક માટે મુલતવી રાખીશ.

એક ચીણગારી ! માત્ર એક લેખની ચીણગારી ! પણ તે કેટલી ઝડપથી અને જોશથી આગના ભભુકામાં ફેરવાઈ ગઇ ! આજના અંકના મુખપૃષ્ટનુ ચિત્ર બોલે છે તેમ, આજે તો લોકો એ આગથી ભડકીને નાસભાગ કરવાના એ હું આગળથી જ જાણતો હતો; પરન્તુ એક દિવસ એવો આવશે-જરૂર આવશે-હુ તે મ્હારી નજર મ્હામે જોઉં છુ, કે જ્યહારે એ આગથી ડરવાને બદલે લોકો એના ઉપર 'તાપવા'—એની ગરમી ઝીલીને પોતાની ટાઢ ઉડાડવા એની આસપાસ ટોળું થઇને બેસશે.

ગઇ સાલ લંડનને આગ લાગી ત્યહારે જ આજનુ ભવ્ય લંડન બનવા પામ્યુ ! ફીનીક્ષ પક્ષી વૃદ્ધ-'કદ્રુગાર' થઇ જાય છે ત્યહારે આગમાં ઝંપાપાત કરે છે, જ્હેમાંથી તે દિવ્યશક્તિવાળા યુવાન સ્વરૂપ સાથે 'ફરી ઉઠે છે' ! અરે કોઇ જૈનોમાં 'આગ' ફેલાવો, કોઇ એમને ભડકાવો, રૂઢીઆ વાળીને અંધારી કોટડીમાં ભરાઇ રહેલા એ બીમારોના સાંધા છૂટા થઇ જાય એવો 'ભય' કોઇ ઉત્પન્ન કરો, 'પાપ'ના બનાવટી ઓઠા તળે 'નિષ્ક્રિય' થઇ ભરાઇ પેઠેલા જૈનોને—'જ્ઞાનયોગને ખોટી રીતે સ્હમજેલા જૈનોને—'કર્મ' યોગમાં પાપ ભરાઇ રહેલો માનનારા જૈનોને—અરે એ શુષ્ક 'જ્ઞાની'ઓને અને 'દયાના જીવડાં'ઓને કોઇ ચમકાવો-ભડકાવો-તપાવો-કર્મયોગની આગ પર તાપતા બનાવો !

કારણ,.. જ્યહાં ચૈતન્ય છે ત્યહાં ધર્મ છે,...જ્યહાં શૌર્ય છે ત્યહાં ધર્મ છે,...જ્યહાં હિંમત અને આગળ વધવાની શક્તિ તથા સાહસ છે ત્યહાં ધર્મ છે.

*
*

**ના કહો કે હા કહો, કરનારા કરશે જ !**:—ગઇ તા ૧૪ મી એ ના રોજ મુંબઇમા ધ્રાંગધ્રાના દશા શ્રીમાળીની ૨૧ વર્ષની વિધવાપુત્રીએ એ જ જ્ઞાતિના વિરમગામના ૨૫ વર્ષના યુવાન સાથે **વિધવા લગ્ન** ક...ર્યું...છે...

* *

**એક વધામણી:**—આ લેખ છાપવા મૂકાયા પછી અને મશીનમાં જવા પહેલાં 'સત્યવાદી' માસિકનો ચૈત્રનો અંક પ્રાપ્ત થયો, જેમાંની વધામણી, વિધવાલગ્નની હીમાયતના કદા શત્રુ તરફથી તે જાહેર થતી હોવાથી, અત્રે ટાંકવાની લાલચને હું રોકી શકતો નથી.

'સત્યવાદી' પ્રતિપક્ષનું જોર વધતું જતું જોઇ બળતા હૃદયના ઉભરા કહાડે છે અને તેમ કરતા કેટલીક એવી વાતો જાહેરમાં લાવે છે કે જે હેના પ્રતિપક્ષીઓના આનંદમાં ઓર વધારો કરનાર થઇ પડે. ખૂબ ખૂબી વાપરીને ખૂબચંદજી લિયા જણાવે છે કે, "ગજપથા મુકામે દિગમ્બર જૈન પ્રાન્તિક સભાના અધિવેશન પ્રસંગે જે દિવસે વિધવાવિવાહ સ્હામે વિરોધ બતાવનારો ઠરાવ સબજેક્ટસ કમીટીમા મૂકવામાં આવ્યો તે દિવસે શોલાપુરનિવાસી શેઠ હીરાચંદજી હાજર નહોતા. બીજે દિવસે જ્યહારે તેઓ શોલાપુરથી પધાર્યા અને સાંભળ્યુ કે ગઇ રાત્રે સબજેક્ટસ કમીટીમાં વિધવાવિવાહની વિરૂદ્ધમાં એક પ્રસ્તાવ પાસ થયો છે અને આજે તે પ્રસ્તાવ જનરલ સભામાં રજુ થવાનો છે, ત્યહારે હેમણે સબજેક્ટસ કમીટીએ નક્કી કરેલા ઠરાવોની યાદી જોવા લીધી અને કોઇને પૂછયા-ગાછયા સિવાય વિધવાવિવાહને લગતા ઠરાવ પર કલમ ફેરવી દીધી ( તે ઠરાવ છેકી નાખ્યો), અને સાંભળતા મેળે હેમણે સભાપતિ મહોદયને પણ જનરલ સભામા આ ઠરાવ ન કરવાનુ કહ્યું હતું. આ કાર્ય ન્યાયસંગત ન હતું. તેવીજ રીતે વળી, બ્રહ્મચારી શીતલપ્રસાદજીએ પણ કહ્યું હતું કે, વિધવાવિવાહના હિમાયતીઓની યુક્તિઓ (અથવા દલીલો) ઘણીજ પ્રબલ છે, હું હેમનું ખંડન નથી કરી શકતો. આ વાતોથી માલમ પડે છે કે ઉક્ત શેઠજી તથા બ્રહ્મચારીજી પણ, જરૂર, ખુલ્લા નહિ તો છુપા પણ, વિધવાવિવાહના પોષક છે."

હમારા દલમાં બ્ર. શીતલપ્રસાદજી જેવા શાસ્ત્રરસિક સાધુ-પુરૂષ અને શેઠ હીરાચંદજી જેવા પ્રસિદ્ધ અગ્રેસર પણ સામેલ છે એમ અત્યાર સુધી અમારા જાણવામા નહોતું; માટે આ વધામણી આપનાર 'સત્યવાદી'નો અમે ઉપકાર માનવાને બંધાયલા છીએ; અને એ ઉપકારની લાગણીને લીધેજ, 'સત્યવાદી'ના દયાપાત્ર બકબકાટની આલોચના જેવી સખ્ત ભાષામાં કરવી જોઇતી હતી તેવી સખ્ત ભાષામાં નહિ કરતાં મધ્યમસરની ભાષામાંજ કરવાનું ઠરાવવું પડયું છે. (તે આલોચના આવતા અંકમાં આવશે.)

શેઠ હીરાચંદજી અને બ્ર. શીતલપ્રસાદજી જેવા પ્રસિદ્ધ જૈન નેતાઓ મ્હારા વિચારોની તરફેણમાં હોય એ બીના મ્હને આનંદદાયક હોવા છતાં હું એ આનંદ ખોટી રીતે લેવા ખુશી નથી. 'સત્યવાદી' કહે છે તેમ શેઠજીએ ઠરાવ પર છેકો ખરેખર જ માર્યો હતો કે કેમ એ બાબતમાં હું કાંઇ જાણતો નથી અને માત્ર 'સત્યવાદી'ના કે કોઇ એક વ્યક્તિના કથન પરથી હું તે વાત માની શકું નહિ. છેકો માર્યો પણ હોય તો પણ એમાં કાંઇ જૂદો જ આશય હોય, કે જે આશય ત્હેમના પોતા તરફથી જાણવા પામ્યા સિવાય હું એમને 'સત્યવાદી'ની માફક 'વિધવાવિવાહના પોષક' માની લઉં નહિ. એક માણસ વિધવાવિવાહનો પોષક ન પણ હોય અને તે છતાં, જ્યહારે ત્હેને લાગે કે એક માસિકપત્રે સમાજને એક ગંભીર પ્રશ્નનો ઉહાપોહ કરવા માટે સૂચવેલા વિચારો ખાતર તે પત્ર સ્હામે કૉન્ફરન્સ જેવી સંસ્થાએ ગરબડ મચાવવાની કાંઇ જરૂર નથી, ત્યહારે તે માણસ એવા ઠરાવ સ્હામે અણગમો બતાવે પણ ખરો, અને તે છતા તે માણસ વિધવાવિવાહનો પોષક જ છે એમ કહી શકાય નહિ. તેવીજ રીતે બ્રહ્મચારીજી વિધવાવિવાહના હીમાયતીઓની દલીલો સ્હામે પ્રબલ દલીલો રજુ કરવાની પોતાની અશક્તિ જાહેર કરવાની પ્રમાણિકતા બતાવે તેથી પણ કાંઇ તે વિધવાવિવાહના પોષક ઠરતા નથી 'સત્યવાદી' બાવાનુ લૉજીક કાંઇ અવનવુ જ છે; ત્હેમના હિસાબે તો જેઓ આંખો મીચીને ત્હેમને મદદ કરવા અને ત્હેમના માની લીધેલા શત્રુઓ ઉપર કુહાડ ચલાવવા તૈયાર ન હોય તે બધાય એમના 'પ્રતિપક્ષી' ! સારે નશીબે આ પ્રસગમા 'સત્યવાદી'ના નવા બે 'પ્રતિપક્ષી'ઓ સમાજમા એટલી ઉંચી સ્થિતિ ધરાવનારા મહાશયો છે કે જ્હેમના પર ગુસ્સે થવા છતાં 'સત્યવાદી'થી કટુ શબ્દપ્રયોગ કરવાની હિંમત ચાલી નથી! 'જૈનહિતૈષી'ના સમ્પાદક શ્રીયુત નાથુરામ પ્રેમીએ બીજાના ખુલ્લા નામથી લખાયલો લેખ પ્રકટ કર્યો તેટલામા તો ત્હેના ઉપર અનેક તીવ્ર બાણોની વર્ષા કરી મૂકી, અને શેઠજી તથા પંડિતજી તો પોતે જ વિધવાવિવાહના પોષક બને છે એવુ 'સત્યવાદી'ને લાગ્યુ તો પણ એમના ઉપર એક પણ કટાક્ષ કરવાની હિંમત ચાલી નહિ. આ છે જૈન સમાજનુ ગૌરવ જાળવવાનો ઇજારો લઇ બેઠેલા હિંમતે બહાદુર—સત્યનાં પૂતળાઓ—ની હિંમત અને સત્યનો નમુનો!

શ્રીયુત પ્રેમી પર જે ચિત્ર અને લેખના બ્હાને તુચ્છ પ્રહાર

'સત્યવાદી'એ કર્યા છે ત્હેનો ખરો જવાબ આપવામાં જો હું વિલંબ કરૂં તો ખરેખર હું મહાપાપનો ભાગી બનું; કારણ કે એ લેખ અને એ ચિત્ર બન્નેમાં શ્રીયુત પ્રેમીનો કાંઇ પણ હાથ નથી અને એ સર્વ મ્હારી પોતાની જ કૃતિ છે. નવા વર્ષમાં 'હિતૈષી'નું નવું અને મ્હોટું સ્વરૂપ કરવાની ઇચ્છા ત્હેમણે મ્હને જણાવી અને ટાઇટલ પેજ માટે કોઇ અર્થપૂર્ણ ચિત્રનું 'ડીઝાઇન' કરી આપવા કહ્યું ત્યારે, તેમજ મ્હેં 'ડીઝાઇન' કરીને ત્હેમને સોંપ્યું ત્યારે પણ, એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ 'ડીઝાઇન'માંનું દુઃખી સ્ત્રીનું ચિત્ર **વિધવાવિવાહની** હીમાયત માટે કલ્પેલું છે, અને એ ચિત્ર જોઇને કોઇ પણ એમ નહિ કહી શકે કે તે વિધવાવિવાહની હીમાયત માટે જ કરાયું હશે. ચિત્ર જોયા પછી ત્હેમણે તે ચિત્રનો હેતુ સમજાવનારો એક લેખ લખવા મ્હને સૂચવ્યું તે વખતે મ્હેં ત્હેમનાથી શરત કરી કે, હું હમેશાં મ્હારા જીગરને પૂછીને જ લખનારો હોવાથી ત્હમને મ્હારો લેખ પ્રસિદ્ધ કરવો પાલવશે નહિ અને ત્હમારા વિરૂદ્ધ ખળભળાટ થવા પામશે એમ મ્હને ખાત્રી હોવા છતાં હું ત્હમારા ખાતર પણ મ્હારા વિચારોને 'નરમ' બનાવી શકીશ નહિ માટે જો, જે કાંઇ હું લખું તે, જેમનું તેમ, મ્હારી જોખમદારીથી, પ્રકટ કરવાની ત્હમારી હિંમત ચાલતી હોય તો જ હું મ્હારા કિંમતી વખતનો ભોગ આપી શકું. અલબત સમાજ પ્રત્યેની મ્હારી જોખમદારીઓ હું જાણું છું, અને પ્રેમીજી મ્હારી શુભનિષ્ઠા અને સામાન્ય સમજણ (common sense) મા શ્રદ્ધા ધરાવતા હતા, જે બે કારણોથી, બીજાઓ જે શરત મંજુર કરતાં અચકાય એવી સખ્ત શરત પણ ત્હેમણે સ્વીકારી. પરિણામે મ્હેં લેખ લખ્યો. સમ્પાદક મહાશયે તે પ્રસિદ્ધ કર્યો; અને તેવી જ રીતે મ્હારા તે લેખમાંના અનેક મુદ્દાઓમાંના એક પુનર્લગ્નના મુદ્દા વિરૂદ્ધ એક પ્રસિદ્ધ વેદાન્તી સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇ દ્વિવેદી બી. એ. ના વિચારો એમના લેખસંગ્રહમાંથી શોધીને મ્હેં તે પ્રેમીજીને છાપવા સૂચવ્યું, એવા ઇરાદાથી કે આ સવાલની બન્ને બાજુ જૈનો જોવા પામે અને પોતાનો સ્વતંત્ર મત બાંધવાની સ્થિતિમાં મૂકાય. મ્હારો તેમજ પ્રેમીજીનો આશય કે આશા એવી નહતી કે આ લેખથી એકાએક જૈનો વિધવાવિવાહ કરવા લાગી જાય, પરન્તુ સમાજને એ પ્રશ્ન પર ચોતરફથી વિચાર* કરવાની પ્રેરણા કરવી એ જ આશય હતો. 'પુનર્લગ્ન'ને તો શું પણ કોઇ

પણ એકાન્તસિદ્ધાન્તને અમે પરણી બેઠેલા નથી. સિદ્ધાન્ત સમાજ માટે છે, સમાજ કાંઇ સિદ્ધાન્ત માટે નથી. કોઇ પણ સિદ્ધાન્તને મારીઠોકીને ખરો ઠરાવવા ખાતર સમાજના માનસિક દેહ પર જુલમ કરવો એ મ્હને માન્ય નથી. સમાજ આગળ તે સિદ્ધાન્ત અને ત્હેની વિરૂદ્ધના સિદ્ધાન્ત—બન્ને રજુ કરી, સમાજમાં વિચાર કરવાની 'શક્તિ' પ્રેરવી એ જ મ્હારૂં માનીતું કર્ત્તવ્ય–મ્હારો 'શોખ' (taste) છે. હું જે સિદ્ધાન્તને ખરો સ્હમજતો હોઉં અને લોકો માટે હિતાવહ સ્હમજતો હોઉં તે સિદ્ધાન્તને લોકો ન સ્વીકારવાથી દુખી થશે અને લોકો પાસે પરાણે તે મનાવવામાં આવે તો લોકો સુખી થશે, એમ હું માનતો હોઉં તો પણ, 'સુખનો ટુકડો' સૂતેલા સમાજના મ્હોમા મુકવાનો ખ્યાલ મ્હને પસંદ પડી શકે નહિ. લોકો પોતાનું સુખ પોતે મેળવી લેવાને લાયક–શક્તિમાન બને એ જ મ્હને પસંદ છે અને એવી શક્તિની કિંમત મ્હારે કે લોકોને સખ્ત ભરવી પડતી હોય તો પણ હું દરકાર કરૂં નહિ. આ મ્હારી શ્રદ્ધા હોવાથી, હું હમેશ એમ જ ઇચ્છું છું કે મ્હારા વિચારોને અનુમોદન આપનારા કરતાં પ્રમાણિક વિરોધ ધરાવનારા જેમ વધારે બહાર પડે તેમ મ્હારો આશય વધારે ફલીભૂત થાય મ્હારા પ્રકૃતિજન્ય સહધર્મીકૃત એક નૂતન શાસ્ત્રનું એક 'अध्ययन' મ્હારી ફિકત માન્યતાના ટેકામા રજુ કરી હમણાં તો હું અટકીશ અને ઇચ્છીશ કે (અ) સત્યવાદી મ્હારા પરની દાઝ નિર્દોષ 'હિંદી'ના સમ્પાદક પર કહાડવાની અને ત્હેને નર્મ્યાદભરી રીતે 'લોકોનો ઠગ'* ઠરાવવાની ચેષ્ટા ફરીથી નહિ કરે—

"By our best enemies *we* do not want to be *spared*, nor by those either whom we *love* from the very heart. So, let me tell you the truth!

* 'સત્યવાદી' શ્રીયુત પ્રેમી પર આરોપ મૂકે છે કે, વિધવાવિવાહની હીમાયત કર્યા પછી લોકોનો ખળભળાટ થવાથી હવે શ્રીયુત પ્રેમી લોકોને ફોસલાવવા માટે વિધવાવિવાહ વિરૂદ્ધનો એકાદ લેખ પ્રકટ કરવા તૈયાર થયા છે, કે જે માત્ર ભોળા લોકોને ઠગવાનું કામ છે. સત્યવાદી કાં તો પુરેપુરૂં અસત્યવાદી છે, અગર તો પ્રેમીજીનું પુરેપુરૂં દ્વેષી છે અને દ્વેષને લીધે ત્હેની આંખો એટલી નકામી થઇ ગઇ છે કે હિંદીના જે અંકમાં મ્હારો લેખ પ્રગટ થયો છે

"My *brethren* in war! I *love* you from the very heart. *I am, and was ever, your counterpart.* And I am *also* your best *enemy.* So let me tell you the truth!

"I know the hatred and *envy* of your hearts. Ye are not 'great' enough *not to know* of hatred and envy. Then be great enough *not to be ashamed* of them!'

**તે જ અંકમાં** 'નવા વર્ષનું નિવેદન' નામનો સમ્પાદકનો લેખ તે આંખોથી જોઈ શકાયો નથી' આંખો વગરના કે છતી આંખે સુરદાસ બનવાના શોખવાળા લોકોને કાંઈ કહેવું નકામું છે, પણ જેઓની આંખો મોજુદ છે અને આંખોનો ઉપયોગ કરવાની જેમને દરકાર પણ છે તેવાઓ માટે 'હિતૈષી'ના સમ્પાદકના તે શબ્દો અત્રે ટાંકવાની રજા લઈશ. તે ઉદાર વિચારના વિદ્વાન મહાશય લખે છે 'જ્ઞાનવિસ્તારની સાથે અમે એ પણ ચ્હાઈએ છીએ કે અમારા વાચનારાઓ **સ્વતન્ત્ર** વિચાર કરતા પણ શિખે, માત્ર **બીજાઓએ** આપેલા વિચારોના અનુયાયી ન બને. આ માટે, જરૂરનું છે કે, જ્યારે કોઈ વિષયની ચર્ચા ઉઠે, કોઈ આન્દોલન શરૂ થાય, ત્યારે તે વિષયની અનુકૂલ તેમજ પ્રતિકૂલ એમ **બન્ને** બાજુઓ વાચનાર સન્મુખ ધરવામાં આવે. એમ કરવાથી વાંચનાર દરેક વિષયને **બન્ને દૃષ્ટિઓથી** જોઈ શકશે અને છેવટ **પોતાનો** સ્વતન્ત્ર વિચાર સ્થિર કરી શકશે અમો કોઈ એક **પક્ષના** નથી, પરન્તુ 'સત્ય'ના અનુયાયી છીએ, અને મનુષ્યમાત્રે 'સત્ય'ના જ અનુયાયી થવું જોઈએ છે. સંભવ છે કે, આપણે એક પદાર્થને જે સ્વરૂપમાં જોયો છે તેવો તે ન પણ હોય, કારણકે આપણે 'છદ્મસ્થ' છીએ, અને આપણાથી પ્રતિકૂલ વિચાર ધરાવનારે એ પદાર્થને વાસ્તવિક સ્વરૂપમાં જોયો હોય—એને જ્ઞાનનો ક્ષયોપશમ વિશેષ થયો હોય-એ પણ સંભવિત છે. હકીકત એવી હોવાથી, અમારાથી વિરૂદ્ધ વિચારોને પણ જગા આપવી અને એ રીતે 'સત્ય'ની પ્રાપ્તિનો માર્ગ પ્રશસ્ત કરી આપવો એ શું અમારૂં કર્તવ્ય નથી? આ કર્તવ્ય બજાવવા ખાતર 'હિતૈષી'માં એવા લેખોને પણ સ્થાન આપવામાં આવશે કે જેમાંના વિચારોથી સમ્પાદક સહમત ન પણ હોય, અરે વિરૂદ્ધ પણ હોય; પરન્તુ શરત એટલી છે કે તે લેખ કોઈ સારા **વિચારશીલ** અને

"And it ye cannot be *saints* of knowledge, *then*, I pray you, be at least its *warriors*. They are the companions and *forerunners* of such Saintship.

---

**નિષ્પક્ષ વિદ્વાને** લખેલા હોવા જોઇએ. વાંચનારાઓને પ્રાર્થના છે કે, 'જૈનહિતૈષી'ના કોઇ લેખને વાંચતાં એવું ન માની લેવું કે એ વિચારોથી સમ્પાદક સહમત જ છે, તેમ એવું પણ ન માની લેવુ કે તે હેનાથી વિરૂદ્ધ જ છે. વિરૂદ્ધ તેમજ અવિરૂદ્ધ એ બન્ને વાતનો ખ્યાલ દૂર રાખી, સર્વ લેખો માત્ર વાચકોના જ્ઞાનવિસ્તારના ઉદ્દેશથી જ પ્રકાશિત કરવામાં આવશે. અત્રે યદિ અમે અમારા પાઠકોને સહનશીલતા—મતસહિષ્ણુતા રાખવાની પ્રાર્થના કરીએ તો તે અનુચિત નહિ ગણાય. + + + +પોતાથી વિરૂદ્ધના કોઇ વિચારવાળો લેખ વાંચીને ભિડકેરાઇ જવું કે અધીરા થઇ જવુ કે પ્રકાશકને શત્રુ માની લેવો એ કદાપિ ઉચિત નથી, ઉચિત એ છે કે એવા લેખો **વાંચી**, તે પર **વિચાર** કરી, પછી જો એમાં દોષ જણાય તો તે વિચારોની વિરૂદ્ધ આલોચના લખવી યા લખાવવી."..... આથી વધારે પ્રમાણિક કબૂલાત, વધારે ઉચ્ચ આશય અને વધારે ઉચ્ચ કર્ત્તવ્ય એક પત્રકાર માટે બીજું કયું હોઇ શકે? પરન્તુ ઉત્તમના જોવાની આંખો માત્ર ઉત્તમ પુરૂષોને જ હોઇ શકે છે. 'સત્યવાદી' જેવા 'બાલકો' જો પ્રૌઢતાને પીછાની કે હેની કદર કરી શકે તેમ હોત તો, 'હિતૈષી' આજે સમગ્ર હિંદી જૈન પત્રોમાં સર્વોત્તમ મનાતા પામત નહિ અને 'જૈન ગેઝેટ' જેવા અંગ્રેજી ભાષામાં નીકળતા દિગમ્બર પત્રના વિદ્વાન અધિપતિ આમ લખત નહિ કે "અમો ધારીએ છીએ કે વિધવાલગ્ન વિરૂદ્ધનો ઠરાવ સબજેક્ટ્સ કમીટીએ છોડી દીધો હોત તો ડહાપણ કર્યું કહેવાત જો કે અમો વિધવાવિવાહની **વકીલાત** કરતા નથી, તો પણ વિધવાવિવાહ વિરૂદ્ધ મ્હોટી બુમો પાડનારા પરન્તુ વિધવાની દશા સુધારવા, હેમના દુખ અને નિરાધારતા માટે લાગણી બતાવવા અને ઘોડીઆમાં સુતેલી 'પત્ની'-ઓ ઉપર એવી આપત આવતી અટકાવવા જેઓ કાંઇ જ કરતા નથી તેઓની બેદરકાર અને નિર્લજ વૃત્તિ તરફ તો અમને ખેદભર્યું હાસ્ય આવ્યા વગર રહેતું નથી. કૉન્ફરન્સનો અગીઆરમો ઠરાવ સમાજસુધારણાના કામની ધીમી ગતિ માટે ખેદ જાહેર કરે છે

"Ye must be proud of your enemies; then the successes of your enemies are also *your* successes.

"What warrior wisheth to be spared? I spare you not, I love you from my *very* heart, my brethren in war!"

---

અને તે છતા આ નામના સુધારકો 'જૈનહિતૈષી' સ્હામે ટીકા કરવા તૈયાર થયા છે, કે જે 'જૈનહિતૈષી' જૈનોનુ એક જ એવું હિંદી પત્ર છે કે જે જૈનેતર વર્ગની પણ પ્રશંસા પામ્યુ છે અને જેણે હમેશા જૈન કોમના રીવાજને તેમજ જૈન ધર્મના કાનુનને **અનુકુળ રહીને** ઉદાર નીતિ અંગીકાર કરી છે. કેટલાક ધોળા વાળવાળા 'પંડિતો' અને મુંબઇ સભાના શેઠીઆઓ ત્હેમની પૌત્રી જેવી દેખાતી છોકરીને પરણવા પણ ખુશીથી તૈયાર થાય!...... ...." ગરીબ બિચારૂ 'સત્યવાદી' અને ત્હેના પક્ષકારો ગજપન્થાજીમા ધાધળ મચાવનારા, 'ટી-પૉટ'મા તોફાન જગાવનારા, 'હિતૈષી'ના ગ્રાહકો તોડવાની પ્રવૃત્તિ કૉન્ફરન્સના જ મંડપ વચ્ચે કરનારા બિચારા મગતરાઓ! અરેરે એમને ઓછીજ ખબર છે કે એમની ખટપટ તો પ્રેમીને, 'જૈનહિતૈષી'ને અને વિધવાવિવાહના આજ સુધી ઢાંકી મુકી રાખેલા વિચારને ઓર વધારે જાહેરાત અને બલ આપનાર થઇ પડી છે! જેઓ આજ સુધી ગુપ્ત રીતે આ વાતના પ્રશંસક હતા તેઓ હવે ખુલ્લી રીતે ત્હેમની પ્રશંસા કરવા બહાર પડ્યા લાગ્યા છે! વિધવાવિવાહના વિરોધીઓ પૈકી પણ ઘણાઓ હવે વિધવાવિવાહનાં હીમાયતી બન્યા છે! આનો આજે આખા સમાજમા એ વિષયનાં પ્રબલ આંદોલન આપોઆપ દોડવા લાગ્યાં છે અને 'હિતૈષી'ને તોડી નાખનારા આ જાણીને તો જરૂર બળી મરશે કે 'હિતૈષી'ના ગ્રાહકો ઘટવાના સંભવને બદલે, 'હિતેચ્છુ'ના ૪૦૦૦ ગ્રાહકોને 'હિતૈષી'ની ઉત્તમતા જાણવા મળવાથી તેઓ પૈકી ઘણાઓ ત્હેના પણ ગ્રાહક થશે અને **તેમ છતાં** 'હિતૈષી'ને નુકશાન જશે તો એવા એક બહાદુર સીપાઇના આર્થિક શરીર તેમજ કીર્તિ શરીર પર પડતા સબળા પ્રહારમાં ભાગ પડાવવાનુ 'માન' લેવા ત્હેનો જોડકે જન્મેલો ભાઇ 'હિતેચ્છુ' સદા તૈયાર રહેશે, કારણ કે બંનેનો જન્મ એક જ વખતે થયો હતો અને બંનેની ખાસીઅતો અને આશયો તેમજ નામ એકસરખાં છે.

THE 'KEY OF KNOWLEDGE,' by Brother Champat Rai Jain, Bar-at-law; published by Kumar Devendra Prasad Jain of the Central Jain Publishing House, Arrah; Demi Octavo 1100 pages; Luxurious binding in cloth with gold letters; Price Rs. 10/ or 16 Shillings.

A very useful book for a comparative study of religion No English-knowing Jain has ever attempted to gather such a mass of information on religious and philosophical subjects. Brother Champat Rai seems highly impressed by the taunt of the Bible: "Woe unto you, lawyers! for ye have taken away the *Key of Knowledge*: ye entered not in yourselves, and them that were entering in ye hindered", and appears to be attempting to make amends for the sins of his brother-lawyers by devoting his life to the study of the self and by teaching to the English-knowing world the truths he has been able to find out from Jainism and other religions. His book contains numerous—perhaps too numerous—allusions to the Bible, some to Jain and Hindu Shastras, and not a few to works on Psychology and Philosophy. I have not the slightest doubt that to the majority of Christians and Mehomedans, Jains and Hindus, this book will do immense good, though the deep Vedandist, the real Jain of

the निश्चय नय School and the instinctive follower of the great Friedrich Nietzsche will not find much in it that would improve, enlighten, strengthen or ennoble them. That eagle-view, however, is not meant for the 'many, too many', for the 'sheep'.

One can form an idea of the usefulness of this excellent volume from the following contents: the Ideal, the Creation, God, the Fall, the Redemption, the Kingdom of God, Yoga, the Resurrection, the Holy Trinity, the Siddhanta, the coming of the Messiah, the Law of Karma, the Reconciliation, Summary and conclusions. The author has successfully materialised the 'soul' of Jainism with the 'matter' of Christianity, Hinduism, Western Philosophy, Science, legendary lore and what not, with the art of a Theosophist, an art universally recognised as the most effective, most beautiful and most powerful. I am glad that he advocates Jainism—the Religion of the Victorious, I am also glad to find him at one place giving prominence, though in a mild tone, to Digamber Jainism (and I understand Digambor Jainism not in the same sense as the modern followers of that creed, but as Naked Truth which is beyond believing in a definition, a grammar, a causality, a scheme or an 'ism' of any kind as a 'Thing-in-itself'); But I would have been fully satisfied had he been able to add a chapter on the the *stern* side of Truth. I am, however, confident that an earnest seeker like our author will one day break through the 'art' of all philoso-

phies and be face to face with Life naked and grand in its frightfulness Meanwhile I wish him and his work every success and recommend it sincerely to every English-knowing Jain and non-Jain. Brother Devendra Prasad too deserves credit for undertaking such useful and cosmopolitan publications.

'CONCENTRATION,' by the late Mr. Virchand R. Gandhi B. A. (Jain delegate to Chicago Religious Parliament 1893), published by Mr. Chhotalal Kalidas Gandhi, Pleador, Ahmedabad; Price Free.

This neatly printed hand-book of 60 pages contains 12 lectures, on concentration by Mr. Gandhi as taken down by Mr. Warren Needless to say that it will serve as a good primer for the student of concentration.

THE 'ARYA SAMAJ', by Lala Lajpat Rai, with a preface by Proffessor Sidney Webb, published by Messrs Longmans, Green & Co, London. This grand work shows how and to what extent the Arya Samaj has worked for the social, moral and educational upliftment of Hindus, and how vast is the field in India for those who like the great Son of Aryavarta—Lala Lajpat Rai—sincerely want to serve the Motherland. One is simply wonderstruck to learn of the gigontic work done by the Samaj and of the spirit engendered by the leading Samajists throughout India. No, I shall not rest content with eulogizing the book and the services renred by its author and his colleagues to this most unfortunate of countries, but shall give

in the next issue the subtance of the book, in Gujarati, with a view to awaken the Gujarati-speaking Indians of all the various creeds to a sense of duty towards the Motherland, whose liberation is the real *Mukti* of her sons.

**સંસ્કૃત પ્રવેશિની, પ્રથમ ભાગ,** કર્તા, કાવ્યતીર્થ વ્યાકરણશાસ્ત્રી શ્રીલાલજૈન, 'ભારતીય જૈનસિદ્ધાંતપ્રકાશિની' સંસ્થા તરફથી પ્રસિદ્ધકર્તા શ્રીયુત પન્નાલાલ બાકલીવાલ, ૯, વિશ્વકોષ લેન, કલકત્તા; મૂલ્ય રૂ. ૧)

સંસ્કૃત જેવી કઠીન ભાષાનું વ્યાકરણ હિંદી માતૃભાષાવાળા વિદ્યાર્થીઓને માટે સરળ બનાવવાનો આ પ્રયાસ વખાણવાજોગ છે. ગુજરાતી માતૃભાષાવાળાને આ પુસ્તક દ્વારા સંસ્કૃત શિખવાથી સંસ્કૃત તેમજ હિંદી બન્ને ભાષાનુ જ્ઞાન સહેલાઇથી થઇ શકશે. ૨૦૦ પૃષ્ટના, એન્ટીક પેપરપર સુંદર છાપવાળા, આ પુસ્તકની કિંમત પણ મધ્યમસરની છે.

**સચ્ચે સુખકી કુંજિયાં,** રૉયલ ૧૬ પેજી ૧૨૦ પૃષ્ટ, મૂલ્ય બે આના; પ્રસિદ્ધ કર્તા શ્રીયુત ચન્દ્રસેન જૈન, મંત્રી, 'જૈનતત્ત્વ પ્રકાશિની' સભા, ઈટાવા. આ હિંદી પુસ્તકની એક પ્રત મ્હને 'સમાલોચનાર્થ' મોકલવામાં આવી છે, પરન્તુ તે મ્હારૂં જ લખેલું પુસ્તક હોઈ સમાલોચના મ્હારાથી લખી શકાય નહિ એટલું કહેવું અયોગ્ય નહિ ગણાય કે, એ પુસ્તકની ૮ આવૃત્તિઓ થઇ છે. 'જૈનતત્ત્વ પ્રકાશિની' સંસ્થા સદ્વિચારના પ્રચાર માટે હજારો પુસ્તકો નામની જ કિંમતે ફેલાવે છે એ ખુશી થવા જેવું છે. આવાં આવાં ૩૦ પુસ્તકોની હજારો નકલોનો પ્રચાર કરવામાં આવ્યો છે, જે માટે સભાને અને ત્હેના ઉત્સાહી મંત્રીને ધન્યવાદ ઘટે છે.

ઉપવાસ-ચિકિત્સા, લેખક શ્રીયુત બાબૂ રામચન્દ્ર વર્મા; પ્રકાશક શ્રીયુત નાથુરામ પ્રેમી, હિંદી ગ્રન્થ કાર્યાલય, ગિરગામ, મુંબઇ; મૂલ્ય ૦-૧૪-૦ (પાકું પુઠું ૧-૨-૦). 'જૈનહિતેચ્છુ'-ના ગઈ સાલના ખાસ અંકમાં ઉપવાસની ઉપયોગીતા સંબંધી લેખ વાંચનાર ગૃહસ્થોને આ પુસ્તકની અગત્ય સમજાવવાનું રહેતું જ નથી. શરીરનું બંધારણ, દરદ થવાનાં કારણો, દવાઓનાં બાપાળાં, કુદરતી ઇલાજો, ધર્મગ્રંથ અને ઉપવાસ, ઇતિહાસ અને ઉપવાસ, પશુ અને ઉપવાસ, ચિકિત્સા અને ઉપવાસ, આયુર્વેદ

અને ઉપવાસ, પ્રકૃતિ અને ઉપવાસ, મન અને ઉપવાસ, બલ અને ઉપવાસ, કોણે ઉપવાસ કરવા અને કોણે નહિ, ક્યારે અને કેટલા ઉપવાસ કરવા, કસરત ઇત્યાદિ પ્રકરણોનાં મથાળાં જ કહી આપે છે કે દરેક સ્ત્રી-પુરૂષે આ કિંમતી પુસ્તક વાંચવું જોઇએ છે. સરળ હિંદી ભાષાનું, સુંદર છાપવાળું આ પુસ્તક, વળી ચિત્રો સહિત છે. શ્રીયુત પ્રેમીના હિંદી ગ્રંથ કાર્યાલયની પુસ્તક પસંદગીનું ધોરણ પ્રાયઃ ઉચ્ચ હોય છે, તેથી હિંદી વાંચી જાણનાર દરેક જૈન—અજૈનને તે સંસ્થાનાં તમામ પુસ્તકો વાંચવાની ભલામણ કરવામાં હું લેશ માત્ર અતિશયોક્તિ કરતો નથી.

**બંકિમ નિબન્ધાવલી,** બંગ-સાહિત્ય-સમ્રાટ બાબુ બંકિમચન્દ્રના સાહિત્ય, ધર્મ, સમાજ અને મનોરંજક નિબંધોનો હિંદીમાં અનુવાદ કરનાર પણ્ડિત રૂપનારાયણ પાણ્ડેય, પ્રકાશક શ્રીયુત નાથુરામ પ્રેમી, મંત્રી, હિંદી ગ્રન્થ કાર્યાલય, ગિરગામ, મુંબઇ; મૂલ્ય ०-१२-० ( પાકું પુઠું १-०-० ).

ધર્મ અને સાહિત્ય, જ્ઞાન, મનુષ્યત્વ શું છે ?, ચિત્તની શુદ્ધિ, સંગીત, નવા લેખકો માટે ઉપદેશ, ભારત-કલંક, ભારતની સ્વાધીનતા અને પરાધીનતા, બાહુ-બલ અને વાક્ય-બલ, પ્યારનો અત્યાચાર, અનુકરણ, જૂનું અને નવું, લોકશિક્ષા, ઇત્યાદિ २४ લેખોનાં ભાષાન્તર આ પુસ્તકમાં છે. જગજાહેર બંકિમબાબુ જેવા વિદ્વાનની કૃતિની તારીફ કરવી એ સોના ઉપર ઢોળ ચ્હડાવવા સરખું ગણાય; તો પણ એટલું કહ્યા વગર નથી ચલતું કે આ મુડદાલ અને ગાડરીઆ દેશમાં નવું ચેતન પ્રેરવા અને પાશ્ચાત્ય વિચારોની માત્ર ખોટી બાજુ શિખેલા હિંદીઓમાં ખરો સુધારો દાખલ કરવા માટે આવા પુસ્તકોના બહોળા પ્રચારની અનિવાર્ય જરૂર છે. બંકિમ બાબુના વિચારો જેમ પ્રૌઢ છે તેમ ત્હેમની શૈલી પણ રમુજી અને સચોટ અસર કરે તેવી છે.

**સેવાધર્મ,** મી. અરૂન્ડેલ કૃત 'The way of service' નામની ન્હાની પોથીનું આ હિન્દી ભાષાન્તર કુમાર દેવેન્દ્રપ્રસાદ જૈન, 'સેન્ટ્રલ જૈન પબ્લીશીંગ હાઉસ,' આરા, એઓએ સુંદર આકારમાં બહાર પાડ્યું છે. એમાં સેવાધર્મની મહત્તા અને સેવાના માર્ગે બતાવી સેવા કરવાનો ઉપદેશ કરેલો છે. ન્હાના ન્હાના પેરેગ્રાફોની આ પુષ્પમાળામાં ખરેખર દીલખુશ સુગંધી છે. બન્ધુ દેવેન્દ્રપ્રસાદે સેવાધર્મના ઉપદેશનું આ ન્હાનું પુસ્તક ०-१-० ને

બદલે ૦-૪-૦ કિંમતમાં વેચવા ઠરાવ્યું તે, ત્હેમના પુસ્તકમાંના ઉપદેશની વિરૂદ્ધ જાય છે, એમ કહ્યા વગર ચાલશે નહિ. હું એવા અને એવડા પુસ્તકની કિંમત ૦-૦-૬ થી વધારે રાખી શકું નહિ.

**ચોખેર વાલી**, બંગ કવિવર ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરકૃત પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર, ભાષાન્તકાર રા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા (મેનેજર, જ્ઞાન-વર્ધક પુસ્તકમાળા) અમદાવાદ, મૂલ્ય રૂ. ૧). કવિવર ટાગોરની શરૂઆતની લેખનકલાનો આ નમુનો છે, જેમાં બંગાળી ગૃહસંસારનું ચિત્ર છે કથા હજી અધુરી છે, એટલે ચોકસ અભિપ્રાય આપી શકાય નહિ પરન્તુ ગુજરાતી ભાષાના 'ગુણાગ્સિંહ' કે 'સરસ્વતી-ચંદ્રની'ની બરાબરી આ સર્વોત્તમ બંગાળી લેખકની કથાથી પણ થઇ શકે તેમ નથી, એ ગુજરાતને ઓછું અભિમાન લેવા જેવું નથી.

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ**, ભા. ૧ લો, મૂળ સંસ્કૃત પરથી ગુજરાતી ભાષાન્તર કરાવનાર 'મુંબઇ વેંકધર્મસભા'-ની પરવાનગીથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરનાર 'સસ્તુસાહિત્ય વર્ધક કાર્યાલય', કાલબાદેવી, મુંબઇ, રૉયલ આઠ પેજી ૯૦૦ પૃષ્ઠ; પાકું પુઠું, મૂલ્ય માત્ર રૂ ૩).

વસિષ્ઠ જેવા તત્ત્વવેત્તાએ રામચંદ્રજીને શોકસાગરમાંથી છૂટવાનો અને દુનિયામાં રહેવા છતાં-પ્રવૃત્તિ કરવા છતાં-મુક્ત દશા અનુભવવાનો પાઠ શિખવવાના આશયથી આ ગ્રંથ ઉપદેશ્યો કહેવાય છે. એમાં વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ એવાં ૭ પ્રકરણ છે, જેનો વિસ્તાર ૩૨૦૦૦ શ્લોકનો છે. હિંદુ ફીલસુફીને રસિક સ્વરૂપમાં સ્હમજાવનાર આ ગ્રંથની જેટલી તારીફ કરીએ તેટલી થોડી છે. તત્ત્વનો સામાન્ય માણસને ખ્યાલ આપવા માટે એમાં જે જે રૂપક લખ્યાં છે ત્હેના ઉપર ઉંડો વિચાર કરનાર 'વિચારક' એમાં ગહન સત્યો છૂપાયલાં જોઇ શકશે. સ્વ૦ જૈન તત્ત્વવેત્તા રાયચંદભાઇએ પણ આ ગ્રંથની પ્રશંસા કરી છે. ૧૦-૧૨ રૂપીઆમાં મળતા આવા મ્હોટા પુસ્તકનો પ્રચાર સર્વત્ર થવા ખાતર માત્ર રૂ. ૩ જેવી નિર્માલ્ય કિંમત રાખનાર 'સસ્તાસાહિત્યવર્ધક મંડળ'ને ખરેખર ધન્યવાદ ઘટે છે.

**મૃણાલિની**, અનુવાદક 'બાલકવિ'-જામનગર, મૂલ્ય રૂ ૧). પ્રસિદ્ધ બંગાલી લેખક બાબુ બંકીમચંદ્રની નવલકથાનો આ અનુવાદ છે, એટલે મૂળ કથાવસ્તુ પર અભિપ્રાય આપવા જેવું રહેતું

જ નથી. મ્હને ખેદ માત્ર એ જ બાબતનો છે: 'બાલકવિ' જેવા લેખકોને અંગ્રેજી સાહિત્યમાંથી માત્ર કથાગ્રંથોના જ અનુવાદ કરવાનું કેમ રૂચતું હશે, અને દેશને જેની વિશેષ જરૂર નથી એવી જાતનાં પુસ્તકોમાં આર્થિક સહાય મેળવવા ખાતર સામાન્ય 'બ્યાપારી' ને 'ભારતભૂમિને ખાતર સ્વાર્થભોગ આપનાર'નો ટાઇટલ આપવા જેટલી હદે 'નીચા ઉતરવું' કેમ પસંદ પડતું હશે.

**યોગશાસ્ત્ર ભાષાન્તર,** શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ગ્રંથનું ભાષાન્તર કર્ત્તા મુનિ શ્રી કેશરવિજયજી ગણિ, પ્રસિદ્ધકર્ત્તા શ્રી માંગરોલ જૈન સભા, પૃષ્ટ ૪૦૦, પાકું પુંઠું, મૂલ્ય માત્ર ૦-૮-૦. યોગ-પ્રેમી મુનિનો પ્રયાસ સ્તુત્ય છે અને માંગરોલ જૈનસભાએ નજીવી કિંમતે દળદાર પુસ્તકોનો ફેલાવો કરવાની અંગીકાર કરેલી પદ્ધતિ પણ પ્રશંસાપાત્ર છે. યોગશાસ્ત્રની 'પ્રાઇમર' તરીકે-સામાન્ય જનના ઉપદેશાર્થે-ગ્રંથ ઠીક છે, બાકી સમર્થ વેદાન્તીઓના યોગવિષયક ગ્રંથો સાથે મુકાબલો કરી શકાય એવી મહત્તા આ 'કલિકાલ-કેવલી' કહેવાતા જૈનાચાર્યના 'યોગશાસ્ત્ર' માં મ્હને તો જણાતી નથી.

'**ઢંઢી પીતામ્બરી આચાર્ય મૂલચંદજી ઉર્ફે કૃત્રિમ ધર્મવિજયજીસે રૂપર પ્રશ્ન**" પ્રકાશક હુંનરીનલ ચવાણ તથા રૂપલાલ વરશાવત, ઉદયપુર, તથા—

"**ઢંઢી હમ્મ દર્પણ**", પ્રકાશક જવાહરલાલ જૈન;

આ બન્ને પુસ્તકો સ્થાનકવાસી-દેરાવાસી પંથ સંબંધી ખટપટનાં છે. પોતાના કિંમતી સમયની કિંમત સમજનારા અને આત્માર્થી મનુષ્યે તો આવા પુસ્તક મફત મળતા હોય અને ઉપરથી હજાર રૂપિયા મળતા હોય તો પણ ત્હેમનો સ્પર્શ નહિ કરવો જોઇએ. પ્રપંચ, નિંદા, જૂઠ, અજ્ઞાન અને દ્વેષના સાગર રૂપ આવાં પુસ્તકો ગટરને જ લાયક ગણી શકાય. જે જે માણસો-પછી તે શ્રાવક હો વા સાધુ હો—આવા કામમાં કોઇ પણ રીતે શામેલ રહે છે તેઓ દયાપાત્ર છે, ધર્મ અને ફીલસુફીનો અક્ષર પણ હાથમાં આવ્યા પહેલા 'સચ્ચે ધર્મ કે વકીલ' બનવા કુદી પડનારાં 'બાળકો' છે.

**અર્થપ્રકાશિકા અથવા 'મોક્ષ શાસ્ત્ર' ની ભાષાવચનિકા** ટીકા. પ્રસિદ્ધકર્ત્તા શ્રી 'ભારતીય જૈનસિદ્ધાંત પ્રકાશિની સંસ્થા'-

ના મહામંત્રી શ્રીયુત પન્નાલાલ બાકલીવાલ, ૯ વિશ્વકોષ લેન, કલકત્તા.

નય, નિક્ષેપ, જ્ઞાન-દર્શન-ચારિત્ર, લબ્ધિ, ભિન્નભિન્ન શરીર, દેવાદિની સ્થિતિ, નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, બંધ-મોક્ષ, સમકિત-મિથ્યાત્વનું રહસ્ય, ધ્યાનના ભેદ, ઇત્યાદિ જૈનશાસ્ત્રની અનેક બાબતોનું વર્ણન આપનારો, આ હિંદી ભાષાન્તર ગ્રંથ, દરેક જૈને વાંચવો જોઇએ છે. આ અમૂલ્ય પુસ્તક મળી શકતું ન હતું પરન્તુ હમણાં પણ્ડિત પન્નાલાલજીના શ્રમ અને સાહસથી મજબૂત કાગળ પર મ્હોટા સુંદર ટાઇપથી તે છપાઇ બહાર પડ્યું છે અને લાગત દામથી મળી શકે છે, જો કે એમાં મૂલ્ય લખવામાં આવ્યું નથી. ( પૃષ્ઠસંખ્યા ૫૫૦ છે. )

'જાતિ પ્રબોધક' માસિક પત્ર, ક્રાઉન સોળ પેજી એક ફૉર્મે, સમ્પાદક શ્રીયુત દયાચન્દ્ર ગોયલીય બી એ., લખનૌ. કાંઇ પણ સ્વાર્થ વગર, માત્ર સમાજસેવાના આશયથી શરૂ કરવામાં આવેલું આ ન્હાનું હિંદી માસિક લોકોમાં ઉત્સાહ અને જાગૃતિ ફેલાવવાના કામમાં ઠીક ફાળો આપશે એમ આશા રહે છે. ગ્રાહક બનારે ઓછામાં ઓછી ૪ પ્રત લેવી પડશે, જહેનું વાર્ષિક મૂલ્ય રૂ. ૧।। ( પોષ્ટેજ સહિત ) છે. બાકીની ૩ પ્રતો કોઇને વિનામૂલ્ય વાંચવા મળે એ હેતુથી આ નિયમ રખાયો જણાય છે. બન્ધુ ગોયલીયનો આ શુભ પ્રયાસ સફલ થાઓ !

'જૈન તત્ત્વ પ્રકાશક' માસિક પત્ર, સમ્પાદક શ્રી જૈનતત્ત્વપ્રકાશિની સભા તરફથી શ્રીયુત ચન્દ્રસેન જૈન વૈદ્ય, ઇટાવા; વાર્ષિક રૂ. ૧) ફી ભરનારને સભાના મેમ્બર બનવા ઉપરાંત આ માસિક અને સભા તરફથી બહાર પડતાં અનેક ટ્રેક્ટો હક્ક તરીકે મળ્યાં કરે છે ક્ષત્રિય જેવો જુસ્સો અને વિચારસ્વાતંત્ર્ય એ આ પત્રનાં ખાસ લક્ષણો છે. જૈન પત્રોમાં આવું નિડર કોઇક જ હશે. જિનવર એને જય આપો !

**કર્મસિંહજી સ્વામીનું જીવન ચરિત્ર**, પ્રયોજક 'વિતાન ભિક્ષુ મંડલ', સુદા; પ્રકાશક વૈદ્ય નાનાલાલ દેવશંકર, સુદા (કચ્છ); મૂલ્ય રૂ. ૧) જૈન મુનિઓનાં જીવનચરિત્ર લખવાનો શોખ આજકાલ વધી પડયો છે; પરન્તુ એમાંનાં ઘણાંખરાં ચરિત્રોમાં વાચકને અનુકરણ કરવા જેવું કાંઇજ હોતું નથી, માત્ર એક ખૂણે પડેલી

વ્યક્તિની ' નબળાઇઓ'ને વૈરાગ્યનું સુંદર રૂપ આપી ક્યાસાનાં પાનેપાનાં ભરી દેવામાં આવ્યાં હોય છે. એમાં નથી હોતું ભાષાગૌરવ કે નથી હોતું વિચારગૌરવ. પરન્તુ કર્મસિંહજીનું ચરિત્ર લખનાર મુનિઓએ સાધુચરિત્રો કેવી રીતે અને કયા આશયથી લખાવાં જોઈએ તે જૈન પ્રજાને બતાવી આપ્યું છે. ચારિત્રનાયકને હું પીછાનતો નથી તેથી કંઇ કહી શકું નહિ, પણ ચારિત્રલેખકોએ ઉદાર વિચારો અને ઉત્તમ સિદ્ધાન્તો આ ચરિત્ર સાથે એવી સુંદર રીતે ગુંથ્યા છે કે એ ' કલા ' ની તારીફ કર્યા વગર ભાગ્યે જ રહી શકાય. ભાષા પણ સંસ્કારી છે. મૂલ્ય જરા વધારે છે.

' દશાશ્રીમાળી હિતેચ્છુ ' માસિક પત્ર, તંત્રી રા. મોહનલાલ નાગજી ચીનાઈ, વકીલ, ધોરાજી; વાર્ષિક મૂલ્ય ટપાલખર્ચ સાથે રૂ. ૧). પ્રયાસ ઠીક છે. રા ચીનાઇને નિરૂત્સાહી થવું ન પડે એટલું જ હાલ તો ઇચ્છીશું. પહેલા અંકમાં, સંવત્ ૧૯૦૭ માં બેંગણી મુકામે થયેલા દશાશ્રીમાળી વણિક સમ્મેલનના ધારાધોરણ છાપ્યા છે, તે વાંચવા જેવા છે. એમાં એક કલમ એવી છે કે " વરકન્યા પરણાવતી વખતે બ્રાહ્મણ કોઇ ટંટો કરે ને પરણાવવાની ઢીલ કરે તો મહાજનનો શેઠીઓ બીજા બ્રાહ્મણને લાવી પરણાવી આપે. કદાપી બીજો બ્રાહ્મણ ન આવે તો શેઠીઓ ફેરા ફેરવી આપે તે વરકન્યાને અખંડ સૌભાગ્ય છે. " આ કલમ સાક્ષી પુરે છે કે, લગ્ન એ ખરેખર ધાર્મિક જોડાણ નથી, સામાજિક રચના છે; કારણ કે ધર્મગુરૂ કે બ્રાહ્મણની હાજરી વગર સામાન્ય માણસ ( layman ) પણ તે કૉન્ટ્રાક્ટ કરાવી શકે છે. અને વસ્તુતઃ લગ્ન સાથે ધર્મને કશો સમ્બન્ધ છે પણ નહિ. આ પત્રમાં રા. ' ઓટ્યાન્વેશી ' ના હાસ્યરસપૂર્ણ લેખો વાંચવા જેવા હોય છે; એમાંથી શિખવાનું પણ ઠીક મળે છે. ' હવે તો ચેતો ' એ મથાળાનો લેખ કે જ્હેના લખનારને ' એક સાક્ષર વકીલ ' તરીકે જણાવવામાં આવ્યા છે, તે લેખ ત્હેના લેખકની સાક્ષરતાને ફુલાવી દે છે !

દુઃખીને દિલાસો, ભાગ ૧૪ મો, રચનાર, મી. શેરાબજી મંચેરજી દેસાઈ, નવસારી, મૂલ્ય માત્ર ૦-૪-૦. ઇતિહાસના દાખલા, દંતકથાઓ, ઉખાણા, ઉપદેશ વચનો વગેરે વડે મનુષ્યના દુઃખને ભુલાવી દે એવો શાન્ત ઉપદેશ આપવામાં મી. દેસાઇની કલમ ઠીક કામ કરે છે. ફારસી અને અંગ્રેજી કવિઓના ઉતારાની પસંદગી

પણ સારી કરે છે. રૉયલ આઠ પેજી ૬૪ પૃષ્ટના પુસ્તકની કિંમત ૦-૪-૦ રાખી છે, જે બતાવે છે કે પ્રકાશક સ્વાર્થી કે લોભી નથી.

**મહેન્દ્ર કુમાર**, હિંદી નાટક; મૂલ્ય ૦-૬-૦. જાણીતા જૈન પણ્ડિત અર્જુનલાલ શેઠી બી. એ, કે જેઓ કર્મગ્રંથોના ઉંડા અભ્યાસી, સમાજસેવાના અવતારરૂપ જૈન છે અને હાલમાં જેઓ કોઈ પણ ગુન્હા વગર જયપુરનરેશની જેલની હવા ખાય છે, ત્હેમનું આ નાટક દરેક જૈને એકવાર વાંચવુ જ જોઇએ દેશમાં એકતા, વિદ્યા અને સાહસ પ્રેરનારૂ આ નાટક હાસ્યરસમાં પણ ઓછું ઉતરે તેમ નથી. પ્રકાશક, શ્રીયુત અમીચન્દ જૈન રઈસ, ગોહાના ( રોહતક ) પાસેથી મળે છે.

**રિવાજ રૂદન**, દશાશ્રીમાળી વણિકો માટે ખાસ, લખનાર રા. પોપટલાલ હેમચંદ ગુલા, વકીલ, ગોંડળ. દશાશ્રીમાળી કૉન્ફરન્સની જે હીલચાલ મુંબઇમાં વસતા કેટલાક કાઠિયાવાડી ભાઇઓએ આરંભી હતી ત્હેને માર્ગ બતાવવા નિમિત્તે આ પૅમ્ફ્લેટ લખાયુ હતું. લેખક લાગણીપૂર્વક અને નિડરતાથી વિચારો જણાવે છે અને કેળવાયલા તેમજ જૂના જમાનાના વણિકોને કેટલીક હિતાવહ સલાહ આપે છે.

**જૈન આત્માનંદ સભાનો સં. ૧૯૬૯ થી ૭૧ નો ત્રિવાર્ષિક રિપોર્ટ**—ભાવનગરની 'જૈનધર્મ પ્રસારક સભા'ની સાથે પ્રમાણિક હરિફાઇ કરવામાં ફાવેલી આ સભાએ ૪ પેટ્રન, ૩૭ પહેલા વર્ગના લાઇફ મૅમ્બર, ૮૩ બીજા અને ૨૨ ત્રીજા વર્ગના લાઇફ મૅમ્બર અને તે ઉપરાંત ૯૧ સામાન્ય સભાસદ મેળવ્યા છે. 'આત્માનંદ જૈન પ્રકાશ' નામનું માસિક, એક ફ્રી લાયબ્રેરી, પુસ્તકો છપાવવાનું ખાતુ, વેચવાનું ખાતુ વગેરે પ્રવૃત્તિ ચાલે છે. હમણાં એક ન્હાનુંસરખું ફંડ કેળવણીના પ્રચાર માટે પણ કરવામાં આવ્યું છે. પાલીતાણામાં ભયંકર રેલ આવી ત્હારે આ સભાએ સારી મદદ પહોંચાડી હતી જયન્તિના મેળાવડા, ભાષણો વગેરે દ્વારા કોમમાં જાગૃતિ ઉત્પન્ન કરવાનું કામ પણ કરાતું જોવામા આવે છે. રિપોર્ટવાળા વર્ષોમાં ૪૧ ગ્રંથો ઉદાર ગૃહસ્થોની મદદથી બહાર પાડવામાં આવ્યા છે; અને ૨૮ ગ્રંથોનું કામ ચાલી રહ્યું છે. એક 'જ્ઞાનમંદિર' પણ હમણાં સ્થાપવામાં આવ્યું છે. સઘળું જોતાં સભા ઠીક પ્રગતિ કરી રહી છે.

**વ્યાખ્યાન સાહિત્ય સંગ્રહ, ભા. ૧ લો;**—સંશોધક મુનિશ્રી વિનયવિજયજી; પ્રસિદ્ધકર્તા રા. દેવચંદ દામજી ( અધિપતિ, 'જૈન' ) ભાવનગર; રૉયલ આઠ પેજી ૫૨૪ પૃષ્ઠ; મૂલ્ય રૂ. ૨॥.

આ પુસ્તક પર ' રિવ્યુ ' લખવાનો મ્હને આગ્રહ કરવામાં આવ્યો છે, અને ' રિવ્યુ ' લખું તો મુનિશ્રીને ઘણું જ કડવું લાગે એવું જ લખાઈ શકે તેમ છે, તેથી મૌન ભજવું જ ઠીક છે. પિષ્ટપેષણની સામાન્ય વાતો, અને માનપૂજાની તૃષા: આ બેથી દૂર રહેવા જૈન મુનિવર્ગને નમ્ર વિનંતિ છે. આ દેશમાં, આ કાળે, આ સમાજને શાના ઉપદેશની ખરી જરૂર છે તે શોધવા અને તે તત્ત્વો શિખ્યા પછી જ ઉપદેશ કરવાની ઇચ્છા કરવા, વળી વધારે આગ્રહપૂર્વક વિનતિ છે.

**જૈન રત્ન ચિંતામણી વાર્તામાળા, ભા. ૧ લો.** લખનાર, મોહનલાલ મગનલાલ, કલોલ, પ્રકાશક, પાનાચંદ મોહનલાલ, કલોલ, રૉયલ સોળ પેજી ૧૨૮ પૃષ્ઠ; મૂલ્ય ૦-૪-૦. રતલામની જૈન ટ્રેનીંગ કૉલેજના એક વિદ્યાર્થીની આ પહેલી જાહેર પ્રવૃત્તિ છે. એમાં ધર્મને લગતી ૩૫ વાર્તાઓ આપી કેટલોક ઉપદેશ કરવામાં આવ્યો છે. સામાન્ય ગણુ માટે ઠીક છે. લેખક એક વિદ્યાર્થી હોવા છતાં એની ભાષામા કાંઇક મીઠાશ અને જુસ્સો છે, જે શુભસૂચક છે.

**બાલવિવાહકા એક હૃદય-દ્રાવક દૃશ્ય,** લેખક રા. કૃષ્ણલાલ વર્મા, પ્રકાશક પ્રેમમાલા કાર્યાલય, ગોહાના ( રોહતક ). બાલવિવાહ તરફ ઘૃણા ઉત્પન્ન કરે એવી અસરકારક કથા લખવામાં લેખક ફતેહમંદ થયા છે. એમની કલમમાં જુસ્સો અને હૃદયમાં પ્રેમ છે. સાત આના કિમતની એમની બીજી કથા ' ચમ્પા ' પણ એવી જ મનોવેધક, રસિક, ઉપદેશી અને સુયોજિત છે. આ ઉછરતા હિંદી લેખકને સમાજસુધારણાના કામમાં વિશેષતર ભાગ લેવાની શક્તિ મળો !

☞નીચેનાં પુસ્તકોનું ' રિવ્યુ ' હવે પછી:—**સમાધિશતકમ્, વિવાહકા ઉદ્દેશ્ય, આત્મપરીક્ષા, મહાવીરભક્ત મણિભદ્ર, The Universal Gospel,** લઘુલેખસંગ્રહ ભા. ૨, **શ્રીમદ્ રાજચંદ્ર, શ્રેણિકચરિત્ર, દુર્વાસા તૃપ્તિ** સ્વીકારનાટક, **બાલશિક્ષા,** યુવાઓંકો **ઉપદેશ, સૂમકે ઘર ધૂમ, જૈનમત નાસ્તિક મત નહીં હૈ, ઇત્યાદિ.**

નીચેનાં પુસ્તકોનો માત્ર આભાર સ્વીકાર કરીને જ વિરમવાની રજા લઇશ:—

૧ 'પરલોક પ્રકાશ', લેખક રા. પોપટલાલ કેવળચંદ શાહ, રાજકોટ.

૨ શ્રાવક વ્રત પત્રિકા, લેખક શ્રી રત્નચંદ્રજી સ્વામી.

૩ બાળબોધ જૈનધર્મ, પ્રકાશક રા. મૂળચંદ કસનદાસ કાપડીઆ, સુરત.

૪ જૈન તત્ત્વસાર, અનુવાદક રા. તારાચંદ્ર દોસી, પ્રસિદ્ધકર્તા શ્રી જૈનજ્ઞાન પ્રસારક મંડલ, સિરોહી, મૂલ્ય ૦–૫–૦

૫ આચાર્ય શ્રી મોતીરામજી મહારાજકા જીવન ચરિત્ર, લેખક મુનિશ્રી જ્ઞાનચદ્રજી.

૬ નવપદ માહાત્મ્ય, યોજક શ્રી કર્પૂરવિજયજી મહારાજ, પ્રસિદ્ધકર્તા શ્રી 'જૈન યુવક મંડલ' તરફથી શા. મંગળદાસ બાલચદ, સાણંદ, મૂલ્ય ૦–૩–૦

૭ ફિજી ટાપુઓમાં હિંદીઓની સ્થિતિ, અનુવાદક રા. કુબેરભાઇ ઝવેરભાઇ પટેલ, ઉત્તરસંડા; મુલ્ય ૦–૬–૦.

૮ વિદ્યાર્થીયોકે કર્ત્તવ્ય (સર ચંદાવરકરના ભાષણ પરથી), લેખક શિવજીલાલ કાના, મિશન કૉલેજ, ઇંદોર; ૦–૧–૦

૯ અંજના–પવનંજય કાવ્ય, લખનાર શ્રીયુત બાબુ ભંવરલાલ સેઠી, ઝાલરા પાટણ; ૦–૨–૬

૧૦ કામઘટ કથા પ્રબંધ. લેખક શ્રી કર્પૂરવિજયજી મહારાજ, પ્રકાશક શ્રી જૈન યુવક મંડલ; ૦–૧–૦

૧૧ પાંત્રીસ બોલ, પ્રસિદ્ધકર્તા દુર્લભદાસ કાલીદાસ શાહ.

---

રંગુનથી મી. જે. સી. શ્રુત લખે છેઃ—

'હિતેચ્છુ'ના 'નગ્ન સત્ય' અને 'મહાવીર કહેતા હવા' એ વગેરે લેખોએ મારા તથા મારા સ્નેહીઓના હૃદય ઉપર જબરી અસર કરી છે. આપના લેખો ખરેખર શુદ્ધ આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવે તેવા અને જૈન ધર્મનું ખરૂં રહસ્ય સમજાવનારા છે. જ્યારે તમામ જૈનોમાં આ વિચારો ફેલાશે ત્યારે જૈનસમાજ જૂદુંજ રૂપ ધારણ કરશે. મારા મિત્રો માટે નીચેને શિરનામે પાંચ પ્રતો મોકલતા રહેશો.

# समयना प्रवाहमां.

## CURRENT TOPICS

**દશમી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ—એક 'ઉડતી નોંધ'** [ A Bird's-eye-view ]-જોવાજોવાના અનેક ભેદ છે. નીચે ( જમીનની સપાટી ઉપર ) ઉભેલો મનુષ્ય જમીન પરના અને ઉંચે બનતા બનાવો જુએ અને હેનુ વર્ણન આપે એ પણ 'જોવું' કહેવાય, તેમજ પહાડ પર કે ખુલ્લા અવકાશમા ઉભા રહીને નીચેની જમીન પર બનતા બનાવો જુએ અને હેનુ વર્ણન આપે એ પણ 'જોવું' કહેવાય. પણ બન્ને 'જોવા'મા મહાન અતર છે. અંગ્રેજીમાં જહેને 'Bird'- eye view' અથવા 'પક્ષીની આખથી દેખાતો દૃશ્ય' કહે છે તે, ઉંચે ચ્હડીને નીચે નજર નાખી કરાતા અવલોકનને જ લાગુ પડે છે. એ પ્રકારના અવલોકનમા ન્હાની ન્હાની નિર્માલ્ય બાબતોને મહના અનેકવચિત્ સ્થાનજ—મળી શકે નહિ; કારણ કે તે બાબતની આગળપાછળની અનેક ન્હાનીમ્હોટી બાબતો સાથે તે અમુક બાબતની તુલના-મુકાબલો થાય છે, અને જો તે બીજી આસપાસની બાબતો ઘણી મ્હોટી હોય તો આ અમુક બાબતને અવલોકનકારના અવલોકનમા મુદ્દલ સ્થાન મળી શકતુ નથી અગર ઘણુ નિર્માલ્ય સ્થાન મળે છે. પણ જમીન પર રહીને જોનાર તો નિર્માલ્ય બાબતને પણ મ્હોટા રૂપમા જુએ છે, કારણ કે હેની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત નહિ હોવાથી અને તે અમુક ચીજને આગળપાછળની—આસપાસની ચીજોના મુકાબલામાં જોતો ન હોવાથી તે અમુક ચીજ હેનુ સઘળુ લક્ષ ખેંચનાર થઇ પડે છે,—તે હેને ઘણી મ્હોટી-સુંદર-મહાન લાગે છે. આ કારણથી એક જ બનાવ ઉપર અવલોકન કરનારા સેંકડો લેખકોનાં લખાણો એકબીજાથી તદ્દન જૂદા પડતાં જોવામા આવે છે; કેટલાક જ્યહારે તે બનાવને મહાન—આશ્ચર્યજનક—કૌતુક રૂપ કે સુંદર તરીકે વર્ણવે છે, ત્યહારે બીજાઓ હેને છીછરો (shallow)—અફસોસકારક-નિરાશાજનક અને કદરૂપ આળેખે છે. ગાડર અને ગરૂડની દૃષ્ટિઓ, આ પ્રમાણે, તદ્દન ભિન્ન હોય છે, જો કે બન્ને સ્વાભાવિક છે એમ જોવામાં અને જોવા પ્રમાણે વર્ણન કરવામાં

નથી દોષ ગાડરનો, તેમજ નથી દોષ ગરૂડનો; તેઓ પોતપોતાની સ્વાભાવિક શક્તિ પ્રમાણે 'જુએ છે,'—'જુએ છે' એમ હું જ્હારે બોલું છું ત્હારે જોવાની ક્રિયા કરે છે એમ પણ સ્હમજવાનું નથી, પણ 'દેખાવ ત્હેમની નજરે પડે છે' અથવા 'ત્હેમની આંખ આગળ તેવું જ કાંઇ ખડું થાય છે' એમ મ્હારા કહેવાનો ભાવાર્થ છે. ('કર્ત્તા' અને 'કર્મ'ના ભેદ પાડ્યા વગર ન ચલાવી શકે એવી ભાષા પોતે જ દુનિયાનાં અનેક 'જૂઠાણાં'માંનું એક 'જૂઠાણું' હોઇ 'માણસ જુએ છે' એમ બોલવું પડે છે.)

મ્હારાથી ઉપર કહેવાયું [ નહિ કે મ્હેં ઉપર કહ્યું ] તેમ, જોવા-જોવાના મુખ્ય બે ભેદ છે: ગાડર દૃષ્ટિ અને ગરૂડ દૃષ્ટિ, અથવા જમીન પર ઉભા રહીને થતું અવલોકન અને ઉંચે રહીને થતું અવલોકન, અથવા છીછરી 'વ્યવહાર' દૃષ્ટિ અને ઉંડી 'નિશ્ચય' દૃષ્ટિ. આમાંની પહેલી દૃષ્ટિએ, દશમી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઉપર ઘણાઓ અત્યાર આગમચ અવલોકન કરી ચૂક્યા છે. જૈન પેપરોમાં છેલ્લા ૧॥ માસથી એ કૉન્ફરન્સને એક ફતેહ તથા ત્હેના કાર્યવાહકોને દુરદેશી અને કાર્યદક્ષ મહાન પુરૂષો તરીકે ઠરાવનારા અનેક અવલોકનો મ્હારા વાચવામાં આવ્યાં છે પ્રથમ મ્હેં આ કૉન્ફરન્સ સબંધે કાંઇ નખવાની 'દરકાર' ને દાબી દીધી હતી, પણ જ્હારે એ કટાળો આપે એટલી હદ સુધી લખાતાં 'ગીત' મ્હારા ભાગ-કર્ણને અસહ્ય થઇ પડ્યાં ત્હારે મ્હારી instinct-આંતર્વૃત્તિ કે જે પ્રથમ મુંગા રહેવામાં 'મજાહ' માનતી હતી તે હવે 'બોલી ઉઠવા'માં 'મજાહ' માનવા લાગી અને સ્વભાવત કાંઇક લખવા હું પ્રેરાયો. કેટલાકને મ્હારૂં હમણાંનું કથન કટાક્ષ જેવું લાગશે, બીજાઓ ત્હેને અભિમાનપ્રેરિત માનશે, થોડાઓ ત્હેને અપમાનજનક પણ સ્હમજશે એમ ત્હેમની દૃષ્ટિને સ્વાભાવિક રીતે જ 'દેખાશે'; તેથી હું ત્હેમને દોષિત નહિ માનું. તેમ તેઓને મ્હારા 'દેખવા'નો ખુલાસો આપવાની-દલીલ કરવાની-પણ દરકાર નહિ કરૂં.

દશમી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ—એક દબદબાવાળા મેળાવડા અને ફતેહ રૂપ સમ્મેલન તરીકે જેના ગીતડાં મંડપમાં અને બહાર પુષ્કળ ગવાયાં છે તે કૉન્ફરન્સ-મ્હને એક જૂદા જ સ્વરૂપમાં 'દેખાય' છે: કેળવાયલાઓની નૈતિક નાદારી ( Moral Bankruptcy of the Educated ) તરીકે, નાયક વગરના 'ગાડર' સમૂહ તરીકે,

દાતા, વક્તા અને વિચારક રૂપી હાથ, જીભ અને આંખો વગરની કદરૂપ—સુગ ચ્હડે એવી—વૃદ્ધા તરીકે, 'ફૂકા'ના 'ખેલ'માં જ જીંદગીનું સાફલ્ય માનનારા 'મૂછાળા શિશુ'ઓથી ભજવાતા નાટક તરીકે મ્હને એ કૉન્ફરન્સ 'દેખાઇ છે' અને એ 'દેખાવ' એક જૈન તરીકે મ્હને એટલો પીડાજનક થઇ પડયો છે કે જેટલો ભાગ્યે જ કોઇ શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનને પણ થઇ પડયો હોય.

મ્હારી આંખ આગળ લાલનવાળો બનાવ, ફંડ, વક્તાઓનાં ભાષણ, કોમનો ત્રણ દિવસ માટે ચુંટાયલો વગર તાજનો રાજા અને પ્લૅટફૉર્મ પર બીરાજેલા ધર્મગુરૂ: આ દેખાવો હમણા સીનેમેટોગ્રાફની ફીલ્મની માફક જોસબંધ અને ક્રમશઃ ખડા થાય છે. મ્હારા વાચકોને એ 'ફીલ્મો' જોવાની ઇચ્છા હોય તો ભલે તે પૂરી કરે.

**મી** લાલને (એમના નામ સાથે જોડવામાં આવતો 'પંડિત' નો ખીતાબ કોઇ વિદ્વાન મંડળે જાહેર રીતે આપ્યાનું મ્હારા જાણવામાં ન હોવાથી હું એમને **મી.** લાલન તરીકે જ ઓળખાવવાનું પસંદ કરીશ—અને યાદ કરાવીશ કે જગપ્રસિદ્ધ ગ્લૅડસ્ટન પોતાને **મી.** ગ્લૅડસ્ટન તરીકે ઓળખાવવામાં જ માન સ્હમજતો હતો) શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન ધર્મ અને સંઘનો કાંઇ પણ વાસ્તવિક અપરાધ નહિ કરેલો હોવા છતાં અને માન-પૂજાનો ઇજારો રાખી બેઠેલા બેચાર સાધુઓને લાલનની વધતી જતી લોકપ્રિયતા અસહ્ય થઇ પડવાથી તેઓએ ત્હેમના ઉપર મૂકેલાં હાસ્યાસ્પદ તહોમતોની રીતસરની તપાસ માટે કોમના સાચા પ્રતિનિધિઓની કમીટી સમક્ષ ત્હેમને બોલાવી જવાબ માગવાની દરકાર કર્યા વગર થોડા એક સ્થાનિક સંઘોએ (અલબત અમુક મુનિઓની આજ્ઞા પાળવા ખાતર જ) મી. લાલનને સંઘબહાર મુકયા હતા, તથાપિ તેથીએ કાંઇ **સમસ્ત હિંદ**ના પ્રતિનિધિઓથી બનેલી કૉન્ફરન્સમાં હમેશની માફક ભાગ લેવાનો ત્હેમનો હક્ક ઓછો થતો નથી. તો પછી એમને કૉન્ફરન્સમાં હાજર થવા ન દેવા એવી ચળવળનો અર્થ શું?—સિવાય કે અમુક સાધુઓનું અનિયન્ત્રિત સ્વચ્છંદી રાજતંત્ર (autocracy)? મી. 'લાલન' એક પ્રતિનિધિ તરીકે ચુંટાઇ ચૂકયા હતા, એમની ચુંટણી કૉન્ફરન્સની બેઠક પહેલા ઘણા દિવસ અગાઉ જાહેર પત્રોમાં પ્રગટ થઇ ચૂકી હતી અને તે છતાં, અમુક અમુક સાધુઓના

વાડાની દુર્ગંધ વાળા સુરત, અમદાવાદ કે ભાવનગરમાં નહિ પણ સમાન ભાવની હીમાયત કરતા મુંબઇ શહેરમાં, અને તે પણ સુશિક્ષિતોની આગેવાનીથી ભરાતી કૉન્ફરન્સમાં, મી. લાલનને હાજરી આપતાં અટકાવવાની સીધી કે આડકતરી પણ ચળવળ થાય એના જેવું શરમભર્યું બીજું શું હોઇ શકે? કેળવાયલાઓના નૈતિક બળની ખામીનો આથી વધારે મજબૂત પુરાવો બીજો કયો હોઇ શકે? ઘણે દૂરથી થતા અને નિર્માલ્ય દબાણ સ્હામે પણ ટક્કર નહિ ઝીલી શકનારા 'કેળવાયલા આગેવાનો' પ્રબળ પ્રતિરોધના કેન્દ્ર સ્થાન ભાવનગર કે અમદાવાદમા તો શું નૈતિક બળ બતાવી શકવાના હતા? ખુબી તો એ છે કે, દશદશ વર્ષ સુધી મી લાલન કૉન્ફરન્સના પ્લૅટફૉર્મનો 'વગર તાજનો રાજા' ગણાતો હતો, જ્યહાં સુધી પાપડ પીરસવામાં આવે નહિ ત્યહાં સુધી મારવાડીનું ગમે તેવું સ્વાદિષ્ટ ખાદ્ય પુરૂં થયું ગણાય નહિ તેમ જ્યહાં સુધી લાલનને પ્લૅટફૉર્મ ઉપર ગર્જના કરતો, હાથ અને ટેબલ ઉપર હાથ પછાડતો પ્લૅટફૉર્મ પરથી કૂદી નીચે બેઠેલા એકાદ સભ્યને તાલી આપતો જોવામા આવે નહિ ત્યહાં સુધી કૉન્ફરન્સમા બીરાજેલા હજારો શ્રોતાઓને 'તૃપ્તિ' થાય જ નહિ એટલી હદ સુધી એ વક્તાની લોકપ્રિયતા અને આવશ્યકતા જોવામાં આવતી હતી તે જ લાલન, આજે તેનો તે જ હોવા છતાં, આજે ત્હેની ઉપયોગીતા અગાઉ જેટલી જ નહિ પણ એથીએ વધારે હોવા છતાં, તે અમુક સાધુઓની જોહુકમીને મુંગામુંગો તાબે થઇ શકતો નથી એટલા જ ખાતર, એ કૉન્ફરન્સમા હાજર થવાનો બોલવાનો એક ન્હાનામાં ન્હાના જૈન જેટલો હક્ક પણ ગુમાવી બેઠો છે'

પરન્તુ મુંબઇના કચ્છીઓ આખા હિંદના જૈનોપર થોડાએક મુનિઓના અનુયાયીઓની આટલી અસીમ સત્તા સહન કરી શક્યા નહિ. મી. લાલન પરના અંગત પ્રેમને ખાતર નહિ પણ અમુક વ્યક્તિઓની અસીમ સત્તા કે જે ત્હેમને પણ બીજી રીતે નડતી હતી અને નડવાનો સંભવ ચાલુ હતો તે સહન નહિ કરી શકવાથી અને હમણાં પ્રતિરોધનો પ્રસંગ હાથ આવી લાગવાથી તેઓ મી. લાલનની તરફેણમાં એકસંપથી આવી ઉભા. 'મી. લાલનની હાજરી નહિ, તો કૉન્ફરન્સની બેઠક પણ નહિ એવો દૃઢ નિશ્ચય ત્હેમનો દેખાયો 'ન્યાય જીતતો નથી, પણ બલ જીતે છે' એ સિદ્ધાંતનું સાચાપણું હવે બધાએ જોયું અશિક્ષિત પરન્તુ ટેકીલા અને સંપીલા કચ્છીઓના પ્રબળ પક્ષ સ્હામે કાચી પ્રચ્છાશક્તિવાળા આગેવાનો ટકી શક્યા નહિ. એક

રાત્રીની સબજેક્ટસ કમીટીને મી. લાલનને અમુક ઠરાવ પર બોલવા દેવાનું ઠરાવવું પડયુ; 'પ્રોગ્રામ'ના કાગળમાં મી. લાલનનું નામ પણ છપાઇ ચૂક્યું. તથાપિ આ પ્રમાણે સાધુ પક્ષપર લાલન પક્ષ વિજય મેળવી જાય એ કેટલાક સ્વતંત્ર વિચાર કરવાને અશક્ત આગેવાનોથી ખમાયુ નહિ અને તેઓએ કૉન્ફરન્સના હોદ્દેદાર તરીકેનાં રાજીનામાં ધડાધડ આપવા માંડયાં. ચારિત્ર બળની તથા સમાજ પ્રેમની કસોટીનો આ ખરેખરો પ્રસંગ હતો. આગેવાનો એ કસોટીમા કથીર માલમ પડયા. છેવટે ઘણી મહેનતે કેટલાકો ત્હેમની પાસે રાજીનામાની જીદ છોડાવી શક્યા. છેક પ્રાતઃકાળ સુધી વિવાદ ચલાવીને સભા વિસર્જન થઇ અને પછીથી લાલનને ખાનગી રાહે વિનંતિ અને દબાણ કરવામાં આવ્યુ કે ત્હેમણે એટલેથી સતુષ્ટ રહેવુ અને કૉન્ફરન્સમાં હાજરી આપવી નાહ. 'મ્હારે માટે કલેષ થાય તે ઠીક નહિ' એમ માની લાલને પ્રમુખને લખી મોકલ્યુ કે તે હાજર થશે નહિ. 'લાલન કદાચિત્ હાજર થશે તો ? માટે આપણે આજે મડપમાં જવુ જ નહિ' એવા વિચારથી કેટલાક લોકો ગેરહાજર રહ્યા હતા, પરન્તુ કચ્છીઓએ મડપને ભરી દીધો અને કૉન્ફરન્સનો દેખાવ નબળો ન પડવા દીધો કૉન્ફરન્સના ટાઇમમાં આગેવાનોએ મીટીંગ કરી અને આ જ ચર્ચા ચાલુ રાખી મી. લાલન માફીપત્ર લખી આપે એવો અમુક સાધુઓનો આગ્રહ હોવાથી માફીપત્ર ઘડવામાં આવ્યુ, લાલન પાસે તે મજુર પણ કરાવવામાં આવ્યુ, આગેવાનોએ તે પસદ કર્યું અને તે છતા એ માફીપત્ર સાથે અમુક માણસોને સાધુઓ પાસે—ત્હેમની બાહાલી માટે—બહારગામ રવાના કરવામા આવ્યા. કૉન્ફરન્સ વીખરાઈ ગઇ ત્યહાં સુધીમા તે સાધુઓનો જવાબ કાઇ ફરી વળ્યો નહતો, તેથી એ છેલ્લા બનાવ પર હમણા કાંઇ કહેવુ વાજબી ગણાય નહિ. માફીપત્રનુ શુ થયુ, હવે પછી લાલન સ્હામે કૉન્ફરન્સના દ્વાર ખુલ્લા છે કે બધ, એ બાબતમા કાઇ કહેવાની સ્થિતિમા આપણે નથી. એ જવાબ તો અમુક મહારાજાઓ અને ત્હેમના પ્રધાનોના હાથમા છે અને કદાચ અગીઆરમી કૉન્ફરન્સની બેઠક વખતે તે જવાબ એક યા બીજા પ્રકારના વર્તનથી —નહિ કે 'હા' કે 'ના' એવા શબ્દથી—આપવામાં આવવાનો હશે.

પ્રમુખ મહાશય આ કટોકટીના વખતે—કહો કે કસોટી થવાના પ્રસગે—કાંઇ ખાસ કાબેલીઅત કે ઇચ્છાબલ બતાવી શક્યા નહોતા. રાજાપદ માટે કેળવણીની જેટલી જરૂર નથી તેટલી, ત્વરાથી નિર્ણય

કરવાની અને દઢતાથી અમલ કરવાની શક્તિઓની જરૂર છે. આ શક્તિઓ એક ફતેહમદ વ્યાપારીમાં જેટલે અંશે હોવા સંભવિત છે એટલી એક વિદ્વાનમા હોવી સભવિત નથી. ( અપવાદની વાત જૂદી છે. ) કૉન્ફરન્સના પિતા કહેવાતા મી. ઢઢ્ઢા અને 'મહેતાજી'ના ઉપનામથી ઓળખાતા વૃદ્ધ ગ. કુંવરજી આનંદજી . એ બન્નેએ પણ 'હાજીહાં'ની પદ્ધતિ વડે કૉન્ફરન્સનું હિત બગાડવામાં ઓછો ભાગ ભજવ્યો નથી. સાચી ધર્મીષ્ટતા અને પવિત્રતા હમેશા ચહેરા, શબ્દો અને આંખો દ્વારા બોલી ઉઠ્યા સિવાય રહેતી નથી, એમાંથી બીજાને પોતા તરફ આકર્ષણ કરે એવી 'શક્તિ' ઉત્પન્ન થયા વગર રહેતી નથી; આ કુદરતી નિયમ જો સાચો જ હોય તો મ્હને ઉક્ત બન્ને ગૃહસ્થોને જોવાથી ત્હેમના પ્રત્યે આકર્ષણ થવાને બદલે ત્હેમનાથી દૂર જવાની પ્રેરણા થતી હતી તે અકારણ નહિ જ હોય મ્હને એઓમાં ન દેખાયુ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનુ જ્ઞાન, ન દેખાયો નિસ્વાર્થ સેવા ભાવ, ન દેખાઇ ઉચ્ચ સહિષ્ણુતા, તેમજ ન દેખાયો 'રાજા-માર્ગી'-નો જુસ્સો, અને તેથી તેઓને 'આગેવાન' તરીકે આમતેમ ઘુમતા જોઇ મ્હને કંટાળો, સુગ અને ચ્હીડ થઇ આવતી. સ્વ૦ પ્રેમચદ રાયચંદ, સ્વ૦ ફકીરભાઇ પ્રેમચદ, સ્વ૦ મનસુખભાઇ ભગુભાઇ, સ્વ૦ લાલભાઇ દલપતભાઇ, સ્વ૦ વીરચદ દીપચદ ઇત્યાદિમાં ભલે અંગ્રેજી કે માગધી સાહિત્યનુ વિશેષ જ્ઞાન નહોતું, પરન્તુ એમની ધર્મદાઝ, કુનેહ અને ઇચ્છાશક્તિ આજે આ કોમના આગળ પડતા આગેવાનોમા ક્યહાં છે? આજે તો સંકુચિતતા, ખોટુ અભિમાન, માનની પડાપડી, ભીરુતા, બહાદૂરીની જગાએ દાવપેચ, આત્મભોગનો અભાવ ઇત્યાદિ તત્ત્વોનો રંક દશ્ય જ્યહાંત્યહા નજરે પડે છે, જે જોઇ ખરેખર ખેદ અને કંટાળા સિવાય બીજી કોઇ લાગણી ભાગ્યે જ થવી સંભવે છે મ્હને સખેદ જણાય છે કે જૈન કોમમા આજે મહાન પુરુષનો —મહજાનો—દુ:કાળ પડયો છે. પગારદાર 'સીપાઇ'ઓ' તો અહીંતહીં નજરે પડે છે ખરા ( નહિ કે પૂર્વકાળના 'શોખ'થી લડનારા સહેરી યોદ્ધા ), પરન્તુ સેનાધીશ, કૅપ્ટન, રાજા કોઇ સ્થળે મ્હારી નજરે પડતો નથી. 'ઘેટાં' ઘણાંએ નજરે પડે છે, પણ નથી જોવામા આવતો 'સિંહ' કે નથી જોવામાં આવતો 'ભરવાડ'. મ્હોટાં 'ચોગાન' ઘણાંએ જોઉં છું, પણ ઉચા 'પહાડો' અને ઉંડી 'ખીણો'નો તો દુષ્કાળ જ પડયો છે. ખ્રીસ્તીઓએ શીખવેલી રાંક 'નીતિ' અને મધ્યકાલિન સાક્ષરંથીએ ગોખાવેલી 'પવિત્રતા'ની ખોટ પડે તેમ નથી, પણ મહાવીરની

ઊંડાણ, ભવ્યતા, ઉંડાણ અને ઉંચાણ, એની અલૌકિક ( ના, હરગીજ 'લૌકિક' નહિ જ, પણ 'લોકોત્તર' જ ) નીતિ : એને સ્હમજનારા પણ આજે નથી જડતા, તો એ ગુણો વારસામાં લઇ જન્મેલાઓ તો શોધવા જ ક્યહાં ? આ છીછરા, 'દયાળુ' અને દયાજનક, અશક્ત તથાપિ શક્તિનો ફાંકો રાખતા, ધર્મહીન તથાપિ પરમાર્થી અને ધર્માત્મા તરીકેનો ઘમંડ કરતા, ઘેટાના શરીરને સિંહની ચામડીમાં છૂપાવવા મથતા નાયક વાળો એકંદર જૈન સમાજ મ્હને એક મ્હોટા કંટાળા —સુગ—નો વિષય છે.

શ્વે૦ મૂર્તિપૂજક જૈન કૉન્ફરન્સને લગતા એક મુદ્દાને ચર્ચતાં હું સમસ્ત જૈન વર્ગમાં પહેલી મહત્તાની * ખોટ પર જરા વધારે ઢળી પડ્યો. અસ્તુ ! એની પણ જરૂર હતી, એય 'નિર્માણ' (Fate) હતું. હવે આપણે આ આડકથા અહીં છોડીને ફક્ત કૉન્ફરન્સને લગતા બીજા મુદ્દાને—ફંડના મુદ્દાને—પકડીશું.

---

* 'મહત્તા' હું કોને માનું છું એ ખુલ્લા શબ્દોમાં અને તમામ મનુષ્યો સમક્ષ કહી બતાવવા હું તૈયાર નથી મહત્તાનાં તત્ત્વો સાંભળીને 'ઘેટાઓ' કોલાહલ કરી મૂકે, તેથી નથી લાભ ત્હેમને કે નથી આનંદ મ્હને. માટે મહત્તાનો ખ્યાલ આપતા એક મહાન ઋષિના કથનમાંથી છૂટાછવાયા ફકરા ચુંટી અત્રે રજુ કરીને જ સંતોષ માનીશ એનો ગુજરાતી અનુવાદ કરવાની પણ હું જરૂર જોતો નથી, 'અધિકારી'઼ઓ ગમે તે રીતે તે સ્હમજવા કોશીશ કરશે —

"A great man,—a man whom Nature has built up and invented in a grand style—*what* is such a man? *First*, in his general course of action his consistency is so broad that owing to its very breadth it can be surveyed only with difficulty, and consequently misleads, he possesses the capacity of extending his will over great stretches of his life, and of *despising* and rejecting all small things, whatever most 'beautiful' and 'divine' things *of the world* there may be among them. *Secondly*, he is *colder, harder, less cautious and more free from* the fear of 'public opinion;' he does not possess the virtues which are compatible with respectability and with being respected, nor any of those

કૉન્ફરન્સના વાજીંત્ર 'હેરલ્ડ' પત્રમાં દશમી જૈન કૉન્ફરન્સ પ્રસંગે થયેલા ફંડની સમ્પૂર્ણ યાદી છપાઇ છે તે મુજબ, કેળવણી ફંડમાં એકંદરે રૂ. ૨૫૧૫।।।, કૉન્ફરન્સ નિભાવ ફંડમાં રૂ. ૧૫૬૦।।। અને સુકૃતભંડાર ફંડમા રૂ. ૭૯૦।।। મળી કુલ્લે રૂ; ૪૭૬૭ નું ફંડ થયુ છે, જેમાંથી પ્રમુખની ખુરશીની કિંમતના રૂ. ૧૧૦૦ બાદ થતાં અને વૉલંટીઅરોએ અકેક ગૃહસ્થને પકડીને આગ્રહપૂર્વક ભરાવેલા રૂ. ૧૧૦૦ તથા ખુદ * વૉલંટીઅરોએ પદરના આપેલા રૂ. ૧૦૧ બાદ

things which are counted among the 'virtues of the herd' If he is unable to *lead*, he walks alone, he may then perchance *grunt* at many things which he meets on his way. *Thirdly*, he has no 'compassionate' heart, but servants, instruments, in his dealings with men his one aim is *to make* something out of them. He knows that he *cannot* reveal himself to anybody he thinks it 'bad taste' to become familiar, and as a rule he is *not* familiar when people *think* he *is* When he is not talking to his soul, he wears a mask. There is a loneliness within his heart which neither praise nor blame can reach, because *he is his own judge* from whom is no appeal... ..The great man is conscious of his power over a people, and of the fact that he coincides *temporarily* with a people or with a century—this *magnifying* of his self-consciousness as *causa* and *voluntas* is *misunderstood* as 'altruism': he feels driven to *means* of communication all 'great men' are *inventive* in such means They *want* to *form* great communities in their own image; they would fain give multiformity and disorder definite shape, it stimulates them to behold chaos." × × × × "*Progress* is the strengthening of the type, the ability to exercise great will-power · every thing else is a misunderstanding and a danger." × × × ×
"*Purification of taste*' can only be the result of the

* આ સ્થળે કહેવું જરૂરનું છે કે વૉલંટીઅરોએ બજાવેલું કામ ખરે જ પ્રશંસાપાત્ર હતું.

જતાં ભાગ્યે ફંડ રૂ. ૨૧૬૬ાનું થવા પામ્યું છે. આ ફંડમાં રૂ. ૨૦૦ની એક જ રકમ અને ૧૦૦ ની ૧૨ રકમો છે, જ્યારે બાકીની બધી ૫૦, ૨૫, ૧૦ અને ૫ ની છે અને તેમાં પણ કૉન્ફરન્સના ઘટા તરીકે ઘૂમનારા કેળવાયલા વકીલ-બૅરીસ્ટર-સૉલીસીટર કે ડાક્ટરોની રકમ તો જોવામાં જ આવતી નથી. આ કૉન્ફરન્સ કેળવણીના કેન્દ્રસ્થાન-મુંબઇ-મા ભરાઇ હતી, આગેવાની કેળવાયલાઓએ જ લીધી હતી, પ્રમુખ પણ કેળવાયલા લેવાની કેળવાયલા વર્ગની ધુન અમલમા મૂકાઇ હતી, ઠરાવો બધા કેળવણીને લગતા જ કરવામા આવ્યા હતા, છતા—છતા કેળવાયલાઓએ બોલ્યુ શુ ? વકીલો, બૅરીસ્ટરો, સૉલીસીટરો, ડાક્ટરો વિવાદમા મ્હાલ્યા તો ખૂબ, પણ કોઇએ

---

*strengthening* of the type Our society today represents only the cultivating *systems*, the cultivated *man* is *lacking*. The great *synthetic man*, in whom the various forces for attaining a purpose are correctly harnessed together, is altogether wanting. The specimen we possess is the *multifarious* man, the most interesting form of chaos that has ever existed but *not* the chaos *preceding* the creation of the world, but that *following* it." × × × × "Of this I am convinced, that if the rise of great men had been made dependent upon the voices of the multitude (taking for granted, of course, that the latter *knew* the *qualities* which belong to greatness, and also the *price* that all greatness pays for its self-development), then there would never have been any such thing as a great man! The fact that things pursue their course *independently* of the voice of the many, is the reason why a few astonishing things have taken place on earth." × × × × "'I will have this or that', 'I would that this or that were so'; 'I know that this or that is so'—the degrees of power: the man of *will*, the man of *desire*, the man of *fate*. + + + +" "The great man *refuses* to be *praised*: he does what serves his purpose, *or* what gives him pleasure, *or* what he is obliged to do." + + + + "The great man *is*

'ચાંલ્લો' કર્યો? કોઇએ વધારે નહિ તો એકાદ માસ જેટલી પણ પોતાની આવક પોતાના માનીતા hobby—કેળવણી—પાછળ આપવા જેટલીએ 'પ્રમાણિકતા' બતાવી? ઘણાએ એવા હતા કે જહેમની માસિક આવક રૂ. ૫૦૦થી ૫૦૦૦ જેટલી હશે, છતાં સમસ્ત હિંદના જૈન પ્રતિનિધિઓની આ મહાસભામા કેળવણી ખાતે માત્ર બે હજાર રૂપૈડી એકઠી થઇ અને તે પણ જીવદયા, નિરાશ્રીતોને આશ્રય, જીર્ણોદ્ધાર ઇત્યાદિ ફંડો મુલ્તવી રાખવા છતાં! 'ભાઇઓ' ત્હમે લગ્નાદિ પ્રસગે નકામાં ખર્ચો કરો છો તે મૂર્ખાઇ છે. માત્ર કેળવણી પાછળ જ નાણા ખર્ચો અને કોમનો ઉદ્ધાર કરો' એવાં ભાષણો આપનારા—પારકા છોકરાને જતિ કરનારા—પેલા બહુબોલા કેળવાયલાઓની ખરી કિંમત આ વખતે અંકાઇ ગઇ છે. બીનકેળવાયલાઓ લગ્નાદિ પ્રસગે જે ખર્ચ કરે છે ત્હેનો હુ બચાવ કરવા નથી માગતો, પરન્તુ એટલુ તો સ્વીકારવુ જ પડશે કે તેઓ તે પ્રસંગે જે ખર્ચ કરે છે ત્હેમા કુટુમ્બીઓ અને જ્ઞાતિજનોને કાઇ નહિ ને કાંઇ લાભ જરૂર પહોંચે છે, જ્યહારે અમારા કેળવાયલા ભાઇઓનુ ખર્ચાળપણું તો એવી જાતનું છે કે એથી કોઇને પણ લાભ ન થાય, માત્ર સુદર ડ્રેસ, ફૅન્સી ફરનીચર અને બીજી અનેક

---

necessarily a sceptic (I do not mean to say by this that he must *appear* to be one), provided that greatness consists in this to *will* something great, together with the means thereto Freedom from any kind of *conviction* is a factor in his *strength of will* And thus it is in keeping with that 'enlightened form of despotism' which every great passion exercises. Such a passion enlists intellect in its service, it has the courage of *any* means; it *creates* without hesitation, it allows itself convictions, it even *uses* them, but it *never submits* to them. The need of faith and of anything *unconditionally* negative or affirmative is a *proof* of weakness, all weakness is weakness of will The man of faith, the believer, is *necessarily* an *inferior* species of man From this it follows that 'all freedom of spirit,' i.e. *instinctive* scepticism, is the pre-requisite of greatness."

અંગત સગવડો અને કલ્પિત મઝાઓ પાછળ જ તેઓ આંખો બંધ કરીને ખર્ચ કરે છે અને બીજાઓને—પોતા કરતાં ઓછા દોષિત એવા બીજાઓને—શિખામણ અને ઠપકો દેવા બહાર પડે છે! કેળવાયલાઓની 'મિટ્ટી પલીત ' કરનારો ખરો પુરાવો તો એ છે કે, બીનકેળવાયલાઓ ગમે તેવા ગરીબ હશે તો પણ દરેક ફંડમાં–દરેક હીલચાલમાં ( કે જે તરફ ત્હેમનો ચાહ કદાપિ નહિ પણ હોય ) અને દરેક પ્રસંગમાં તેઓ તણાઇ ખેંચાઇને પણ કાંઇ નહિ ને કાંઇક રકમ જરૂર આપે છે; ત્હેમાના કેટલાકો તો કેળવણીને ધિક્કારવા છતાં ફંડ કરવા નીકળેલાઓ પોતાના 'સ્વધર્મી' છે માટે ત્હેમનું માન રાખવું જ જોઇએ એ ખ્યાલથી પણ મ્હોટીમ્હોટી રકમો આપી દે છે, જ્યહારે આપણા કેળવાયલા જૈન સાહેબો તો ( કેળવણી સિવાયના બીજા વિષયમાં તો તિરસ્કાર સિવાય બીજું આપે જ શું, પણ) કેળવણી જેવા પોતાના માનીતા વિષયમા પણ કોડી આપવાના અખાડા કરે છે. આના જેવુ નૈતિક દીવાળુ બીજુ કયુ હોઇ શકે ? ચર્ચગેટથી ચીનાબાગ સુધી જેના સત્કાર માટે બાદશાહી સરઘસ અને અસાધારણ ધાંધળ કરવામા જૈન કોમ ગાંડીઘેલી બની રહી હતી, મંડપમા અને બહાર જેને કોમના તારનાર, વૈદ્ય અને સુકાની નરીકેના અસાધારણ માનભર્યા ટાઇટલોથી નવાજવામા આવ્યા હતા, એવા પ્રમુખ મહાશયે—કેળવાયેલા પ્રમુખ મહાશયે–કોમને કેળવવાના કામમાં શું ફાળો આપ્યો ? હુ સારી રીતે જાણુ છુ કે વર આંધળો હોય કે વૃદ્ધ હોય કે ગમે તેવો હોય તો પણ લગ્ન પ્રસગે ત્હેનાં ગીત જ ગવાય, નહિ કે દોષો, અને સભાના પ્રમુખો ગમે તેવા હોય કે ગમે તેવી ભૂલ કરે તો પણ ત્હેની તારીફ જ કરાય, ટીકા નહિ, એવો લોકપ્રસિદ્ધ સીરસ્તો છે—લૌકિક નીતિ' છે; પરન્તુ મ્હને–એક 'જૈન' અથવા 'લોકોત્તર ધર્મના પાળનાર'ને 'લૌકિક નીતિ' સેવવી એ 'મિથ્યાત્વ' લાગે છે, માટે મ્હારે એક 'જૈન' તરીકે કહેવું જોઇએ છે કે, પ્રમુખની જગા શ્રીમંતોને નહિ પણ કેળવાયલાઓને જ આપવી જોઇએ એવી માન્યતાવાળાઓને પ્રમુખ મહાશયે જૂઠ્ઠા પાડયા છે. એક રાજા પણ જે માનની અદેખાઇ કરે એવા માનની કિંમત શું ૧૧૦૦ રૂપિયા ? કોઇએ ઉતાવળા થઇ એમ માની લેવાનું નથી કે રૂ. ૧૧૦૦ ને હુ એક 'સ્થીર કિંમત ' આપવા માંગું છું; ના, વર્ષે ૧૦૦૦ ની આવકવાળાના હાથે દેશસેવા કે ધર્મસેવા પાછળ

અપાતા રૂ. ૧૦૦૦ ની કીમત દશ લાખ આંકી શકાય અને એક પહેલા વર્ગના દેશી રાજ્યના સર્વોપરી તબીબ તરફથી એવા કામ પાછળ—અને તે પણ અગ્રગણ્ય પુરૂષ તરીકે—અપાતા રૂ. ૧૧૦૦ ની કિંમત એક પાઇ જ આંકી શકાય,—જો કે આ અમુક બનાવમાં તો હું રૂ ૧૧૦૦ની કિંમત એક પાઇ પણ પુરી આંકવામાં ઉડાઉપણાનો ગુન્હો કરનારો ગણાઉં એવો મ્હને ભય છે. પ્રમુખની પસંદગી જાહેર થયા પછી જાહેર પેપરોમાં આવેલા ખબરો જો સાચા હોય તો, ત્હેમને સ્ટેટ તરફથી રૂ. ૧૫૦૦ એનાયત કરવામાં આવ્યા હતા. આ સંબંધે વધારે સ્પષ્ટ શબ્દોમાં બોલવું મ્હને સજ્જનાઇભરેલું લાગતું નથી, માટે અહીં જ વિરમીશ; પરંતુ જૈન કોમની અજ્ઞાન દશા માટે પુષ્કળ રોદણાં રોનાર અને કેળવણીના પ્રચાર માટે સચોટ હીમાયત કરનાર પ્રમુખ મહાશયે જો થોડો પણ આત્મભોગ આપી બતાવ્યો હોત તો ત્હેની નૈતિક અસર બીજાઓના હૃદય ઉપર પડયા વગર રહેત નહિ, અને પરિણામે સારી આમદાનીવાળા મુંબઇનિવાસી કેળવાયલાઓમાંથી સારીસરખી રકમ કેળવણી ફંડને અવશ્ય મળત. કેળવણીની કિંમત અને કેળવણીની ખોટ જાણનાર ખુદ કેળવાયલો વર્ગ જો બીજાઓને શિખામણ દઇ પોતે તો 'સગવડપંથી' અને કર્તવ્યહીન બને તો તેવા વર્ગ ઉપર ક્ષમા નહિ પણ ક્રોધ જ થવો ઉચિત છે. 'આમ કરવાની અગત્ય છે અને તેમ કરવાની અમારી ભલામણ છે, અમુકની આવશ્યકતા અમે સ્વીકારીએ છીએ અને અમુક કરવાની સલાહ આપીએ છીએ' આવા ઠરાવોનો અર્થ શું ? કિંમત શું ? સાર્થકતા શું ? 'સલાહો' અને 'ઇચ્છાઓ' એ માત્ર રાંડીરાંડોના રોણાં છે, યુરપની અપૂર્ણ નકલ છે, દંભ છે, હિન્દને વધારે નકલી અને નિર્માલ્ય બનાવનારૂં તૂત છે. આખો જૈન સમાજ જાણે છે કે કેળવણી એ સારી ચીજ છે, એને કેળવણીની અગત્ય સૂચવનારા—સલાહ આપનારા 'ઠરાવ'ની કશી જરૂર નથી. ઠરાવ ઘડનારાઓ, ઠરાવ રજુ કરનારાઓ અને નાટકના તખ્તા ઉપર આવી ફાંકડે રાવની માફક આમતેમ બોલી પોતાની વિદ્વત્તા દેખાડવાની તક શોધતા અનુમોદનદાતાઓ એ સઘળાઓએ કેળવણીના પ્રચાર માટે પોતાની તીજોરીપર કેટલોક ટેક્ષ નાખ્યો ? કેટલાકો એમ પણ જવાબ આપે છે કે, પૈસા આપવાને માત્ર અશિક્ષિત લોકો—વ્યાપારીઓ જ—બંધાયલા છે ( જાણે કે 'વ્યાપારી'

'કરતાં એ. બી. સી. ડી ભણેલાઓ વધારે ઉચ્ચ કોટિના હોય નહિ!)
અને પોતે તો એકાદ ભાષણ કે લેખ લખવા જેટલી કે સભાપતિની
ખુરશી સ્વીકારવા જેટલી તકલીફ લે તે પણ સમાજ ઉપર મ્હોટી
મહેરબાની કરે છે! આવી માન્યતાવાળા 'કેળવાયલા'ઓને–ખરી કેળવ-
ણીનો ધ્વનિ જહેમનામાં હજી આવવા પામ્યો નથી તેવા અજ્ઞાનોને
–સદ્ગત શ્રી વિષ્ણુશાસ્ત્રી ચીપલુંકરનું દૃષ્ટાંત સમર્પણ કરવા
હું રજા લઇશ, કે જે નરરત્ન માત્ર ૩૨ વર્ષની ઉમરે મૃત્યુ પામ્યો
હતો, પણ તે ટુંક જીંદગી દરમ્યાન જેણે અસાધારણ દેશસેવા બજાવી
હતી. એનો જન્મ ૧૮૫૦ મા થયો હતો, કે જે વખતે હિંદમાં
સ્વદેશાભિમાન મૃતપ્રાય હતું. મહારાષ્ટ્ર કે જે હાલ નેશનેલીઝમનું
કેન્દ્ર સ્થાન ગણાય છે ત્હેમા એ જુસ્સો પ્રથમ પ્રેરનાર અને ફેલા-
વનાર આ યુવાન હતો. ૩૨ વર્ષની ઉમરે મૃત્યુ પામવા પહેલાં એણે
ન્યુ ઇંગ્લિશ હાઇસ્કુલ સ્થાપી કે, જેમાંથી પાછળથી ફરગ્યુસન કૉલેજ
થઇ, 'કેશરી' અને 'મરાઠા' નામના પ્રથમ દરજ્જાના બે વર્ત્તમાનપત્રોને
જન્મ આપ્યો, 'આર્યભૂષણ' અને 'ચિત્રશાલા પ્રેસ' ખોલ્યાં, સસ્તા
સાહિત્યના પ્રચાર માટે કીતાબખાનુ સ્થાપ્યુ અને લાખો રૂપિયાની
જરૂર પડે એવા આ કામો કરીને નહિ અટકતાં સમાજસુધારણાની
અનેક હીલચાલોમાં ખુલ્લી કે છુપી રીતે અનેક રંગ ભજવ્યા;—અને
તે સઘળુ માત્ર ૩૨ વર્ષની ઉમરમાં! શુ હૃદયમા માતૃભૂમિ કે સ્વ-
ધર્મ કે સ્વકીય કોમ માટે 'અભિમાન'ની 'આગ' ઉત્પન્ન થયા વગર
આવુ કાઇ બની શકે? લાલા લજપતરાયે હિન્દ માટે ઘણુ એ કર્યું
પરન્તુ તે એક 'જૈન' તરીકે કાયમ રહીને નહિ પણ એક આર્યસમાજી
તરીકે; કારણ કે (મ્હારા માનવા પ્રમાણે) કર્ત્તવ્યયજ્ઞમાં પોતાના
સર્વસ્વને હોમવાને કુદી રહેલા એ 'આગના તણખા'ને 'ઠંડાગાર' જૈન
સમાજનુ વાતાવરણ પ્રતિકૂલ લાગ્યુ. ખરૂ છે કે બહાદુરો બહાદુરની
જ સોબત ઢુંઢે છે; ક્ષત્રિયાત્માઓ વૈશ્યાત્મા કે શૂદ્રાત્માની સોબતમાં
રહી શકતા જ નથી.

મહત્તા—ઉચ્ચતા–nobility–greatness કોનામા છે?—
કેળવાયલા કહેવાતાઓમાં, કે જહેમને તેઓ અજ્ઞાન કહે છે તેઓમાં?
...જોઇએ; એ જ મુંબઇ શહેરમા એક વખત જૈન કૉન્ફરન્સ ભરાઇ
હતી, હજારો જૈનો પુતળાંની માફક બેઠા હતા. ભવ્ય નાટકશાળામાં
ખાસ્સો તમાસો ચાલી રહ્યો હતો,–એકાએક તે 'મહાન નર' પ્રેમચંદ
રાયચંદ વીજળીની પેઠે ચમક્યો, 'શું ચાલે છે?' એટલુંજ માત્ર ધીમેથી

પૂછ્યું અને કેળવણીની હીમાયત ચાલે છે એમ સાંભળતાં જ 'લખો મ્હારા પાંચ હજાર' એમ એનાથી બોલાઇ જવાયું. 'ભાગ્યું ભાગ્યું તો પણ ભરૂચ'! અનેક વારાફેરી અનુભવવા પામેલા, અનેક વિટંબનામાં ઘાયલ થયેલા તે શૂરા સીપાઇએ તે વખતે જે બહાદૂરી કરી તેવી આજ સુધી કૉન્ફરન્સના પ્લૅટફૉર્મ પરથી કોઇએ કરી નથી. એને મન તે વખતે પાચ હજાર તે પચાસ લાખ હતા, પણ બહાદૂર ક્ષત્રિય શુ 'લેખાં ગણવા'નુ પસંદ કરે છે કે? અને એના એ સાચા શૌર્યની નૈતિક અસર સમ્મેલન પર એવી તો સચોટ થઇ કે અત્યાર સુધી મુઠી વાળીને બેઠેલા જૈનો હવે રૂપિયા અને ગીનીઓનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા! શું ભાષણથી દહાડો વળે છે? ના, ના; દિલની સચ્ચાઇનો પડઘો જ—એની નૈતિક અસર જ—બલવાન છે.

શાસ્ત્રો છપાવવામાં મહાપાપ છે એવી દૃઢ માન્યતા વાળા જમાના વચ્ચે જે બાબુએ લાખોના ખર્ચે સઘળાં જૈન આગમો છપાવી વિનામૂલ્ય પ્રચાર કર્યો તે બાબુ શુ 'કેળવાયલા' હતા? ઇંદોર જૈન હાઇસ્કુલ અને ભવ્ય બોર્ડીંગ તથા પાઠશાળા, મુંબઇની જૈન હાઇસ્કુલ અને મુંબઇમાંની જૈન બોર્ડીંગો, આ સર્વ સ્થાપનારાઓ કઇ હાઇસ્કુલ કે કૉલેજમા ભણેલા હતા? આજના 'કેળવાયલા' જૈનો —સારી આમદાની છતાં મ્હો છૂપાવનારા 'સ્વાર્થસાધુ'ઓ— બીનકેળવાયલાઓના આત્મભોગ અને મહત્તા આગળ નીચું જોયા વગર ભાગ્યે જ રહી શકે.

'ફંડ'ના મુદા પર બોલતા મ્હેં ઘણો વખત લીધો છે, પણ ધ્યાનમા રહેવું જોઇએ કે, હુ 'કેળવણી ફંડ'ને ઉદ્દેશીને બોલુ છુ અને કોમમાં :કરવા લાયક સઘળા સુધારાનો મૂળ પાયો કેળવણી જ છે. બાળલગ્ન, વૃદ્ધવિવાહ, કુસપ, ફજુલ ખર્ચ ઇત્યાદિ વિરૂદ્ધ ભાષણો આપવાથી કે ઠગવો કરવાથી કાઇ લીલુ વળવાનુ નથી, જે અજ્ઞાનમાંથી એ સઘળી 'બલા'ઓ જન્મી છે તે અજ્ઞાનનો અભાવ થયેથી તે બલાઓ પણ આપોઆપ અને કુદરતી રીતે અદૃશ્ય થશે. માટે કૉન્ફરન્સ જો કરવી જ હોય તો કેળવણીના પ્રચાર ઉપર સઘળુ લક્ષ રોકો અને એ પ્રચાર માટે બને તેટલુ મ્હોટું ફંડ કરો. એ ન બને તો, કૉન્ફરન્સ માત્ર નકામી જ નહિ પણ નુકશાનકારક છે; કારણ કે કોમના પૈસાનો તે નકામો ભોગ લે છે. કૉન્ફરન્સનો જન્મ કેળવાયલાઓ વડે થયો છે અને તે છતાં તેઓ છેલ્લાં છ વર્ષની દરમ્યાન કેળવણી ખાતે કુલ આવક માત્ર રૂ.

૨૦૦૦) ની જ કરી શક્યા છે,–બીજા શબ્દોમાં કહીએ તો ચાર લાખ શ્વેતામ્બર મુર્તિપુજક જૈનોને કેળવવા પાછળ છેલ્લાં ૯ વર્ષમાં સુમારે રૂ ૨૦૦૦) (આથાદીક વર્ષે ,, પાઇ) ખર્ચવા જેટલું જ પરાક્રમ કૉન્ફરન્સે કર્યું છે, જ્યહારે પાછળ પડતી અને ન્હાની સંખ્યા ધરાવતી અન્ય હિંદુ કોમોના કૉન્ફરન્સોએ એકેક વર્ષમાં બબ્બે ચચ્ચાર લાખનું ખર્ચ આ રસ્તે કર્યું છે કેળવાયલા જૈનોને ત્હેમની આ નૈતિક નાદારી માટે હજીએ પશ્ચાત્તાપ થવા પામો અને અર્થ વગરનાં ધાંધળ તથા યોગ્યતા વગરનાં માનપાન છોડી કોમને **ખરી રીતે** અને **મ્હોટા પ્રમાણમાં** કેળવવા પાછળ તેઓ કમર કસીને લાગો !

બે ન્હાના મુદ્દાઓ પર દૃષ્ટિપાત કરી આ ચર્ચાને સમાપ્ત કરીશું. આ બેમાંનો પ્રથમ મુદ્દો ભાષણોની ચિકિત્સા છે. દશમી જૈન કૉન્ફરન્સ પ્રસંગે થયેલાં ભાષણોમા પ્રતિભા––'ઉડાણ' કે 'ઉચાણ'––છટા કે ગાંભીર્યની ખરેખર ન્યૂનતા હતી. ઘણાખરા તો તદ્દન નિર્માલ્ય બોલનારા હતા. વિષયને વળગી રહીને બોલનારા પણ બહુ જ થોડા હતા. કેટલાકો લોકપ્રિયતાની ઇચ્છાથી પ્રેરાઇ 'કાચુ કાપવા' પણ ચૂકયા નહતા. એક લોકપ્રિય પંડિતે કહ્યું કે ચોટલી અવશ્ય રાખવી જોઇએ, તે તો પરમાત્માના મંદિરની ધ્વજા છે ! એકે ૧॥ કલાક સુધી માત્ર 'વૈરાગી'નો અને હઠ્ઠાના યશોગાન ગાનારા ભાટનો જ પાઠ પ્લૅટફૉર્મ પર ભજવ્યો હતો! બીજાઓનું તો કહેવું જ શું, ખુદ વિદ્વાન તરીકે વખાણાયલા રા. કુંવરજી આણંદજીએ ધાર્મિક શિક્ષણવાળા ઠરાવપર બોલતાં કાચું કાપ્યું હતું ત્હેમણે (વિનાપ્રસંગે) જણાવ્યું હતું કે, જૈન શાસ્ત્રો માત્ર અધિકારીએ જ વાચવા જોઇએ અને ત્હેનાં ભાષાન્તર થવાં કે છપાવાં ન જોઇએ, જ્યહારે એ જ કૉન્ફરન્સે ચોથા ઠરાવ મારફત જૈન શાસ્ત્રોની પ્રસિદ્ધિ અને પ્રચાર કરનારાઓને ધન્યવાદ આપ્યો છે. અધિકારી–અનધિકારીનો ભેદ વસ્તુતઃ સાચો છે કે કેમ એ વિષય ગહન છે અને અત્રે તે આડકથામાં ઉતરવું વાજબી પણ નથી; પરન્તુ જે કૉન્ફરન્સ શાસ્ત્રોની પ્રસિદ્ધિને અનુમોદન આપનારો ઠરાવ કરે છે તે જ કૉન્ફરન્સમાં ત્હેના જ આગેવાન તરીકે ખપવા મથતા ગૃહસ્થે વધુ નહિ તો એ બીનજરૂરી મુદ્દાપર મૌન સાચવવા જેટલું તો શાણપણ અવશ્ય ધરાવવું જોઇતું હતું. ટુંકમાં કહેવું બસ થશે કે, દશમી જૈન કૉન્ફરન્સે વક્તાઓની પસંદગી કરવામાં બેદરકારી બહુ રાખી હતી.

છેલ્લો મુદ્દો કૉન્ફરન્સમાં હાજરી આપનારા અમુક મુનિને લગતો છે. પ્રમુખની ખુરશી પાછળ એક પાટ મુનિઓ માટે મૂકવામાં આવી હતી, જે ઉપર અમુક મુનિ બિરાજ્યા હતા. એ જ ધર્મના પરન્તુ ભિન્ન 'સંધાડા'ના બીજા મુનિ આવી પહોચતાં અને પાટપરની ખાલી જગાપર બેસવાની માગણી કરતાં પ્રથમ બેઠેલા મુનિએ સાફ ના કહી હતી અને લાંબા વખત સુધી ઉભા રહી પગ થકવ્યા બાદ શ્રાવકોએ પાછળથી આવેલા મુનિને બીજે સ્થળે લઇ જઇ બેસાડયા હતા આનો કાંઇ અર્થ થતો હોય તો તે એ જ કે, કૉન્ફરન્સ સમસ્ત શ્વે૦ મૂ૦ જૈન સંઘની **નથી,** પણ અમુક સંઘાડાની માલેકીની ચીજ છે' હસવુ તો એ વાત પર આવે છે કે, ચેલાઓ ઐક્ય કરવાની કોશીશ કરે છે, જ્યહારે ગુરૂઓ ઐક્યના સ્થળે જ કુસંપનો દેખાવ અને સાર્વભૌમ સત્તાની લોલુપતાનું પ્રદર્શન કરતાં શરમીંદા થતા નથી' **અને આવા ગુરૂઓથી અમારે તરવું છે '**

ઠરાવોની બાબતમાં હું આ ચર્ચા પ્રસંગે કાંઇ જ કહેતો નથી. એનું કારણ એ છે કે ધારાશાસ્ત્રીઓનું ટોળું ઠરાવો ઘડવામાં કુશળ હોય એ તો એક સામાન્ય વાત છે, પણ નિબંધો લખવા, ઠરાવો કરવા, કાગળપર મજાની યોજનાઓ ચીતરી કહડાવી એ તો સ્કુલ કે કૉલેજમાં જતો વિદ્યાર્થી પણ પ્રાય કરી શકે છે; લખવું એ એક ચીજ છે, કરવું ( અર્થાત કરવાની વૃત્તિ હોવી, અને કરવાની શક્તિ હોવી ) એ **બીજી** ચીજ છે. કૉન્ફરન્સની આટઆટલી બેઠકો થઇ, એમાં ઘણાએ ઠરાવો થયા; પણ એકે ઠરાવ પર અમલ કરવાની વૃત્તિ અને શક્તિ આટઆટલા ઠરાવો ઘડનારા, ઠરાવો જાહેર કરનારા, ઠરાવોપર ભાષણ આપનારા અને ઠરાવોપર પ્રશંસાયુક્ત લાંબીચોડી ઍડીટોરીઅલ્સ લખનારા પૈકી કોઇએ બતાવી હોય એમ જોવામાં આવ્યુ નથી. બોલવા-લખવામાં કાંઇ ટેકા બેસે છે ? કૉન્ફરન્સની બેઠકની શરૂઆતમાં જ્યહારે રા. રા. મોહનલાલ દ. દેશાઇ કૃત હોરી ગાવામાં આવી કે—

આ પરિષદ્‌થી લાભ થયા છે, વિશેષ થવાની તૈયારી,
આપ સહુની પુષ્ટ મદદથી, શંકા બીક નિવારી,
લઇશું અમો લ્હાનો ભારી,
આજનો દિન આનંદકારી.

ત્યહારે એ કવિતા વગરની કવિતામાંના દરેક શબ્દના ઉચ્ચાર વખતે મ્હને હસવું આવતું હતું: લાભ **થયા છે** ( કલ્પનામાં જ ' ),

વિશેષ લાભ થવાની તૈયારી છે ( કદાચ હશે, પણ ઉડી ગયું ! ), આપ સૌની પુષ્ટ મદદ ( હજારો માણસોએ મળીને રૂ ૨-૩ હજાર —અને તે પણ કેટકેટલા આગ્રહને પરિણામે—આપ્યા, એવી જબરી પુષ્ટ મદદ ! ), ભારી "લ્હાવો" ( હા, જાનૈયા બની ફક્કડ થઈ ફરવાનો લ્હાવો તો ખરો જ ! ), આજનો દિન આનંદકારી ( આજ આજનો દિન !—અને પછી કાલ તો સોડ તાણીને સુવુ જ છે ! )... તેમજ રા. નર્મદાશંકર શાસ્ત્રીનું " ભવ્ય ભારત તણા ધર્મવીરો મળ્યા, કુસુમ કરમાં ધરીને વધાવો ! " એ પદ સાંભળીને તો ખેદનો પાર જ રહ્યો નહિ. ભારતીમાતાનુ પવિત્ર નામ, ત્હેની સાથે જોડાયલો અભિમાન લેવા યોગ્ય 'ભવ્ય' શબ્દ, ભારતનાએ વળી ધર્મવીર ! ક્યહાં હિંદ ? જૈન સમાજમાં ? હા, દૈવ ! અમે તો ભારતી માતાને ખાનગીમાં તો શું પણ કૉન્ફરન્સ જેવા મેળાવડામાંયે યાદ કરતા નથી અને ' ધર્મવીર ' હોવાનુ ગાઇએ છીએ. ખરેખર, થુક ઉડાડવામાં અને બહુ તો તાલી આપવામાં અમે વાણિયા ' બહુ ' વીર છીએ ! કાં તો અમે સભા—સોસાઇટી અને ભાષણનાં પાશ્ચિમાત્ય અનુકરણ છોડી અમારા દાદાઓના સાચા પૌત્રો બનીએ અર્થાત્ આગમચેતીવાળા, થોડુ બોલનારા, સાદા, કરકસરીઆ, સંપીલા, વ્યવહારકુશળ અને વ્યાપારદક્ષ 'વાણિયા' બનીએ તો અમારો ઉદ્ધાર છે, અગર તો જહેમનું ' અનુકરણ ' કરવામા અમને 'મઝા' પડે છે ત્હેમના જેવા સખ્ત મહેનતુ, રગેરગે સ્વદેશદાઝની ખુમારીવાળા, અભ્યાસમા ઉંડા, સાહસિક, જાહેર હિમનના પ્રેમી, પ્રશસ્ત ક્રોધ ( noble indignation ) થી રસમોળ, તથા વૈરાગ્ય અને નાતજાતની બેડીઓથી છુટા બનીએ તો અમારો ઉદ્ધાર છે. બન્ને આદર્શો અમારા જેવા નિર્માલ્યોને કઠીન લાગે છે તેથી અમે ભારતી અને વણિક તથા જૈન નામોના ઉચ્ચાર માત્ર વડે અભિમાન લઇએ છીએ અને પાશ્ચિમાત્યોનો 'વેશ' ભજવનારા—અને તે પણ 'થર્ડ રેટ ઍક્ટર'—બનીએ છીએ. કા તો સારા પુરૂષો, અને કાં તો સારી સ્ત્રીઓ : બન્નેને દુનિઆમા જગા છે, કર્તવ્યો છે, ઉપયોગિતા છે અને બન્નેમાં પોતપોતાની ખાસ મહત્તા ( greatness ) છે; પરન્તુ નહિ પુરૂષત્વ અને નહિ સ્ત્રીત્વ એવા સામે તો એક દૃષ્ટિ પડવી એ પણ મહાદુઃખનો વિષય છે. આજે એકંદર જૈન વર્ગમાં—શું દિગમ્બર કે શું શ્વેતામ્બર મૂર્તિપૂજક કે શું શ્વે. સ્થાનકવાસીમાં—તેમજ ઘણું-

ખરી અન્ય હિંદુ કોમોમાં—મહત્તા અને પ્રગતિ દેખાવ માત્ર છે; નથી સાચા પુરૂષો, નથી સાચી સ્ત્રીઓ; સ્ત્રી પુરૂષત્વથી હીન મુડદાંઓનાં ટોળેટોળાં દેખાય છે અને એ ટોળાં જ્યહારે 'રાજાનો વેશ' કહાડે છે ત્યહારે રસની કિંમતવાળા પ્રેક્ષકને એમના ઍક્ટીંગથી અસહ્ય કંટાળો અને દુર્ગંછા સહજ આવે છે.

**નવા જૈન રાવબહાદુર:**—મુંબઇના ઝવેરી મહાજનના પ્રમુખ સુરતનિવાસી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન બન્ધુ શ્રીયુત હીરાચંદ નેમચંદ જે. પી. ને ના૦ શહેનશાહના જન્મ દિવસની ખુશાલીમાં, 'રાવબહાદુર'નો ખીતાબ બક્ષવામાં આવ્યો છે. જૈન પત્રોના જણાવવા મુજબ આ ગૃહસ્થે ૧૯૧૩ ના દુષ્કાળ ફંડમાં રૂ ૫૦,૦૦૦ પોતાના હસ્તકના ફંડમાંથી કાઢી આપ્યા હતા. પોતાના પિતાના નામથી સુરતમાં તેઓએ 'નર્સીંગ ઇન્સ્ટીટયુટ' સ્થાપ્યુ છે. ચાલુ યુરપિય યુદ્ધની શરૂઆતમાં પણ ત્હેમણે પોતાના હસ્તકનાં ફંડોમાંથી રૂ. ૫૦૦૦) અને પદરથી પણ અમુક રકમ આપી હતી. ઑનરરી પ્રેસીડન્સી મૅજીસ્ટ્રેટ, જસ્ટીસ ઑફ ધ પીસ અને (હાલમા) રાયબહાદુર એવા ત્રણ હોદ્દાથી નામદાર સરકારે એમને નવાજ્યા છે. સરકાર માનચાંદ બક્ષે યા ન બક્ષે તેથી ખુશ—નાખુશ થવા જેવુ કાંઇ નથી પણ જનસમાજની સેવા બજાવવાની 'ઇચ્છા' હોવી અને 'શક્તિ' મળવી એ સેવા કરનાર તેમજ સેવા સ્વીકારનાર બન્નેને માટે સુખદાયક છે. ગરીબડા હિંદને આવી ઘણી સેવાઓની અને ઘણા સેવકોની ભૂખ છે.

**મહાન સખાવત**—વિદ્વાન મુનિશ્રી ચારિત્રવિજયજી મહારાજના ઉપદેશ અને સલાહથી જાણીતા શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન ગૃહસ્થ શેઠ દેવકરણ મુળજીએ થોડા વખત ઉપર જ્યહારે કાઠિયાવાડના ગામ વનથલીમાં મંદીર બંધાવવા પાછળ રૂ. ૫૦,૦૦૦ જેવી નાદર રકમ ખર્ચી ત્યહારે ખર્ચ કરનાર મહાશયની ભક્તિ અને ઉદારતાની તારીફ થવા સાથે, જમાનાને અનુસરતો ઉપદેશ આપનાર મુનિ તરીકે મશહુર થયેલા શ્રી ચારિત્રવિજયજી મહારાજના સમ્બન્ધમાં એવી પણ ટીકા થતી સંભળાતી હતી કે, તેઓશ્રી કેળવાયલાઓના માનીતા થવા માટે જ મુંબઇ જેવા કેળવણીના કેન્દ્રસ્થાનમાં વ્યાખ્યાન આપતી વખતે નવાં મંદીરો પાછળ લખલૂટ ખર્ચ કરવાની વિરૂદ્ધ બોલતા હતા તથા કેળવણી પાછળ જ ખર્ચ કરવાની સજ્જડ હીમાયત કરતા હતા, અને જુના વિચારવાળાઓ સાથે પ્રસંગ પડતાં ત્હેમને મંદીરો બાંધવાની સલાહ આપી એમના માની-

તા થવાની તક પણ જવા દેતા નથી. એ તો ગમે તેમ હો, પરન્તુ એમની સલાહથી અને દેખરેખ નીચે મંદીર બંધાવવામા રૂ. ૫૦૦૦૦) ખર્ચ કરનાર ભક્ષા શેઠ દેવકરણભાઇએ હમણાં, ઉક્ત મુનિની ગેરહાજરીમાં અને એમની સલાહ વગર જ, પ્રથમથી પણ વધારે મ્હોટી રકમ કેળવણી પાછળ અર્પણ કરીને ચારિત્રવિજયજી જેવા મુનિ કરતાં પોતામાં કાંઇક વધારે ચારિત્રબળ હોવાનું પુરવાર કરી આપ્યું છે. પેપરોમા આવેલી વિગતોથી સહમજાય છે કે, શેઠ મજકુરે રૂ. ૫૦ હજારની નાદર રકમ જુનાગઢની 'સૌરાષ્ટ્ર વીશાશ્રીમાળી જૈન-બોર્ડીંગ'ને આપવાનુ જાહેર કર્યું છે, એટલું જ નહિ પણ જો જ્ઞાતિજનો આપસમાંથી રૂ. ૨૫,૦૦૦ એકઠા કરે તો બીજા ૫૦,૦૦૦ પોતાની તરફથી વધારી આપવાનું પણ કબુલ્યું છે; મતલબ કે, એ રીતે એકદરે સવા લાખ રૂપીઆની મદદ ઉક્ત સસ્થાને મળશે. શેઠ દેવકરણભાઇના આ કૃત્યને બેવડો ધન્યવાદ ઘટે છે; ધન્યવાદ એટલા માટે કે લક્ષ્મીના પોતે 'માલીક' નથી પણ 'ટ્રસ્ટી' છે એ વાતનું તેઓને સારી રીતે ભાન થવા પામ્યું છે અને ત્હેને જ પરિણામે આવી મ્હોટી સખાવતો કરવા તેઓ બહાર પડયા છે, અને પોતાના જ્ઞાતિભાઇઓને પણ દાન ગુણ શીખવવાનો એમણે ઘણો સુંદર રસ્તો શોધી કહાડયો છે તે માટે પણ ત્હેમને ધન્યવાદ આપ્યા વગર ચાલે તેમ નથી. તેઓને તો હરકોઈ રીતે લાખ રૂપીઆનુ દાન કરવું જ હતું, પરન્તુ પોતાના જ્ઞાતિજનો દાનગુણ શિખવા ફરજયાત રીતે તૈયાર થાય એવા શુભ હેતુથી એમણે જે શરત નાખી છે તે ખરેખર તારીફને લાયક જ છે. આપણે આશા રાખીશુ કે તે ઉદાર મહાશયના જ્ઞાતિબધુઓ ત્હેમના જ જેવા આત્મબળથી પચીસ હજારની રકમ એકઠી કરવામાં ફતેહમદ થશે. આ સ્થળે જરા વિશાળ દૃષ્ટિથી આ સખાવતના ક્ષેત્ર ઉપર નજર કરવાની જરૂર છે. હિન્દની અનેક કોમોમાની એક વણીક કોમ, ત્હેમા પણ માત્ર વીશા શ્રીમાળી, અને ત્હેમાં પણ માત્ર સૌરાષ્ટ્રના જ વતનીમાં આવી મ્હોટી સખાવત ગોંધી રાખવા કરતાં સમસ્ત દેશના સમસ્ત શ્રીમાળી વણીકોને હકદાર થવા દીધા હોત તો વધારે ડહાપણભર્યું ગણાત અને સમસ્ત વણીક કોમ એ રકમમાંથી લાભ લઇ શકે એવું રાખ્યું હોત તો એથી પણ વધારે ડહાપણભર્યું ગણાત. ઉંચી કેળવણી હરેક માણસને માટે નથી; તે માત્ર તીવ્ર બુદ્ધિ

ધરાવનારાઓ માટે જ છે. ગમે તેવા મંદ બુદ્ધિવાળાને મદદ આપી બી. એ. કરવાથી દેશનો કે સમાજનો કાંઇ ઉદ્ધાર થવાનો નથી; ઘણાએ 'મીઠા વગરના' ગ્રેજ્યુએટો આપણી નજરે પડે છે, જેઓ કીડાની પેઠે ન છૂટકે જીવવું પડતું જીવતર જીવે છે અને સાહસ, ખંત, દીર્ઘ દ્દષ્ટિ, ઉછળતું લોહી એમનામાં મુદ્દલ જોવામાં આવતું નથી. માત્ર યોગ્ય યુવાનોને જ મદદ આપીને આગળ વધારવાથી દેશને લાભ છે; અને એ સિદ્ધાંત જેઓ બરાબર સ્હમજે છે તેઓ એક ન્હાના પેટાવર્ગ પાછળ મ્હોટી સખાવત કરવા કરતા મ્હોટા સર્કલમાથી યોગ્ય પાત્રો શોધી શોધીને તેમને જ પોતાની સખાવતનો લાભ આપવાનું વધારે પસંદ કરે છે. જે વખતે સ્વરાજ્યની માગણીનો અવાજ હમેશ કરતાં વધારે ને વધારે બુલંદ થવા લાગ્યો છે, જે વખતે જ્ઞાતિ અને ઉપજાતિઓની બેડીઓને સ્વરાજ્યના રસ્તાના કંટક તરીકે જાહેર કરવા અને વખોડી કહાડવાના અગાઉ કરતાં વધારે પ્રમાણમા પ્રસગો નજરે પડે છે, તેવા વખતમાં હિન્દના ઉદાર પુત્રોએ પોતાની સખાવતોનાં ક્ષેત્રો સંકુચિત કરવાં એ દેશોદય માટે જરાક નાસીપાસી ઉપજાવનાર—કોમીજનોને નહિ તો રાજદ્વારી જનોને તો જરૂર—થઇ પડશે. જે કાંઇ જાહેર કરાઈ ચુક્યુ છે તે હવે ફેરવી તો શકાય નહિ, પણ રકમ આપતી વખતે ઉક્ત સંસ્થાના કારોબારીઓને સ્હમજાવીને એટલી કલમ ઉમેરાવવાનું તો શક્ય છે કે, જો કે સૌરાષ્ટ્રના વીશાશ્રીમાળી વણિક વિદ્યાર્થીને ખાસ પસદગી આપવામાં આવશે, તથાપિ તેઓની સખ્યા થોડી હશે તો હરકોઇ પ્રાંતના વિશાશ્રીમાળીને અને ત્યાર પછી 'હરકોઇ વણીક'ને પણ લાભ આપી શકાશે. બીજું, ટ્રસ્ટડીડ તૈયાર કરવામાં અને બોર્ડીંગની વ્યવસ્થા માટે નિયમો ગોઠવવામાં કોઇ અનુભવી અને વિચારકની સલાહ લેવામાં આવશે તો વધારેમાં વધારે હિત સાધી શકશે. ત્રીજુ, રકમ મ્હોટી છે એટલા માટે મકાન ભવ્ય બનાવવું અગર વિદ્યાર્થીઓને ખવરાવવા—પીવરાવવા વગેરે પાછળ જરૂર કરતાં વધારે ખર્ચ કરવાની 'ભલાઇ' કરવી એવી સલાહ કદાપિ કોઇ દિશાથી મળે તો, તેથી દોરવાઇ જેવું જોઇતુ નથી. આ બાબતમાં 'હિતેચ્છુ'નો ગયા ડિસેમ્બરનો અંક કાળજીપૂર્વક વાંચી જોવા વ્યવસ્થાપકો તથા સલાહદાતાઓ પ્રત્યે મ્હારી નમ્ર સૂચના છે.

**એકી સાથે પાંચ લાખની સખાવત:**—ગયા એપ્રીલ માસમાં અમદાવાદ ખાતે પ્રસિદ્ધ જૈન ગૃહસ્થ શેઠ અંબાલાલ સારાભાઇએ ત્હેમના સ્વર્ગસ્થ કાકાની રકમમાંથી સ્થાપેલી જૈન બોર્ડીંગનો દબદબાભર્યો વાર્ષિક મેળાવડો કર્યો તે વખતે પડદા પાછળ ટીકા કરનારા કેટલાક જૈનોને જવાબ અને દીલાસો આપવા રૂપે મ્હેં પ્લૅટફૉર્મ પરથી જણાવ્યું હતું કે, કેટલીક વાર શ્રીમંતો બે ચાર મીંડાવાળી રકમનુ દાન કરવા જેવા પ્રસંગે ચુપચાપ બેઠેલા જોવામાં આવે છે ત્યારે લોકો ત્હેમની દાનવૃત્તિ બાબતમાં શંકા કરવા લાગી જાય છે અને ટીકા કરે છે, પણ તેઓ ભૂલી જાય છે કે પવનવેગે ઉડનાર પક્ષીઓ ખાબોચીઆં જોવાની દરકાર કરવા થોભતા નથી, વિચારશીલ શ્રીમંતો ન્હાની ન્હાની સખાવતના પ્રસંગોને—કદાચ જાણીજોઇને પણ—જતા કરે, તથાપિ તે સર્વનું સાટું તેઓ એકાદ બાદશાહી સખાવતથી વાળી આપવાનો પ્રસંગ હમેશ શોધતાજ હોય છે. આ સામાન્ય ટીકા ઉચ્ચાર્યાને ભાગ્યે જ એક માસ થયો હશે એટલામાં તો ત્હેની સત્યતા સાબીત કરનારો એક બનાવ બનવા પામ્યો છે. લુહાણા કોમના એક શ્રીમંત ગૃહસ્થે 'લુહાણા હાઇસ્કુલ' ખોલવા માટે રૂ પાંચ લાખની રકમ આપવાનુ હમણા જાહેર કર્યું છે. શેઠ મજકુરે ધાર્યું હોત તો ઘણાં ન્હાનાં ન્હાનાં કામો પાછળ સો-પાંચસો કે હજાર-પાંચહજારની સખાવતો કરી શકયા હોત, પણ અત્યાર સુધી લોકોની ટીકાઓ ચુપચાપ સહન કરી એક સામટી લાખોની રકમ એક જ મ્હોટા કામ પાછળ ખર્ચવામાં ત્હેમણે ખરેખર વધારે માનભર્યો દેખાવ કર્યો છે. ત્હેમની આ સખાવત આજકાલ સર્વત્ર પ્રશંસાનો વિષય થઇ પડયો છે. મ્હને પોતાને તેથી નવો દીલાસો મળ્યો છે કે, જે જૈન શ્રીમંતો અદ્યાપિ પર્યંત દાનેશ્રી તરીકે બહાર નથી પડયા તેઓ પણ આ લુહાણા ગૃહસ્થની માફક—કારણ કે લુહાણા કે વણિક દરેકમાં કુદરત એક સરખી રીતે કામ કરે છે—એક દિવસ જરૂર મ્હોટી સખાવત વડે દુનિયાને ચકીત કરી નાંખશે. શરીરબળ, બુદ્ધિ, શ્રીમંતાઇ અને ગુમાન : એ સર્વ 'શક્તિ'ઓ છે. શક્તિ જેમ વધારે, તેમ તે માણસના રસ્તા પણ જનસાધારણ કરતાં જૂદા જ પ્રકારના હોય—અને હોવા જ જોઇએ અસાધારણનું સર્વ કાંઇ અસાધારણ હોય છે. ભીમ દિવસોના દિવસો સુધી ઉંઘ્યા કરે, પણ જાગે ત્હારે? ત્હારે એની સ્હામે ટકી શકે એવો પુત્ર કઇ માતાએ જણ્યો છે? તેમ મ્હોટા

શ્રીમંતો ન ખર્ચે ત્હાં સુધી ન જ ખર્ચે, પણ કોઇ વખતે, દારૂને દીવાસળીના પ્રસંગની માફક, કોઇક પ્રસંગ મળતાંની સાથે જ તેઓનું લક્ષ્મીબળ ભડકો કરી ગાજી ઉઠે છે. એવા પ્રસગો કાં તો મરણતુલ્ય બીમારીના રૂપમાં, કે કોઇના ઉપદેશના રૂપમાં, કે કોઇ અસરકારક દેખાવના રૂપમાં, અને છેવટે આંતર્સ્ફુરણાના રૂપમાં, આવે છે. જેઓને એવા કોઇ પ્રસગ મળવા **પહેલાં** આ દુનિયા છોડી જવું પડે છે ત્હેમના જેવા કમનશીબ-હતભાગ્ય બીજા કોઇ નથી. લક્ષ્મી રળવા અને જાળવવાની (અને બાપકમાઇની હોય તો માત્ર **જાળવવાની**) તકલીફ અને ચિંતા અને ઉપાધિ વર્ષો સુધી સહન કરવા છતાં, એ લક્ષ્મી વડે જગતને એક જરા 'ઉચું' લઇ જવાના કામમાંથી મળતો ગુપ્ત આનંદ—તે મૂંગી મજાહ—તે પૃથ્વી પરનું સ્વર્ગ—જેઓ ન ચાખવા પામે તેઓ **દયાપાત્ર** નહિ તો બીજું શું ? દાન, **લેનાર**ના સુખની દૃષ્ટિએ નહિ પણ **દેનાર**ના ગુપ્ત આનંદની દૃષ્ટિએ ઇચ્છવાજોગ છે. દુનિયા તેથી લાભ પામે પણ ખરી અને ક્વચિત ન પણ પામે, પણ દુનિયાને આજ કરતા કાંઇક વધારે ઉચે ખેંચી જવાનો **ખ્યાલ**—આહ તે 'જગનિયંતા'—'ઇશ્વર'—બનવાનો ખ્યાલ – કેવો તે જીવનપ્રેરક ખ્યાલ ! કેવો તે શક્તિપ્રેરક ખ્યાલ ! જગતના નિયંતા અને કર્ત્તા તરીકે કોઇ ઇશ્વર છે એવું માનવાની ના કહેનારા જૈનો માટે આથી **વધારે** ઉચો ખ્યાલ—ઉચી પદવી પ્રાપ્ત કરાવનારો વિચાર બીજો કયો હોઇ શકે? ઉત્ક્રાન્તિક્રમના નીચલા પગથીએ ઉભેલા લોકો ભલે 'દાનવીર' કે 'રાયબહાદુર'ના ખીતાબની આશાએ દાન કરે, તેથી કાંઇક ઉંચા પગથીએ ઉભેલા લોકો ભલે લોકોની વાહવાહ ખાતર દાન કરે, એથીએ ઉચા પગથીએ ઉભેલા લોકો ભલે કોઇનાં દુઃખ કે અગવડ જોઇ તેથી દુઃખી થઇ લાગણી ( emotion ) ને **વશ** બની દાન કરે, પણ એથીએ ઉચા પગથીએ ઉભેલા તો 'ઇશ્વર' અથવા 'શક્તિ' રૂપ બનવાની ગુપ્ત મજાહ અને છુપા સંતોષ ખાતર જ દાન કરે છે.

**સ્થાનકવાશી ક્રોડપતિની અપીલ**—લુહાણા, શ્વે૦ મૂ૦ **જૈન**, આદિ અનેક સમાજના શ્રીમંતોની લાખો રૂપીઆની **સખાવતો**ની હમણાં જ્યારે નોંધ લેવાય છે ત્યારે **સ્થાનકવાશી** જૈન સમાજના એક ક્રોડપતિની **અરજ** પર દુર્લક્ષ આપવું પાલવવું જોઇતું નથી. **અજમેરના** ક્રોડપતિ શેઠ **ચાંદમલજી**એ જીંદગીમાં કોઇ સંસ્થા સ્થાપવા

પાછળ સખાવત કરી હોય તો તે હુન્નરશાળા પાછળ જ, અને એ હુન્નર શાળા પોતાના **નામથી** જ ચાલતી હોવા છતા શ્વે૦ કોન્ફરન્સની માલેકીના 'જૈન વિદ્યોત્તેજક ફંડ'ની આખી મુડી ઉક્ત ખાનગી ખાતામા નાખીને મહીને સો-દોઢસોના ખર્ચની આ નિર્માલ્ય સંસ્થા જેમતેમ નીભાવવામાં આવે છે; એટલોએ બોજો ઉપાડતાં થોડા મહીનામાં શેઠ મજકુરના પુત્ર થાકી જવાથી એ સંસ્થાને મદદ કરવા માટે હમણાં ઉપરાઉપરી **જાહેર અપીલો** કરવામા આવે છે. હું આ બાબતમા કોઇને ઠપકો આપવા માગતો નથી (કારણ કે, દીલનુ દુલ્લાપણું એ આપણી 'ઇચ્છા' માત્રથી કોઇમા આવી શકે જ નહિ અને સસ્કારી જીવ સિવાય બીજાને ત્હેનો સ્પર્શ પણ થવો સભવતો નથી ); પરન્તુ આ પ્રસગ યાદ કરવામા મ્હારો હેતુ માત્ર 'સ્થાનકવાશી જૈનોમા ધનાઢ્ય પુરૂષો **નથી, માટે** મ્હોટી સખાવતો થતી નથી' એમ માનનારની અને કહેનારની આંખો ઉઘડાવવાનો જ છે. ક્રોડપતિઓ છે, લખોપતિઓ છે અને અધલાખ-લાખના માલીકો તો ઘણાએ છે, પૈસાનો કાળ નથી પણ 'પાણી'નો કાળ છે. 'પાણી' વગરના-મહત્તા વગરના-ઉચ્ચ શોખ વગરના-દુલ્લાદીલ વગરના લોકોથી બનેલો સમાજ જીવવાને અધિકારી નથી.

**પંદર રૂપીઆમાં શ્રીમંત પિતાનું અને મહાવીરદેવનું સ્મારક કરવાનો અદ્ભુત ટુચકો**—'સ્થાનકવાશી કોન્ફરન્સ પ્રકાશ' પત્ર તા. ૧૬ એપ્રીલના અંકમા લખે છે કે, સ્વર્ગસ્થ ત્રિભુવનદાસ મોણસી મોરબીનિવાસીના '**સ્મરણાર્થે**' ત્હેમના સુપુત્ર દુર્લભજી ત્રિ. ઝવેરીએ 'સંઘ સેવા' નામનુ પેમ્ફલેટ '**મહાવીર જયંતિની પ્રભાવના તરીકે**' છપાવી વહેંચ્યું છે, કે જે પેમ્ફલેટ 'કર્તવ્યપથપ્રદર્શક, દરેક જૈને મનન કરવા યોગ્ય, ઉત્તમ શૈલિમાં જૈનોની ફરજ સ્હમજાવનારૂ છે.' ઉક્ત પેમ્ફલેટ મ્હને પણ અભિપ્રાયાર્થે મળેલુ હોવાથી મ્હને બોલવાની જરૂર પડે છે. પેમ્ફલેટની શૈલિ અને વિચારો ઉપર હું અભિપ્રાય આપી શકું નહિ, કારણ કે મ્હારા પોતાના હાથથી લખેલા લેખ ઉપર હું અભિપ્રાય આપુ એ શિષ્ટાચારથી વિરૂદ્ધ ગણાય ( અને ખરેખર એ મ્હારો પોતાનો જ લેખ છે, કે જે ૫-૭ વર્ષો ઉપર લખાયો-છપાયો હતો અને ફરી એ જ લેખ એક શ્વે૦ મૂર્તિપૂજક જૈન પત્રકારે પોતાની કોમની કોન્ફરન્સના હિતાર્થે 'રિપ્રીન્ટ' કર્યો હતો. ) મ્હારા વિચારો, મ્હારી

શૈલીસે અને મ્હારી ખાસ શૈલિ, બીજા લેખકોને પણ મ્હારા લેખ 'રિપ્રીન્ટ' કરવાની ઇચ્છા થાય એટલા જ ઉપરથી, કાંઇક નવીનતા, શક્તિ કે સૌંદર્ય ધરાવનાર હોવાનું સાબીત થાય છે; એટલે પછી મી. ઝવેરીએ તે લેખ ફરી છપાવ્યો એ માટે હું દીલગીર હોઇ શકું નહિ. ઘણા લોકોને ત્હેનો વિનામૂલ્ય લાભ કોઇ પણ પ્રકારે મળવા પામે છે એ જોઇને પણ મ્હને સંતોષ જ થાય છે. પરંતુ જે રીતે અને જે આશયથી મ્હારા લેખનો ઉપયોગ કરવામા આવ્યો છે તે તરફ મ્હને અણગમો છે. મોરબીનિવાસી મી. ઝવેરી એ લખાણ મ્હારૂ હોવાનું બરાબર જાણતા હોવા છતાં મ્હારૂં ખુલ્લુ નામ એમાં મૂક્યુ નથી, એટલુ જ નહિ પણ મ્હારા લેખને શોભાવવા ખાતર મથાળે એક મુદ્રા લેખ તરીકે એક ન્હાનો 'ઉતારો' ( Quotation ) મૂક્યો છે, જેની નીચે પોતાનું નામ મૂક્યુ છે. મ્હારા લેખને શોભાવવાની જરૂર જ હોત ( એટલી એમા જે ખામી રહેલી મ્હને જણાત ) તો હું મ્હારા કરતાં વધારે સમર્થ વિચારકોનાં લખાણોમાથી કોઇ બલવાન ઉતારો ( ગુજરાતી, હિંદી, ઇંગ્લીશ કે સંસ્કૃત ભાષાના પુસ્તકોમાથી પસંદ કરીને ) મૂકી શક્યો હોત. મી ઝવેરી મ્હારા લેખપર મુદ્રાલેખ લખવા તૈયાર થાય એ તો ખરેખર જબરી ધીટતા જ છે. એ તો ગમે તેમ હો, પરન્તુ એક મનુષ્ય કે જે પોતાને એક કોમનો બેરખ્વાહ કહેવડાવતો હોય અને તે સાથે વળી શ્રીમત હોય તે પદર-વીસ રૂપૈડીના ખર્ચે પિતાનુ સ્મારક અને દેવ ( મહાવીર ) ની પ્રભાવના એવા બે ( અને તે પણ ) મહાન્ કાર્યો પતાવવા ઇચ્છે, એ ઓછુ હાસ્યાસ્પદ નથી. કદાચ મી ઝવેરી એમ સ્હમજતા હશે કે લોકો ધાવણાં બાળક છે, તે એક સાકરના ગાંગડાથી ખુશ ખુશ થઇ જશે. અને લોકો ખરેખર ન્હાનાં બાળક જ છે અને મી. ઝવેરીના આ પંદર-વીસ રૂપૈડીના ખર્ચે એક હજાર માણસોને વહેંચાયલી સાકરથી ખુશ થઇ તારીફ પણ કરતા જોવાયા છે, જો એમ ન હોત તો કૉન્ફરન્સનુ વાજીંત્ર લખત નહિ કે "કૉન્ફરન્સને જન્મ આપવામાં જે મહાશયનો મુખ્ય હાથ હતો તે મહાશયે પોતાના કર્ત્તવ્યનિષ્ઠ પિતાશ્રીના સ્મરણાર્થે અંગીકાર કરેલી આ પ્રવૃત્તિ સમાજહિતચિંતક અન્ય મહાશયોએ અનુકરણ કરવાયોગ્ય છે." હું ધારૂં છુ કે સ્થાનકવાશી જૈન કોમનો અંત હજી એટલો બધો નજીક નથી આવી પુગ્યો કે 'પ્રકાશ'ની આ સલાહ સ્વીકારી

તેઓ શ્રીમત પિતાનું સ્મારક અને મહાવીર દાદા તરફની ભક્તિનું સ્મારકઃ એવાં બે મહાન કામો પંદર-વીશ રૂપૈડીથી ઉકેલતાં શિખે, —એવું 'અનુકરણ' કરતાં શિખે! [ સ્વા૦ જૈન કૉન્ફરન્સના કહેવાતા આગેવાનોનુ ગણિત શાસ્ત્ર પિતા+દેવ= રૂ ૧૫ ] સ્વ૦ શ્રીયુત ત્રિભુવનદાસ ભોણસી ઝવેરી જેવા શ્રીમંત ગૃહસ્થ ( જેમને વળી 'સમસેવા'ના મુદ્રાલેખવાળા તથા 'કર્તવ્યનિષ્ઠ' ગૃહસ્થ તરીકે 'પ્રકાશ' જાહેર કરે છે )નું સ્મારક એક ન્હાનકડા પૅમ્ફલેટની હજારેક પ્રતો છપાવવાથી થઇ શકે જ નહિ. મી. ઝવેરીની માનીતી કૉન્ફરન્સને અંગે ૧૦-૨૦ હજારની સખાવત કરી હોત તો, એમની શ્રીમંતાઇના પ્રમાણમા અને એમના કીર્તિલોભના પ્રમાણમાં, કદાચ કાંઇક ઠીક કર્યું કહેવાત. પણ એવી કાંઇ સખાવતના સમાચાર હજી સુધી મ્હને તો મળ્યા નથી. હા, મ્હને એટલા ખબર તો મળ્યા છે કે મરહુમ પાછળ 'નુકતા' અથવા 'કારજ' કરવામાં તો થોડાક હજારની ઉદારતા અવશ્યમેવ કરવામાં આવી છે. હાનીકારક રીતરીવાજો વિરૂદ્ધ લાંબાંલાબા ટાયલાં-લેખો અને ભાષણોદ્વારા—કરનાર યુવાન, બાપનું નામ રાખવા માટે 'કારજ' કરી શકે છે અને કોમના ખેરખ્વાહ તરીકે ખપવાની પ્રબળ મહત્વાકાંક્ષા હોવા છતા કૉન્ફરન્સ, ટ્રેનીંગ કૉલેજ, બોર્ડીંગ હાઉસ, સ્કૉલરશીપ, શાસ્ત્રોદ્ધાર ઇત્યાદિ સમાજસેવાના કામમાં કાઇ પણ સખાવત કરી શકતા નથી, એ જાણવા પામતાં અમારા 'આગેવાનો', 'લેખકો', 'વકતાઓ' અને 'સુધારકો'ના હૃદયની નબળાઇ, લોકોની આંખમા ધૂળ નાખી મ્હોટાઇ મેળવવાની એમની ઘેલછા તથા એક અથવા બીજા પ્રકારના સ્વાર્થને પરમાર્થ તરીકે ખપાવવાની એમની મેલી યુક્તિઓ તરફ ભારે તીરસ્કાર છૂટ્યા વગર રહેતો નથી. એ તીરસ્કાર એઓના પોતાના હૃદયને તો સ્પર્શી પણ શકશે નહિ (કારણ કે ઉચ્ચાશયથી પ્રેરાતો તીરસ્કાર સ્પર્શી ન શકે એવાં બેહેર મારી ગયેલાં એમનાં હૃદય હોય છે.) પરન્તુ મ્હને તો એમનાં કાર્યોની પાછળ છૂપાયલા 'આશયો' જોવાની 'આંખ' હોવી એ પણ દુઃખનો વિષય થઇ પડે છે. દુનિયા જંગજાળ છે—જંજાળ છે-માત્ર એક ચાલુ ઠગાઇ છ એમ કહેનારા શું ખોટું કહે છે?

**જ્ઞાતિસંસ્થાની તૂટતી જતી બેડીઃ**—ગયા ડિસેમ્બરના અંકમાં જ્ઞાતિસંસ્થા સમ્બન્ધે વિવેચન કરતાં મનુષ્ય જાતિના **સ્વાભાવિક**

ભેદ (ચાર વર્ણ) સ્વીકારવા સાથે કૃત્રીમ ભેદ (જ્ઞાતિ—પેટાજ્ઞાતિ)-થી થતી પીડાઓ હું વર્ણવી ગયો છું, વળી સુધારાને નામે 'સગવડ-પંથી' બનનારી વ્યક્તિઓનુ અવલોકન પણ કરી ગયો છું. તેમજ આ લક્ષ્યને નજર સ્હામે રાખીને, કેવી રીતે, અને કયા ક્રમે, સમાજ-સુધારણા થવી ઇષ્ટ છે તે પણ યથામતિ જણાવી ગયો છું. હું ઇચ્છુ છું કે એ અંકનાપૃષ્ટ ૩૩૧ થી ૩૩૮ સુધીમાં આ વિષય પરત્વે લખાયલા શબ્દો દરેક હિંદી લક્ષપૂર્વક વાચે અને ઉહાપોહ કરે. એ લખાણ પ્રસંગે રાજ-કોટમાં એક લગ્ન, પ્રચલિત નિયમનો ભંગ કરીને, થયું હતું, અને તેથી જાગેલા ખળભળાટે મોરબીમા સમસ્ત દશા શ્રીમાળી કાઠિયાવાડી-ઓની એક કૉન્ફરન્સ ભરવાની હીલચાલ ઉભી કરી હતી. મુંબઇ એ હીલચાલનુ કેન્દ્ર સ્થાન હતું. પ્રાસ્તાવિક સભાઓ, દૈનિક પત્રોમાં ચર્ચા, પત્રવ્યવહાર અને છેવટે પરસ્પર તકરારો પણ પુષ્કળ થઇ અને અંતે કૉન્ફરન્સ મુલ્તવી રહી—કહો કે જન્મ્યા પ-હેલા જ મરી ગઇ! આથી સ્હમજાય છે કે જ્ઞાતિ સંસ્થાના હિમા-યતીઓ તેમજ વિરોધીઓ: બેમાથી એકેમાં 'શુભ આશય'—દેશહિતના લક્ષબિંદુનો સ્વીકાર—ન હોવાથી ત્રિશંકુ જેવી જ આપણી દશા છે અને પ્રતિદિન એ જ દશા મજબૂત થતી જાય છે. હમણા 'જૈન' પત્ર જણાવે છે, કે અમદાવાદના "દશાશ્રીમાળી આગેવાન સાંગભાઇ મગનલાલના કુટુંબના ચીમનભાઇ નગીનદાસનાં પુત્રીના લગ્ન પોરવાડ કુટુંબના શેઠ મનસુખભાઇ ભગુભાઇના ભાણેજ સાથે થવાના ખ-બર મળ્યા છે" આવા પ્રકારનાં લગ્નો બાબતમા અગાઉ હું વિવિધ દૃષ્ટિએ મ્હારા વિચારો જણાવી ચુક્યો હોવાથી અત્રે કાંઇ ખાસ લખવાનુ રહેતું જ નથી. મ્હને પોતાને તો આમા કહેવાતા સુધારકો અને જુદી પુરાણપ્રેમીઓ બન્નેના મ્હોંની દુર્ગંધથી કંટાળો જ આવે છે. આ દેશને વધારે અંધાધુધી, વધારે ત્રાસ, વધારે જુલમ, વધારે ભુખમરો અને વધારે દૈવકોપની જરૂર છે, કે જેથી તેઓની આંખો દુઃખની 'સાણસીઆ ચીમટી'થી ખુલવા પામે અને 'સગવડપંથ'ને છોડી 'સમાજ પંથ'ના અનુયાયી બનવાની ગરજ તેઓમાં ઉત્પન્ન થાય.

**અમદાવાદથી દિલ્હીનું અનુકરણ પણ થશે કે?**—'સાંજ-વર્તમાન' પત્ર જણાવે છે કે, દિલ્હીમાં કાળીમાતાના મંદીરમાં નવરાત્રી પર હજારો બકરાં વગેરેનો ભોગ અપાતો હતો, જે આ સાલ જૈનો અને અન્ય હિંદુઓના પ્રયાસથી બંધ થયો છે. મુસલ-

માનોની મ્હોટી સંખ્યા ધરાવતા પાયતખ્ત દિલ્હીમાં હજારો બક-રાંનો ભોગ અપાતો બંધ થયો, પણ જૈનોના પાયતખ્ત અમદાવાદ શહેરમાં હંમેશાના રોજ શહેરના સૌથી વધારે જાહેર રસ્તા ઉપર બા-ભણના હાથે બકરાનો ભોગ અપાતો હજી સુધી અટકી શક્યો નથી! દાખલો બેસાડવાનું ન બને તે તો ઠીક, પણ દાખલો લેવાનું—અનુકરણ કરવાનું પણ અમદાવાદથી બનશે કે?

એક આશા સફળ થઇ—ગઇ તા. ૩૦ મી એપ્રીલની સહવારે અમદાવાદ ખાતે થયેલા શેઠ ચીમનલાલ નગીનદાસ જૈન બોર્ડિંગ હાઉસના વાર્ષિક સમ્મેલન પ્રસંગે હાજરી આપવાના આમં-ત્રણને માન આપી હું અમદાવાદ ગયો હતો અને એ અનુકરણીય સંસ્થા સંબંધી સઘળી માહિતી મેળવ્યા બાદ મેળાવડા સમક્ષ એ સંસ્થાની ખાસ ખુબીઓ વર્ણવી બતાવી હતી. વિદ્યાર્થીઓની તન-દુરસ્તી, નીતિ તેમજ અભ્યાસ : એ ત્રણે ઉપર અનુભવી અને ઉત્સાહી સુપ્રીન્ટેન્ડન્ટ ચોવીસે કલાક સમ્પૂર્ણ લક્ષ આપે છે. જરૂર પડયે પો-તાનુ તમામ કામ વિદ્યાર્થીઓ પોતે જ કરી લે એવી તાલીમ ત્હેમને આપવામાં આવે છે. પ્રસંગોપાત પોતાને માટે પોતે જ રસોઇ બનાવી લેવાનું અને હમેશ પોતાનાં ધોતીયાં વગેરે જાતે જ ધોવાનું ત્હેમને કહેવામાં આવે છે. રજાના દિવસોમાં હિંદના જૂદાં જૂદાં જોવાલાયક શહેરોમા વિદ્યાર્થીઓને લઇ ઑ૦ સેક્રેટરી રા. હીરાલાલ મૂળચંદ મહેતા બી. એ. મુસાફરી કરે છે, જે વખતે ઘણી વખત પગે ચાલી મુસાફરી કરવાની, પોતાનો સઘળો સામાન પોતેજ ઉપાડીને ચાલવાની અને જોયેલા દૃશ્યોનો હેવાલ લખવાની ટેવ પાડવામાં આવે છે. અંગકસરત અને સંગીતની પણ તાલીમ આપવામાં આવે છે. સુપ્રી-ન્ટેન્ડન્ટ શ્રીયુત મનસુખરામ અને ઑ૦ સેક્રેટરી શ્રીયુત હીરાલાલની સેવાઓ કિમતી અને ખરેખર અનુકરણીય હોઇ મ્હારા મન પર એવી સચોટ અસર થવા પામી હતી કે બોર્ડિંગની કસરતશાળા અને પુસ્તકાલય ખાતે અમુક રકમ આપવાની ઇચ્છાને હું દાબી શક્યો નહતો. એ પ્રસંગે એ સંસ્થાના સ્થાપક શેઠ અંબાલાલભાઇ હાજર હતા, જ્હેમને ઉદ્દેશીને બોલતી વખતે મ્હારા ઉમરમા મુખ્ય બે આ-શાઓ હતી : ( ૧ ) વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓને આ ફ્રી બો-ર્ડીંગમાં રાખવાની સવડ થાય અને ( ૨ ) બોર્ડીંગ માટે આલાયદું મકાન થાય. મેળાવડાના દિવસથી બે મહીના બાદ મ્હને આનંદ-

જનાક સમાચાર મળ્યા છે કે હાલ કરતાં દોઢી સંખ્યામાં વિદ્યાર્થીઓને રાખવાની શેઠ મજકુરે મંજુરી આપી છે. ઉમરની પહેલી આશા ફળી છે, તો સંભવ છે કે બીજી પણ ફલીભૂત થશે જ.

થોડા ખર્ચે વધારે સંગીન કામ બજાવતી આ બોર્ડીંગનું અનુકરણ દરેક સ્થળે થવું જોઇએ છે. આવા જ ધોરણ પર કન્યાઓ માટે પણ સંસ્થા ખોલવાનો પહેલો પ્રયોગ શ્રીયુત અંબાલાલ જેવા સુશિક્ષિત શ્રીમંતોએ અજમાવવો ઘટે છે.

**સ્વદેશસેવામાં જૈનોનો એક ન્હાનોસરખો ફાળો:**—ઝાલરાપાટન ( રાજપૂતાના ) ના એક દિગમ્બર જૈન ગૃહસ્થના ઘેર લગ્નપ્રસંગ પ્રાપ્ત થતા કેટલાક મિત્રોએ મળીને તે શુભ સંયોગનો શુભ-તર ઉપયોગ કરવાની તક લીધી હતી. તેઓએ થોડી મીનીટની વાત-ચીતના પરિણામે હિંદી સાહિત્ય પ્રચારક સંસ્થા સ્થાપવાનુ ઠરાવી તે માટે આપસમાંથી સુમારે બારેક હજાર રૂપીઆની રકમ એકઠી કરી હતી. જૂદી જૂદી ભાષાઓમાં છપાએલાં ઉપયોગી પુસ્તકોનો હિંદી અનુવાદ કરાવી પડતર કિંમતે અગર તેથી પણ ઓછી કિંમતે ત્હેનો પ્રચાર કરવો અને એ રીતે હિંદીભાષાને સમસ્ત હિંદની રાષ્ટ્રભાષા તરીકે પ્રચલિત કરવાની કોશીશ સાથે ઉપયોગી વિષયોના જ્ઞાનનો દેશમાં ફેલાવો કરવો ' એ આ સંસ્થાનો આશય છે. એક ભાષા સિવાય હિંદના વિચારો અને વર્તનની એકતા થવી મુશ્કેલ છે, અને એક પ્રજા (nation) બનવાનુ એથીએ વધારે મુશ્કેલ છે, એક પ્રજા બન્યા સિવાય સ્વરાજ્ય મળવાનો સંભવ ઓછો છે, અને સ્વરાજ્ય વગર વાજબી સંસારસુધારાની અને **ખરી** કેળવણીની આશા રાખવી ફોકટ છે.

આવાં લગ્નો ઘેરઘેર હોજો ' મિત્રોની આવી મુલાકાતો ઠેરઠેર હોજો !

**યુવાન વિદ્યાર્થીઓની સંભાળ—દેશના નાયકોને બે બોલ**—કાઠિયાવાડની એક વણિક બોર્ડિંગના સુપ્રીન્ટેન્ડન્ટને થોડા વખતપર એકાએક પાણીચું મળ્યાના ખબર મ્હને પહોંચતાં એ બનાવમાં કાંઇક ભેદ હોવાની મ્હને ગંધ આવી. કેટલીક તપાસને

પરિણામે જાણવા મળ્યું કે કેટલાક વિદ્યાર્થીઓ કુદરત વિરૂદ્ધના ગુપ્ત દોષ કરતા માલમ પડવાથી સુપ્રીન્ટેન્ડન્ટે ત્હેમને સજા કરી હતી અને તેથી વાતને જાહેરાત મળી હતી, અને આવી શરમભરી બાબત ખુલ્લી થવા પામવાથી સંસ્થાને એબ લાગે છે એમ કારોબારીઓને લાગવાથી સુપ્રીન્ટેન્ડન્ટને બોર્ડીંગ છોડવી પડી હતી. ( વિદ્યાર્થીઓને પણ દૂર કરવામાં આવ્યા છે. ) સુપ્રીન્ટેન્ડન્ટનો આ સંસ્થા સાથેનો સંબંધ ટૂટવાનુ આ જ કારણ હોય અથવા બીજું ગમે તે કારણ હોય તે સાથે મ્હને કાંઇ લેવાદેવા નથી; વિદ્યાર્થીઓમાં આ ભયંકર સડો હયાતી ધરાવે છે એ બાબત ઉપર જ હું સઘળી બોર્ડીંગોના વ્યવસ્થાપકો, સ્કુલમાસ્તરો અને માબાપોનુ લક્ષ ખેંચવા માગું છું; કારણ કે તેઓ પોતાના હાથ નીચેના છોકરાઓની પ્રકૃતિ અને ચર્યા ઉપર બારીક નજર રાખવામા પ્રાયઃ ઘણા જ બેદરકાર હોય છે, જેને પરિણામે છોકરાઓનુ ભવિષ્ય ઘણું બગડે છે. આ જાતનો ભયંકર ગુન્હો માત્ર આ અમુક બોર્ડિંગમાં જ બને છે એમ નથી, ઉછરતી પ્રજામાં એનો પગપેસારો ઘણો છે—એટલે સુધી કે ઇંગ્લંડ વગેરે સુધરેલા દેશોમાં પણ ત્હેના સામે સખ્ત પોકાર ઉઠાવવા પડયા છે. બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટે વિદ્યાર્થીની પ્રકૃતિ, રીતભાત અને ચર્યા પર બારીક નજર રાખવી જોઇએ છે. ચહેરો અને આંખોમા ફીકાશ આવતાં, બોલી નબળી અને જાડી થતી જોવામાં આવતા, હીલચાલ અને યાદશક્તિ સુસ્ત થતી ભાળતાં તેણે છોકરાને બારીકાઇથી જોતા રહેવુ જોઇએ અને તપાસને પરિણામે જો ખાત્રી થાય કે એ છોકરાને ઉક્ત ચેપ લાગી ચુકયો છે, તો ત્હેને દૂર નહિ કરતા અગર ત્હેના ઉપર તિરસ્કાર નહિ કરતાં એને પોતાની ખાસ દયા અને ખાસ કાળજીનું પાત્ર માની તે લતથી ત્હેને છોડાવવાના પ્રયત્ન કરવા જોઇએ; તે સાથે બીજા છોકરાઓને એવો ચેપ ન લાગવા પામે તેવી સાવચેતીઓ પણ લેવી જોઇએ. બે છોકરાઓને એક જ પથારીમાં કદાપિ સૂવાડવા ન જોઇએ. ઇશ્કબાજીની કથાઓ અને નાટકો છોકરાઓના હાથમાં કદાપિ આવવાં દેવાં ન જોઇએ ( કોઇ પણ પુસ્તક સુપ્રીન્ટેન્ડન્ટની મંજુરી સિવાય બોર્ડીંગના કોમ્પાઉન્ડમાં દાખલ થવા દેવું ન જોઇએ. ) મરદાનગીભરી રમતગમત અને કુસ્તીની તાલીમ ઘણે ભાગે આવા સડાને ઉત્પન્ન થતો અટકાવી શકે છે. તેલ-મરચું ઇત્યાદિ ઉશ્કેરણી કરવાનુ તત્ત્વ ધરાવતા પદાર્થોનો ઉપયોગ મુલતવી

રખાવવો જોઇએ. લાંબી મજલ, ઠંડા જળનું સ્નાન, સુપ્રીન્ટેન્ડન્ટની વધારે ને વધારે સોબત, મનુષ્યશરીરની પવિત્રતા તથા હેના ઉપયોગ અને દુરૂપયોગ ઇત્યાદિ વિષયનું સંક્ષિપ્ત જ્ઞાન આપવાની કોશીશ : આ સર્વ ઇલાજોથી અણજાણતાં–અજ્ઞાનવશ ખોટે રસ્તે ઉતરેલા છોકરાઓને સુધારવામાં ફતેહ મળવાનો સંભવ છે. દોષ જોવામાં આવતાં છોકરાને કહાડી મુકવો એ નીતિ સંસ્થાને અને સુપ્રીન્ટેન્ડન્ટને એબ લગાડનારી અને છોકરાનું ભવિષ્ય બગાડનારી તથા બીજી સંસ્થાઓને નુકશાનકારક છે. પ્રયત્ન કરવા છતાં પણ જે છોકરો ન સુધરવા પામે હેને જ માત્ર દૂર કરવો જોઇએ.

શાણા અને શરમાળ દેખાતા છોકરાઓમાં પણ અજ્ઞાનતાથી આ ચેપ દાખલ થવા પામ્યો હોય છે. કોઇ માબાપે, કોઇ સુપ્રીન્ટેન્ડન્ટે પોતાના હાથ નીચેના છોકરાના શરમાળપણા કે બીજી ભલાઇઓથી છેતરાઇ આ બાબતમાં ચેતતા રહેવામાં ગફલત કરવી જોઇતી નથી, કારણ કે ન્હાની ઉમરમા લાગેલું આ દરદ તુરતમાં દબા થઇ શકે છે, પણ લાંબો વખત વીતી જતા એને જડમૂળથી ઉખેડવામાં બહુ મુશ્કેલી જણાય છે અને અંતે તે છોકરો નિર્માલ્ય, ઢોંગી, અનીતિમાન અને મરવાની આળસે જીવતા પશુ જેવો બની જાય છે. જ્યહાં સુધી સુપ્રીન્ટેન્ડન્ટો અને શિક્ષકો વિદ્યાર્થીઓના મ્હોટાભાઇ કે પિતા તરીકેનો પોતાનો સંબંધ ન સમજે ત્યહાં સુધી બોર્ડિંગો અને સ્કુલો કશો સંગીન લાભ કરી શકનાર નથી. મુડદાલ અને મંદબુદ્ધિવાળા છોકરાઓનાં દળ નજરે પડવાનું મુખ્ય કારણ, પગારની ગરજે જ 'નોકરી' કરતા શિક્ષકો અને સુપ્રીન્ટેન્ડન્ટો છે, જેઓ દેશનું સત્યાનાશ વાળનારા છે. દેશમાં જ્યહારથી સ્કુલો અને બોર્ડિંગો વધવા લાગી છે, ત્યહારથી નબળાઇ અને બુદ્ધિમંદતા પણ વધવા લાગી છે, એનું એ જ કારણ છે કે છોકરાઓને તાલીમ આપવાનો 'શોખ' ધરાવતા, એ વિષયમાં 'રસ' લેતા, બાળમગજ અને શરીરના બંધારણનું જાણપણું ધરાવતા, શિક્ષકો અને સુપ્રીન્ટેન્ડન્ટો આ દેશમાં જવલ્લે જોવામાં આવે છે. આર્યસમાજનું હરદ્વાર ખાતેનું ગુરૂકુલ અને થીઓસોફીકલ સોસાઇટીની બનારસ ખાતેની સ્કુલ તથા કૉલેજ : એ સંસ્થાઓ નમુના રૂપ હોવાનું કારણ એ જ છે કે ત્યહાં 'માસ્તરો' નથી પણ 'મ્હોટા ભાઇઓ'ના હાથ તળે 'ન્હાના ભાઇઓ' ઉછરે છે. દેશોદ્ધારની ભાવના

અને આચારની ધાર્મિક ભાવના જ્હેમનામાં નથી તેવાઓને સ્કુલો અને બોર્ડિંગો સાથે કોઇપણ જાતનો સંબંધ ન રાખવા દેવો જોઇએ. કાં તો વકીલાતનો અભ્યાસ કરનારા, કાં તો પાંચ-સાત ખાનગી 'ટ્યુશન'માં શક્તિ ખર્ચી નાખનારા, કાં તો મ્હોં ઉપર બે બદામનું પણ તેજ ન ધરાવતા, મુડદાલોને આજે શિક્ષક અને સુપ્રી-ન્ટેન્ડન્ટ બનાવવામાં આવે છે અને એમના વડે ભણતા છોકરાઓ-માંથી 'ન્યુ ઇંડિયા' અથવા 'નવીનભારત' બનાવવાની આપણે આશા રાખીએ છીએ ! મ્હને તો લાગે છે કે, દેશની મુક્તિ માટે પ્રથમ જરૂર પ્રજાકીય ધોરણ પર ચાલતી-પ્રજાના હાથે અને પ્રજાના ખર્ચે જ ચાલતી-સરકારની જરા પણ મદદ વગર જ નીભતી-'મ્હોટા ભાઇઓ' અને 'ગુરૂ'ઓથી ચલાવવામાં આવતી-ધર્મભેદ અને જાતિ ભેદથી અળગી રખાયલી-આ દેશની જ જરૂરીઆતોને અનુકૂળ ધોરણ પર ચાલતી-સંખ્યાબંધ સ્કુલો અને કૉલેજોની છે. આજના તૈયાર 'ભણેલાઓ' ગમે તેવી કૉન્ગ્રેસો વડે પણ સ્વરાજ્ય નહિ જ મેળવી શકે, કારણ કે તેઓના શરીરમાં-પ્રકૃતિમાં સ્વરાજ્ય આવી શક્યું નથી અને હવે ભાગ્યે જ આવી શકે. હિંદને કોઇ જમાના-માં પણ મુક્તિ મળવાની હશે તો તે નવી સશક્ત પ્રજાથી જ મળશે, અને એવી પ્રજા ઉત્પન્ન કરવી એ જ મુક્તિનો એકનો એક માર્ગ છે. ભાષણો અને ચળવળો, ઠરાવો અને માગણીઓ, સૂચના-ઓ અને સલાહો એ બધાં 'થીગડાં' છે, એવાં લાખ નંગનું વજન એક રતિ પણ ભાગ્યે જ થવા જાય. થોડું ભણેલા પણ પાકું ભણેલા, સ્વદેશ માટે રગે રગે અભિમાન વાળા, શુષ્ક વૈરાગ્ય અથવા સુસ્તી વગરના, સાહસિક અને સાહસમાં જ મજાહ માનનારા, ઉંચેથી નીચે જોનારા-નહિ કે નીચેથી ઉંચે જોનારા, કુસ્તીબાજ અને ચંચળ, ઉભરાઇ જતી-નૃત્ય કરતી-તનદુરસ્તી વાળા, ધર્મપંથોને 'કલા' (art)-ની સુંદર રચના સિવાય વિશેષ નહિ માનનારા, ગમે તે સંજોગોમાં પોતાની જાતે પોતાનો ખોરાક મેળવી અને પકવી લેવામાં ગૌરવ સમજનારા, દ્રવ્યને નહિ ધિક્કારનારા તેમ દ્રવ્યના ગુલામ નહિ બનનારા, જીંદગીને લ્હાવો અને પવિત્ર વારસો માનનારા: એવા યુવાનો વડે જ 'નવીન ભારત' બની શકશે અને એવાઓ વડે જ મુક્તિ મળી શકશે. હિંદના લોકો 'રાજ્યના રાજા'ને માને છે, પણ 'પ્રજાના રાજા'ને માનતાં હજી શિખ્યા નથી. જ્યારે તેઓ પોતે

પોતાના 'રાજા' શોધી લેશે અને હેની સલાહ પ્રમાણે દાનની પ્રથા ફેરવશે ત્હારે હિંદને કેળવવા માટે દરિયાપારની સરકાર પાસેથી નાણું માગવું નહિ પડે; કારણ કે તે વખતે હિંદના જૈનો પોતાની જૈનશાળાઓને અને જૈન હાઇસ્કુલોને તાળાં દેશે, ભાટીઆ અને મારવાડી, લુહાણા અને પારસી પોતપોતાની ખાસ સ્કુલો બંધ કરશે, અને એ સઘળા પૈસાના સરવાળાથી સઘળાઓ માટે સામાન્ય અને પ્રજાકિય ધોરણ પર ચાલતી સ્કુલો અને કૉલેજો ઉભી થશે અને લોકો દે'રાં–અપાસરા–મદિરો–યાત્રા–ભોજનસમારંભ ઇત્યાદિ પાછળ દરસાલ જે કરોડો રૂપિયા ખર્ચે છે હેનો સારોમરખો ભાગ ઉક્ત પ્રજાકિય સંસ્થાઓને પોષવા–નીભાવવામાં ખર્ચશે. 'સર્વન્ટસ ઑફ ઇંડિઆ સોસાઇટી'એ દુષ્કાળાદિ ઓછા અગત્યના સવાલોને હાલ તુરતને માટે મોકુફ રાખી—મરેલા અને મરવા પડેલા ( કે જે જીવશે તો પણ કાંઈ બીજાને જીવાડવા જેટલા સશક્ત થઇ શકનાર નથી ), મજુરોને જતા કરી, આ 'જીવતા' સવાલને–સઘળા સવાલોના એક સવાલને–હિંદની જરૂરીઆતોને પુરી શકે એવી જાતની પ્રજાકિય સ્કુલો, કૉલેજો અને બોર્ડીંગો સ્થાપવાના સવાલને સમ્પૂર્ણ ઉત્સાહથી અને સઘળા બળથી ઉપાડી લેવો જોઇએ છે જેઓ પોતાને મદદ કરી શકતા નથી ત્હેમને કોઇ મદદ કરી શકે નહિ. રાજકીય સિવાયની બીજી બાબતોમાં જો અમે અમારૂ રાજ્ય સ્થાપી ન શકીએ તો રાજકીય હક્કો મેળવવાની આશા જ શી ? દુઃખની વાત તો જુઓ કે લગભગ આખી દુનિયામાં ફરજ્યાત લડાયક ધોરણ દાખલ કરવું પડ્યું તેવે વખતે પણ હિંદના પ્રજાકીય આગેવાનો હિંદીઓની શારીરિક દુર્બળતા દૂર કરવાનો ખ્યાલ વટીક લાવી શક્યા નથી; કુસ્તીખાનાં અને કસરતશાળાઓની સંખ્યા વધારવાની હીલચાલ કરી શક્યા નથી. ઢોરો અને દુકાળીઆઓને બચાવવા માટે દોડધામ થાય છે ( અને આ હતભાગ્ય દેશમાં દર ત્રીજે ને ચોથે વર્ષે દુકાળ હોય છે ને હોય છે જ ), પણ હાર્યા ઢોર ('dumb driven cattle' of Longfellow )અને દુકાળીઆ જેવા હિંદીઓને નિર્બળતાની બલાથી છોડવી જવાંમર્દ બનાવવાની હીલચાલ રૂપી દયા કોઇને સુઝતી નથી. એક મહાન વિચારક કે જેને પ્રથમ જર્મનીએ અને પછી ઇંગ્લંડે માન્યો હતો–માનવો પડ્યો હતો–તે થોડા પણ સચોટ શબ્દોમાં કહે છે કે–" The criterion of truth

lies in the enhancement of the feeling of power."—"The object is, not 'to know,' but to schematise,—to impose as much regularity and form upon chaos, as *our* practical needs require." —"Man ultimately finds nothing more in things than he himself has laid in them—this process of finding *again* is science, the actual process of *laying a meaning* in things, in art, religion, love, pride. In both, even if they are child's play, one should show good courage and one should plough ahead; on the one hand, to *find* again, on the other,—we are the other, —to *lay* a sense in things!" "The very notion 'living organism,' implies that there must be growth,—that there must be a striving after an extention of power, and therefore a process of absorption of other forces... ....When the *instincts* of a society ultimately make it give up war and renounce conquest, it is decadent." "The maintenance of the military state is the last means of adhering to the great tradition of the past; or, where it has been lost, to revive it. By means of it the superior or strong type of man is preserved."—"The corrupted ruling classes have brought ruling into evil odour. The state administration of justice is a piece of cowardice, because the great man who can serve as a standard is lacking. At last the feeling of insecurity becomes so great that men fall in the dust before *any* sort of will-power that commands."—"People demand freedom only when they *have* no power." "My-

'future': a severe polytechnic education. Conscription; so that as a rule every man of the higher class should be an officer, whatever else he may be besides."—"General aspect of the future Europeon. the latter regarded as the most intelligent servile animal, very industrious, at bottom very modest, inquisitive to excess. multifarious, pampered, weak of will,—a chaos of cosmopolitan passions and intelligences. How would it be possible for a stronger race to be bred from him?—Such a race as would have a classical taste? The classical taste: this is the will to simplicity, to accentuation, and to happiness made visible, the will to the terrible, and the courage for psychological *nakedness* ( simplification is the outcome of the will to accentuate, allowing happiness as well as nakedness to become visible is a consequence of the will to be terrible...) In order to fight one's way out of that chaos, and up to this form, a certain *disciplinary constraint* is necessary a man should have to choose between either going to the dogs or *prevailing*. A ruling race can only arise amid terrible and violent conditions. Problem where are the *barbarians* of the twentieth century? obviously they will only show themselves and consolidate themselves after enormous socialistic crisis. They will consist of those elements which are capable of the *greatest hardness towards themselves*, and which can guarantee the most enduring will-power." આ વિચારોને હિંદના ખેરખ્વાહો અને રાજ્યકારી

આગેવાનો તથા 'સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાઇટી' ('રૂલર્સ ઑફ ઇંડિયન સોસાઇટી' બને તો કેવું સારું ?) ના સભ્યો જ્યારે સ્વીકારશે ત્યારે જ હિંદનો ઉદય થશે.

**મુહપતિબાઈનાં નશીબ ઉઘડયાં !**—ગરીબભિખારી મુંગી મુહપતિ એક વાર બલભલાના મ્હોંપર આસન પામ્યા પછી જ્યાં-ત્યાં હાડધૂત થતી હતી, ત્હેના નશીબનું ચક્કર હમણાં ફર્યું લાગે છે ! ડાક્ટરોએ વાઢકાપ કરતી વખતે બેવડી ને તેવડી મુહપતિ બાંધવા માંડી, જર્મન ઝેરી ગૅસ સ્હામે રક્ષણ તરીકે ઇંગ્લંડ અને ફ્રાન્સે ખાસ્સી લાંબીચોડી મુહપતિ બાંધવી પડી, અને હમણાં—ખુદ મુહપતિ સામે ચેડાં કહાડનાર શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન વર્ગના જ એક સાધુ મુહપતિની ધ્વજા ફરકાવવા લાગ્યા છે ! કોઇએ ખરું કહ્યું છે કે, માણસ કે ચીજ બલવાન નથી, સમય બલવાન છે અને સમય વહેલો મોડો સૌનો આવે છે. હકીકત એવી છે કે, શ્વે૦ મૂર્તિપૂજક વર્ગના એક ગચ્છના વડા શ્રી કૃપાચંદજી મહારાજ અને બીજા ગચ્છના વડા શ્રી આનંદસાગરજી મહારાજ વચ્ચે દ્વંદ્વ ચાલ્યું છે, યુદ્ધમાં જોડાયલા પહેલા પક્ષના એક યોદ્ધા શ્રી કમલમુનિએ એક સચોટ તીર (હૅન્ડબીલ) ફેંક્યું છે, જેનુ 'નામ અમદાવાદના સકલ સંઘને એક સવેળાની સૂચના' છે, જેમા તેઓ લખે છે કે "મુહપતિ બાંધ્યા વગર આગમ વાંચશે તે આગમવિરૂદ્ધ છે. × × × × લોહારની પોળના ઉપાશ્રયના બેસનાર સાધુઓ, ડેહેલાના ઉપાશ્રયના બેસનાર સાધુઓ, પગથીઆના ઉપાશ્રયના વિમલ ગચ્છના બેસનારા સાધુઓ, વીરના ઉપાશ્રયના બેસનાર પંડિત શ્રી ગુલાબવિજયજી તત્ત્વવેત્તા, વિદ્યાશાળાના બેસનાર શ્રાવકો ઉપર મુજબ ઉપાશ્રયના બેસનાર ચતુર્વિધ સંઘે આજ દિવસ સુધી મુહપતિ બાંધ્યા વગર આગમ વાચ્યા સાંભળ્યા નથી......વિદ્યાશાળાના આગેવાન શેઠ મુળાજીના વખતથી ચાલતો આવતો ઠરાવ મુહપતિ બાંધ્યા વગર આગમ સાંભળવું નહિ એ મરજાદાને કેટલાક અણુસમજુ ભોળા શ્રાવકો તોડીને જે નવી રૂઢી મુહપતિ બાંધ્યા વગર આગમ વાંચવા શરૂ કરાવશે તે તો વિદ્યાશાળાને કલંક લગાવા જેવી છે. માટે જે વીતરાગની આજ્ઞામાં ચાલનાર હશે તે તો આગમ વિરૂદ્ધ મુહપતિ બાંધ્યા વગર વાંચવામાં ભાગ નહિ જ લેશે." આ બનાવથી મુહપતિબાઇ ખુશી થાય ખરાં, પણ જૈનોએ ખુશ થવાનું નથી.

દેરાં, અપાસરા, મુહપતિ એ સર્વ અને એવા હજાર બીજા પદાર્થો અને માન્યતાઓ એ અમારા પૈકી સૌથી વધારે શક્તિમાનોએ બનાવેલી 'કલા' (Art) છે—અમારી discipline કેળવણી માટે 'ઉત્પન્ન કરેલી' સામગ્રીઓ છે. અમારા ભોગે સામગ્રીઓનો વિજય થાય, એ અમારી નાલાયકી બતાવે છે; પ્રથમ સામગ્રીની સોબતથી અને પછી સામગ્રીના ભોગે, અમારો વિજય કરવાના આશયથી જ અમારા શક્તિમાન પુરૂષો—જીનો—Supermen આ 'સામગ્રી'-ઓને ઉત્પન્ન કરી ગયા છે; અને અમે તો સામગ્રીઓના જયમા જ અમારી મુક્તિ માની બેઠા છીએ! આવી ગુલામવૃત્તિવાળો સમાજ કોઇ રીતે મુક્તિ પામી શકે ખરો?

**કાંઇક સમજવા લાગ્યા ખરા!**:—થોડા દિવસ ઉપર વિરમગામ પાસેના એક ગામના એક શ્વે॰ મૂ॰ જૈન બન્ધુ તરફથી મ્હને ખબર આપવામા આવી હતી કે, ત્હેના એક સ્નેહીના કુટુમ્બનો ૧૮ વર્ષનો છોકરો કે જેનાં લગ્ન માત્ર એક વર્ષ ઉપર તેર વર્ષની કન્યા સાથે થયાં હતાં ત્હેને તથા બીજા એક નિરાધાર વિધવાના પુત્રને તથા તે ઉપરાંત બીજા ૪ છોકરાઓને બનારસવાળા એક આચાર્યે ન્હસાડયા છે, અને મ્હને વચ્ચે પડવાની આગ્રહયુક્ત અરજ કરવામાં આવી હતી. ઘટતી તપાસ અને પગલા માટે હું મુંબઇથી અમદાવાદ ગયો, જ્યહા પહોંચ્યા બાદ બીજે જ દિવસે મ્હને પત્ર મળ્યો કે છોકરા પાછા મેળવવામાં ફતેહ મળી છે. મ્હારી મહેનત બચાવવા માટે હું ઉક્ત મુનિનો **આભારી** છુ; અને ભૂલ થવાનુ ભાન થતાં તુરતમા જ ભૂલ સુધારવાની શુભ મતિ સુઝી તે માટે હું ત્હેમને **અભિનંદન** આપુ છુ. જૈન સાધુપણું જો વૈરાગ્ય ગુણ માટે જ લેવાતું હોય તો, કહેવુ જોઇશે કે, સેંકડે ૯૯ ટકા સાધુઓમાં વૈરાગ્ય છે જ નહિ. તો વધુ સાધુઓ કરવાથી વૈરાગ્ય સમ્બન્ધી શુ લાભ થવાનો હતો? અને ખરો વૈરાગ્ય તેઓમાં હોત તો અમે ત્હેમની સંખ્યા વધવા માટે ઇર્ષા કરત જ નહિ; કારણ કે જે વૈરાગી છે તેઓ સંસારીઓના કામમાં વચ્ચે આવતાજ નથી અને તેથી અમારી પ્રજાકીય આબાદીને વિઘ્નરૂપ થતા નથી. પણ જેઓ ગચ્છ—સંઘાડા અને ક્રિયાના ભેદોની ખટપટ કર્યા કરે છે તેઓને વૈરાગી કહી શકાય નહિ અને તેઓ પ્રવૃત્તિમાન (active) હોય, તથા ત્હેમની પ્રવૃત્તિ અમારા દેશના ગૌરવને બાધાકારક હોય, એવા નામના વૈરાગીઓની

સંખ્યા વધવા દેવાનું આમો હિંદીઓને હવે પાલવવું જોઇતું નથી. વાડા અને ગચ્છો અને શુષ્ક ક્રિયાઓની પાછળ 'જોગ લેવા' કરતાં માતૃભૂમિ પાછળ જોગ લેવાય એ શું ઓછું 'કલ્યાણ'કારી છે? અમને જોઇએ છે—કાં તો દુનિયાના તમામ પદાર્થો, ઇચ્છાઓ, લાગણીઓ તેમજ વિચારો : એ સર્વની પેલીપાર રહેલા આત્માના ઉંચા અવકાશમાં ઉડનાર તટસ્થ યોગીઓ, અથવા તો, દેશોદ્ધાર માટે ગૃહસ્થ લિંગે બાવા બનનાર બહાદુર વીરો. ધુતારાઓને અમારે હવે ખુણેખાચરેથી પકડી પાડવા જોઇશે અને ગમે તે ભોગે ત્હેમનાથી સમાજને બચાવવા પુરતી શક્તિ વાપરવી જોઇશે. આ યુદ્ધનું પરિણામ ગમે તે આવે, પરન્તુ શક્તિ વાપરવાનો-એને કટાઈ જતી અટકાવી ઉપયોગ કરવાનો-પ્રસંગ મળવો એ જ આનંદવાર્ત્તા છે.

**એક દયાજનક હેન્ડબીલ**—મેવાડ પ્રાંતના જૈનો વચ્ચે એક આચાર્યે હમણાહમણાં ધર્મયુદ્ધ બરાબર જગાવ્યું છે. યુરપના 'રાજા'ઓ જય કરવા નીકળી પડે અને જય એ જ દૃષ્ટિબિંદુ છે જ્હેનું એવા જૈન ધર્મના આચાર્ય—'મહારાજા' ચુપચાપ પડયા રહે એ તે કેના ઘરનો ન્યાય ?! હમણા મ્હારી પાસે એક અશુદ્ધ હિંદી કાવ્યનું હેન્ડબીલ આવ્યુ છે, જેમાં સ્થાનકવાશી જૈનોને "ભંગી, ભ્રષ્ટ, ડુક્કરના ભાઈ, ગધેડાના કાકા, ધરતી માતાને ભારે મારનાગ, અઘોરી, મૂઢ" વગેરે અલંકારોથી ભલીભાંત નવાજ્યા છે અને સાથેસાથે વિજયાનંદસૂરિની પ્રશંસા કરવામાં આવી છે. આવા હેન્ડબીલ પર ટીકા કરવાનુ મ્હને પાલવી શકે જ નહિ. મ્હારે જે કાંઇ કહેવાનુ છે—અને તે કોઇ એક પક્ષ પ્રત્યે નહિ પણ સમસ્ત જૈન સમાજ પ્રત્યે—તે એ છે કે, ત્હમારો 'વિજય' મેળવવાનો શોખ ભલે આબાદ રાખો—હુ કહું છુ કે એને ઓર વધારે પુષ્ટ કરો; પણ વિજય કોના ઉપર, ક્યહારે અને કેવી રીતે મેળવવો એ બાબતનો જરા 'વિવેક' કરતા શિખો તો બહુ સારૂં. ઉલ્લુઓ ! ત્હમને ઘરમાં જ અશુચિ કરતાં આવડે છે કે બીજુ કાંઇ ? તાકાદ બચી હોય તો હિન્દની મુક્તિ મેળવવામાં પાણી બતાવોની ? ભંગી, ગધેડા, ધરતીને ભારે મારનારા, મૂઢ ઇત્યાદિ જે શબ્દો ત્હમે પરસ્પર ગાળો દેવામાં-જીભની ખુજલી ઉતારવા માટે-વાપરો છો તે શબ્દો ખરેખર હિંદના તમામ ધાર્મિક ઝગડાના સૈનિકોને આબાદ લાગુ પડે છે. દેશનુ બળ તોડનારા તે ઝગડા હોવાથી, પક્ષકારો ખરે 'ધરતી-

ને ભારે મારનારા ' જ છે. માણસને હેના હલકા ધંધાને લીધે ' ભંગી ' કહેવાય છે તેમ નિંદા, કલેષ, દેશદ્રોહ જેવા નીચ ધંધા કરનારને ' ભંગી ' શબ્દ આબાદ લાગુ પડે છે. દેવદ્રવ્યનો ઉપયોગ જૈન-જૈન વચ્ચે મંદિરની માલેકી નિમિત્તે થતા કજીઆ લંબાવવામાં -કોર્ટો, અમલદારો અને વકીલોને તાજા કરવામા-થાય છે એ શું ઓછી ' મૂઢતા ' છે ? જૈનોની સંખ્યા અને જૈનોનુ વીરત્વ પ્રતિ-દિન ઘટવા છતાં એનો ઇલાજ કરવા કોઇ નવરૂં થતું નથી, અને દેશોદ્ધાર તથા વિદ્યાપ્રચાર સામે આખ આડા કાન કરી મંદીર નિમિત્તે લાખો-ક્રોડો ખર્ચવાની, મદીરના ટંટાને અગે લાખો-ક્રોડો ખર્ચવાની-રે રૂશ્વતથી પણ કામ લેવાની મૂર્ખાઇ કર્યા કરવી એ શું 'અઘોરી'નું કૃત્ય નથી ? ઓ ' દેવોના વલ્લભો ' ! દૈવત્વના શિષ્યો ! આ 'ગંદા' ખેલ છોડી જરા મરદાનગીભર્યા (noble) ખેલના શોખીન બનો. જાણો કે દુનિયામા કોઇ પણ મત-કોઇ પણ ધર્મ-એકાંત સત્ય નથી -નથી અને નથી જ. સ્થાનકવાશી તેમજ દેરાવાશી તેમજ દિગમ્બર મત-દરેક સાચા છે અને-સાભળજો-દરેક જૂઠા પણ છે. સામાન્ય ગણે લોકવર્ગે સાચ-જૂઠની ભાંજગડમા ઉતરવુ જોઇતું નથી-એને માટે તેઓ ' અધિકારી ' નથી. એમને તો પોતાની પ્રકૃતિ (instinct )ને અનુકૂળ થઇ પડે એવો કોઇ પણ ધર્મ પકડી લેવો અને એ ધર્મને પોતા માટે શ્રેષ્ઠ માનવો એ જ ઇષ્ટ છે. બાકી તો સઘળા ધર્મો એ મહાન પુરૂષોની ' માયા ' (કલા, art ) છે, અને માયા વગર જગત જીવી શકતું જ નથી એટલા માટે મનુષ્યને પોષણ, હિમત, તથા દિલાસો મળે એ હેતુથી, ' માયા 'ના પડદા-ની પાછળ પહોચેલા સમર્થ આત્માઓએ ધર્મની માયા રચી છે. જેઓ એ ધર્મમાથી પોષણ, હિમત અને દિલાસો લઇ શકતા નથી અને ( ઉલટા ) ધર્મવડે ખેદ પામે છે અને ખેદ આપે છે અને એ રીતે સમાજના કીડા બને છે તેવા કુધર્મીઓને-(અમારે જોઇએ કાં તો ધર્મી અને કાં તો અધર્મી-ધર્મ વગરનો-ધર્મની જરૂરીઆતને ઉલ્લઘી ગયેલો, પણ નહિ કે કુધર્મી અથવા ધર્મને અધઃપતનનું ઓજાર બનાવનારો મનુષ્ય ) તો સઘળા ધર્મવાળાઓએ અને ધર્મવગરનાઓએ એકઠા મળીને સીધાદોર કરવા જોઇએ છે.

ઇંગ્લંડ અને ફ્રાન્સ જૂનું વૈર ભૂલી એક થયા, ઇંગ્લંડ અને રશિયા પણ એવા જ ચુસ્ત દોસ્ત બન્યાઃ શાથી ? પ્રલયકારક યુદ્ધનું

સંકટ સ્હામે આવી ઉભું ત્હેના પ્રતાપે! હું ઇચ્છું છું કે હિન્દને–
સમસ્ત હિંદને–માથે અનેકાનેક સંકટો આવવા પામે અને એ
દુઃખના કાળા વાદળમાંથી ખરા જ્ઞાનનો સૂર્ય એકવાર ફરીથી
ડોકીઉં કરે!

**બુઢા લાલનની જાનઃ**—બુઢાના ગળામાં વરમાળા નખાવી એ
આ દેશમાં કાંઇ આશ્ચર્યવાર્ત્તા નથી, તથાપિ વૃદ્ધવિવાહના વિરોધી
લાલન–બ્રહ્મચારી લાલન–ની જાન જોડવાનો ખ્યાલ કેટલાકને નહિ
માનવા જેવો અને કેટલાકને હસવા જેવો લાગશે. પરન્તુ જે બનાવ
બન્યો છે તે કહી બતાવવો એમા કાંઇ દોષ નથી, પછી ભલે લોકો
તે માને યા ન માને અગર હસે કે કૂદે. ગયા એપ્રિલની બીજી તા-
રીખે મી. લાલનને માધવબાગમાં લાઠીમિત્રમંડળે માનપત્ર એનાયત
કર્યું હતું; ચોટીલા જૈન મિત્રમંડળ, જૈન સદ્ગુણ શોધક મિત્રમંડળ,
માસ્તર કાનજી કરમશી માંડવી જૈન વિદ્યાર્થી મંડલ અને રત્ન-
ચિંતામણી સ્થાનકવાશી જૈન મિત્રમંડળ : એઓની એમાં સામેલગીરી
હતી. પ્રમુખપદે સર પ્રભાશંકર પટ્ટનીને લાવી બેસાડવામાં આવ્યા
હતા, જેમણે ખુલાસો કર્યો હતો કે તેઓ કાંઇ ખાસ આ માટે
મુંબઇ આવ્યા નહતા, અને એક જૈનને માનપત્ર આપવામાં કોઇ
જૈન પ્રમુખ ન મળવાથી પોતાને તે પદ લેવું પડયું છે એવો પણ
ઇસારો કર્યો હતો રા. સુશીલે મી લાલનનું જીવનચરિત્ર વાંચી સં-
ભળાવ્યું હતું, એક બે ગૃહસ્થોએ રમુજી શબ્દોમાં ટાપસી પુરી હતી,
એકે વિદુષકનો પાઠ પણ અચ્છી તરહ ભજવ્યો હતો અને છેવટે
મી. લાલને માનપાનથી શરમાઇ–દબાઇ ગયા હોય એવા ભારે અને
ગભીર વદને જવાબ આપતા કહ્યું હતું કે, મ્હને બીલકુલ માન
જોઇતું નથી, હું આ માનપત્ર સાથેના ચાંદીના કાસ્કેટને ક્હાં મુકું?
મ્હારી પાસે જગા નથી, એને વેચી ગાંધીના આશ્રમને નાણું સોંપો,
વગેરે, વગેરે. માનપાનના જે હજારો મેળાવડા આજકાલ થાય છે
તેવા જ પ્રકારનો આ મેળાવડો શરૂ થયો, આગળ વધ્યો અને તા
ળીઓના ગડગડાટ અને બેન્ડની ગર્જના વચ્ચે સમાપ્ત થયો. એક
સુધારકને કે રાજદ્વારી પુરૂષને કે એક છાપાવાળાને માનપત્ર આપવાનો
મેળાવડો થયો હોત તો એની ખાસ નોંધ હું લેત નહિ. તે તો
બધા—ન્હાના કે મ્હોટા પણ—'દુનિયાના કીડા' છે અને ત્હેમના રસ્તા
પણ તેવા જ હોય; એમાં આશ્ચર્ય પામવા જેવું કે ખેદ કરવા જેવું

કાંઈ નથી. સુધારક, પત્રકાર કે રાજદ્વારીની પ્રગતિ ઘણેભાગે દશ્ય લોકપ્રિયતા અને દશ્ય માનપાનપર આધાર રાખે છે; એ એનું પગથીઉં છે જો કે એ પગથીઆથી આગળ વધ્યા પછી હેની જરૂર હેને વધારે વાર રહેતી નથી. જે સુધારાને, જે રાજકીય હીલચાલને દેખતા કે આંધળા-ગમે તેવા પણ-પુષ્કળ અનુમોદનારા અને ટેકો આપનારા હોય છે તે જ સુધારો અને તે જ રાજકીય હીલચાલ ફતેહ પામે છે. અને એટલા ખાતર બુદ્ધિશાળી સુધારકો અને રાજ્યદ્વારી પુરૂષો લોકપ્રિયતા અને લોકોના વાહવાહ સ્વીકારે છે એટલુ જ નહિ પણ તે મેળવવા સીધી તેમજ આડકતરી ખટપટ પણ કરે છે. આશય ઉચ્ચ હોઇ આ પ્રપંચને હું દેષપાત્ર ગણી શકુ નહિ; એટલુ જ નહિ પણ રાજદ્વારી કે સુધારકનું કાર્યક્ષેત્ર કાંઈ અધ્યાત્મ વિદ્યા નથી, કે જેથી તેઓ માનકીર્તિની ઇચ્છાને દબાવવા જેટલી શક્તિ ધરાવતા હોવાની આપણે આશા રાખી શકીએ. પ્રચંડમાં પ્રચંડ રાજદ્વારી અને મહાનમાં મહાન સુધારક એક તત્ત્વવેત્તા અગર ફીલસુફ આગળ બાળક છે. એ બે વચ્ચેનુ અંતર માપી શકાય તેવુ નથી. એક તત્ત્વવેત્તા સો રાજદ્વારી અને હજાર સુધારકને ઉત્પન્ન કરી શકે, અને તે છતા એની શક્તિ કાયમ રહે અને તે પોતે, પોતે ઉત્પન્ન કરેલા સુધારક અને રાજદ્વારીના ખેલ જોઇ મુછમા જ હસ્યા કરે. કહેવાનુ તાત્પર્ય. કે એક તત્ત્વવેત્તા કે ફીલસુફ તો સમાજનો ખરો દાદો, સમાજની બુદ્ધિથી ન કળી શકાય એવી સમૃદ્ધિવાળો નરેશ છે. એના રસ્તા અને રાજદ્વારી કે સુધારકના રસ્તા એક હોય જ નહિ. એટલે જ કહું છું કે, તા. ૨ જી એપ્રીલે માધવબાગમા થયેલા મેળાવડાના વરરાજા તરીકે જો કોઇ સુધારક કે રાજદ્વારી પુરૂષ હોત તો એ માલારોહણ ક્રિયા સંબંધે કાંઈ બોલવાનુ હતું જ નહિ. પરન્તુ.--મુશ્કેલી માત્ર 'પરન્તુ' શબ્દની છે--આ લગ્ન તો એવા પુરૂષનાં થયાં છે કે જે પોતાને 'હુંમાં હું સમાયો છુ' તરીકે ઓળખાવે છે, ધર્મોપદેશક તરીકે--ના, ના, પંચમહાવ્રતધારી ધર્મોપદેશકોને પણ નિર્માલ્ય ઠરાવી એમના કરતાંએ ઉચ્ચ કોટિના ધર્મોપદેશક તરીકે—પોતાને જાહેર કરે છે, પોતે નાણું રાખતા નથી અને નાણું રાખવાની પોતા પાસે જગા પણ નથી એટલે સુધીના વૈરાગી હોવાનો જાતે જ એકરાર કરે છે, માન-પાન એમને ગમતું નથી એમ જણાવે છે, અને 'મ્હારે મોક્ષપુરી નથી

ઓછતી, મ્હને તો તમારી સેવા કરવા માટે ફરીફરી જન્મવું જ વધારે પસંદ છે' એમ કહી બતાવે છે. આવો માણસ-જો ત્હેનામાં કથનમાત્ર નહિ પણ ખરેખર જ ઉપલા ગુણો હોય તો-એક તત્ત્વવેત્તા છે અને તે 'ગવાવું' પસંદ કરી શકે નહિ—સહન કરી શકે નહિ. તત્ત્વવેત્તાના શબ્દ કે વર્તનથી કોઇને લાભ થવા પામ્યો હોય અને લાભ પામનારો માણસ ત્હેનો ઉપકાર માનવા કોશીશ કરે ત્હારે તત્ત્વવેત્તા મનમાં હસે છે અને બડબડે છે: "ગરીબ બિચારો! એ તો એમ જ જાણે છે કે એના ખેતરના પાક માટે જ સૂર્ય પ્રકાશે છે! સૂર્યના મનની મજા-એના વિચારો—આની કલ્પનામાં ક્યહાંથી આવે? હું કરૂં છું તે કાં તો મ્હારા મનની 'મોજ' ખાતર કરૂં છું, મ્હારાથી અમુક થવાનું નિર્માણ છે-એ નિર્માણ ( Fate ) ખાતર કરૂં છું, અગર અમુક ઉચ્ચાશયની સફલતા માટે 'પાસો નાખું' છું. આને કે આના જેવા અગ્યારસોને સુખ થાય કે દુખ થાય એની મ્હને 'ઉડતા પખી'ને ઓછી જ પરવાહ છે!" આવા ફીલસુફો બીજાઓને દુનિયાના કીડા તરીકે જુએ છે-એટ છે અને તેવી શ્રદ્ધાને કારણે તેઓ કીડાના હાથથી માનપત્ર કે વાહવાહ સ્વીકારી શકતા જ નથી; એમને મન એ એક અધઃપતન (degradation), હલકો શોખ ( low taste ) અને કંટાળો તથા દુર્ગન્છાનો વિષય છે. આ લાગણી સ્વાભાવિક જ છે. એનું કારણ વિચારતાં મ્હને માનસશાસ્ત્રમાં પ્રવેશ કરવાની એકદા જરૂર પડી: માણસો કોને માન આપે છે? જ્હેના ગુણ જાણવામાં આવ્યા હોય ત્હેને-તત્વજ્ઞાનીના ગુણ 'દુનીઆના કીડા' થી જાણી શકાય? અસંભવ; કારણ કે તત્વજ્ઞાનીને મન જે 'ઉચ્ચ શોખ' તે 'દુનિઆના કીડા'ને મન 'દુર્ગુણ', અને કીડાને મન જે સદ્‌ગુણ તે તત્ત્વજ્ઞાનીને મન બાવા કે બાળકનું રમકડું. બન્નેનાં કાટલાં જ જૂદાં, ત્યહાં કીડાથી તત્ત્વજ્ઞાનીના ગુણની કદર થઇ શકે જ કેમ? જે માણસ 'લોકો'થી કળાયો તે 'તત્વજ્ઞાની' હોય જ નહિ, એને 'લોકો'ની જાતનો જ માણસ સમજવો. લાલન કોના કળવામાં આવ્યો? લાઠી અને ચોટીલા જેવાં ન્હાનાં ગામડાંના બેચાર છોકરાઓ મુંબઇની કાપડબજારમાં 'મહેતા'-ગીરી કરતા હોય એવાઓથી, કાનજી માસ્તરના એકડા ઘુંટતા કુમળી નિશાળીઆઓથી. હદ થઇ, સિંહ ઉંદરીઆમાં સમાઇ શકે! સિંહ ખરેખર જ હોય તો તો ઉંદરીઆમાં સમાઇ શકે જ નહિ; અને

હંદરીઆમાં પણ સમાઇ જવા જેવી 'લઘિષ' ત્હેનામાં હોય તો પણ હંદરીઆની અંદર જવાનો ખ્યાલ વટીક ત્હેનાથી સહન થઈ શકે નહિ. હા, પણ 'લઘુતમ લાલન' બધેય સમાય! ખરેખર આ થપ્પડ ખાવામાં-આ હીનપદ વ્હોરી લેવામાં-લાલનનો પોતાનો દોષ નથી પણ એની નીતિ અને ધર્મની વ્યાખ્યાનો દોષ છે, કે જેણે એને અને બીજા સઘળા કહેવાતા ધર્માત્માઓને 'પોતાની જાતને નીંદવી-તુચ્છકારવી-હલકામાં હલકી માનવી' એવો પાઠ શિખવીને —ગોખાવીને-એમના આત્માના ભાગ તરીકે બનાવી દીધો છે અને તેથી મહત્તાનો ખ્યાલ આપોઆપ તે ભેજાંઓમાંથી ભૂંસાઇ જવા પામ્યો છે. આવા ધર્મીઓ 'લાગણી (emotion)નાં પૂતળાં છે, વિચારભવન (Thought plane) પર એમને જગા નથી. એક માણસ સીનો દાસ બને એ દુનિયાને ગમે છે અને દુનિયાને જેથી આનંદ થાય તેથી મ્હારે પણ આનંદ કેમ ન માનવો?-એટલી (sympathy) 'લાગણી'ની સમ્મતિ કેમ ન રાખવી? આમ પંડિતો અને લાગણીવાળા નાયકો સ્હમજે છે. પણ એક 'વિચારક' પોતાના દિલને છૂટી શકે છે અને એમાં 'મજા' લઇ શકે છે, તે બીજાના આનંદમા પોતાનો આનંદ મેળવી શકે નહિ એટલુંજ નહિ પણ પણ પોતાના આનંદનો પણ ભરોસો કરી શકે નહિ. લઘુતમો તે લઘુતમ જ રહેવાના અને મ્હોટા દેખાવાની ભલે ગમે તેવી 'કલા' અજમાવે પણ લઘુતમ પ્રકૃતિ (instinct) બદલાવાની નહિ જ.

લાઠી-ચોટીલાના બે ચાર મહેતાજીઓનુ માનપત્ર સ્વીકારીને શ્રી. લાલનને-વર્ષો થયાં ચૌદ લાખ જૈનોમાં વક્તા તરીકે બહાર પડેલા 'પંડિત'ને-ચૌદ લાખમાના કોઇ પણ પ્રસિદ્ધ મંડળે કે ગંભીર અવસરે માનપત્ર આપવું યોગ્ય ધાર્યું નહિ હોય એવી માન્યતાને પોતે ટેકો આપ્યો છે, અને એ રીતે પોતાની કિંમત ઘટાડી છે. વળી આ માનપત્ર માટેની હીલચાલનો ઇતિહાસ જેઓ જાણતા હશે તેઓ આગળ પણ લાલનનું નામ તેજસ્વી રહેવા પામ્યું નથી. તથાપિ આ બધું હું પ્રયત્ને પણ સહન કરી શકું, પરન્તુ માન લેતી વખતના લાલનના શબ્દો તો હું કોઈ રીતે સહન કરી શકું તેમ નથી. "મ્હને માન જોઇતું નથી" "આ કાસ્કેટને હું શું કરૂં? ક્યાં મૂકું?" કેવાં મજાનાં વૈરાગીનાં વેણ! વિવાહ પ્રસંગે—પછી તે ભલે સો વર્ષના બુઢ્ઢાનો વિવાહ હોય તો પણ—'ગીત' જ ગવાય, 'છાજીઆં'

નહિ; નહિ તો મ્હારા હોઠ પર શબ્દો આવી રહ્યા હતા કે: “ભલા ભાઇ, જોઇતું હતું ને મળ્યું છે—કન્યાની શોધ કરતાં ઘરડા સ્મશાન યોગ્ય થયા ત્યારે માંડમાંડ કન્યા મળી છે, હવે વળી માન શાનું ખાય છે? લે એને હાથમાં અને દાબ છાતી સાથે, કે જેથી મનને તૃપ્તિ થાય.” ‘હું આ કારકેટને રાખવાની જગા ધરાવતો નથી’ એમ જ્યારે ત્હેમણે કહ્યું તે જ વખતે ત્હેમના કરચલીવાળા ગળામાં ચકચકતો સોનાનો દોરો મ્હારી નજરે પડયો અને મ્હારાથી મનમાં જ બોલાઇ જવાયું “‘દુનિયાના કીડા’ પૈકી ઘણા એવા છે કે જ્હેમને યુવાનીમાં પણ દાગીના પહેરવાનો છોકરમતભર્યો શોખ નથી હોતો; અને આ તો ‘પંડિત’જી—તત્ત્વજ્ઞાની અને વળી વૃદ્ધ બાવા ત્હેમને આ સોનાની કંઠીથી ડોકને શોભાવવાનું કેમ ગમ્યું હશે? ખેર, જાને દો જી, એમાં પણ કાંઇ અધ્યાત્મ છુપાયું હશે!”.........પણ નહિ, આ પ્રમાણે હસવામાં રહી મ્હારે લાલનને જતો કરવો જોઇતો નથી. હું જરા વધારે ગંભીર થવા કોશીશ કરીશ અને કહીશ કે, સોના-રૂપાને ન સ્પર્શે એટલો ઉંચો તે ત્યાગી કે મસ્તાની નથી જ, અને તે છતાં લાગણીમાં ખેંચાવાને તત્પર એવા જનસમાજના હૃદયને પોતાતરફ પૂજ્યભાવથી જોવાની ફરજ પાડવા માટે આ એક પ્રકારની ‘માયા’ સેવી છે. નહિ, લાલનને ઉદરનિર્વાહની ચિંતામાંથી અમુક મહાશયે મુક્તિ આપી છે છતાં એનાથી કાંઇ નોંધવાજોગ—હું જ્હેની ખાસ નોંધ લેવા પ્રેરાઉં એવી પ્રવૃત્તિ (‘સેવા’ ખાતર કે-પછી પોતાના ‘મનની મોજ’ ખાતર પણ) થઇ શકી નથી. દેખાવ ઘણો થાય છે, કામ નહિ જેવું. એમના વિચારોમાં મહત્તા અને ઉંડાણ નથી. એમની વકતૃત્વકલા માટે જૈનો ભલે ખુશી થાય અને તાલીઓ પાડે, પણ એમાં છીછરાપણું-ગ્રામ્યતા-ઉપલકીઆપણું-કુદકાભૂસકા અને ગર્જનાઓ છે (કે જેની મદદ ખરા બળની ખામી પૂરવા માટે જ લેવી પડે છે). મી. લાલન એક વખતે સારી આશા આપતા, કોમને જગાડવામાં કારગત થઇ પડે એવા, ‘સુધારક’ હતા; તેમજ (વચ્ચે વચ્ચે કહી લેવાનું પ્રાપ્ત થાય છે કે,) મી. શીવજી પણ એક વખતે કોમને કેળવણીમાં વધારવાની હીલચાલ કરનાર ‘સમાજ-સેવક’ તરીકે સારી આશા આપનાર સજ્જન હતા; પણ એ સ્થિતિ એમનાથી જીરવાઇ નહિ. જે કોમમાં સુધારકો અને સમાજસેવકોની પૂરી ભૂખ હતી તે કોમને, આ બન્ને તરફ, થવું જોઇએ તે કરતાં

પણ વધારે માન ઉપજવા લાગ્યું, અને 'લઘુતમ' બાલકોનાં માટીનાં પાત્રો ગુરૂતમ માન રૂપી સિંહણનું દુધ જીરવી ન શક્યાં. સભાઓ વચ્ચે અને લખાણોની અંદર પોતાને ' લઘુતમ ' કહેવાનું ચાલુ રાખનારાઓ મનમાં તો પોતાને જ્ઞાની અને મહાન નેતા સ્હમજવા લાગ્યા, અને દેખાવ પણ એવો જ કરવા લાગ્યા. પરિણામે સ્થાનભ્રષ્ટ થયા, અને બબ્બેચચ્ચાર છોકરાંઓ પાસેથી માન મેળવી મનરમાડા કરવાની દશામાં મૂકાયા. મી. શીવજીને મુખેથી હું જ્યહારે અધ્યાત્મનાં પદ સાંભળું છું અગર અમુક જગોએ એમણે 'ઉપદેશ' કર્યો એવા ખબર મ્હારા કાને પડે છે ત્યહારે મ્હને અસહ્ય કંટાળો અને વેદના થાય છે. ગરૂડો અને સિંહોનું તત્ત્વજ્ઞાન શું આ ગંદા ગરનાળામાં થઇને દુનિયાને મળવા વખત આવ્યો ? પ્રભુની ખાતર, ભાઇઓ ! ' સિંહનું ચામડું' પાછું મૂકો અને 'સુધારક' તથા 'સમાજસેવક' તરીકે જ પ્રમાણિક પ્રવૃત્તિ કરો. તત્ત્વજ્ઞાનીના ઉંચા ગૌરવને ધુળમાં ન રોળો, એને તો નિર્મળ જ રહેવા દો. જૈનસમાજમાં હજી ત્હમારે માટે સ્થળ છે, જરૂર છે; ત્હમે એને સહાય કરી શકશો અને તે ત્હમને માન આપી શકશે—વાજબી રીતે માન આપી શકશે, અને ત્હમને માન પામતા જોઇને મ્હારા જેટલો પ્રસન્ન બીજો કોઇ ભાગ્યે જ થશે.

' હું ખરો ? ' ' તું ખરો ? ' કે ' રૂપિયા ખરા ? '—શ્વેતાંબર ( મૂર્તિપૂજક ) અને દિગમ્બર બન્ને સંપ્રદાયોમાં તીર્થંકરોની મૂર્તિ પૂજાય છે, પણ પૂજનવિધિમાં જરા ભેદ છે, એટલા નજીવા ભેદપરથી તેઓ એક બીજાના ધર્મને ખોટા ઠરાવવાનું નાકું પકડી બેઠા છે. ગ્રંથો, પેપરો અને ભાષણો દ્વારા એકબીજાને ખોટા ઠરાવવાના પ્રયત્નથી એમને તૃપ્તિ ન થઇ એટલે પછી રૂપિયાની મદદથી ધર્મને જીતાડવાનું શરૂ કર્યું. સમ્મેદશિખર, મક્ષીજી, તારંગાજી, અંતરીક્ષ પાર્શ્વનાથ વગેરે તીર્થસ્થાનોમાં પોતાનો જ હક્ક છે અને પોતાની રીતથી જ પૂજા થઇ શકે એમ દરેક પક્ષ દાવો કરવા લાગ્યો અને જાણે કે ખરેખર તીર્થંકરોના ધર્મની ' પ્રભાવના '-પ્રચાર જ ન કરતા હોય એવા દેખાવથી ભોળા ભક્તો પાસેથી હજારો નહિ પણ લાખ્ખો રૂપિયા એકઠા કરી કોર્ટની દેરડીએ ચ્હડયા. લાખો રૂપિયા દરેક પક્ષે ઉડાડયા—જે વખતે ખુદ જૈનો ભૂખે અને દુઃખે અને અજ્ઞાને મરે છે અને મદદનાં ફોકટ રોદણાં હમેશ ચાલ્યાં કરે છે તેવે વખતે—પણ કોઇ જીત્યુંએ નહિ ને કોઇ હાર્યુંએ નહિ ! હજારોના ખર્ચે એક

કોર્ટ પાસેથી જીતનુ સર્ટિફિકેટ મેળવનાર પક્ષ બીજી કોર્ટમાં હારી જાય અને વળી ત્રીજી કોર્ટે દોડવા અહાંતહીંથી નાણાનું બળ એકઠું કરી કમર કસે! લડાવનારા ધર્માંધ મનુ'ષ્યો, જેહેમને 'નાગો ન્હાય શું ને નીચોવે શું?' એવી દશા વર્તે છે, તેઓ આંગળી કરી છેટા રહે છે અને ભોળા ભકતોના પૈસાનું પાણી થાય છે—હજી થયા કરે છે. હમણાં જ મ્હારા સાંભળવામાં આવ્યુ છે કે, મુંબઇમાં દિગમ્બર જૈનોએ તાત્કાલિક ઉપયોગ માટે રૂ ૫૦૦૦૦ નું ફંડ અડધા કલાકમાં કર્યું. શ્વેતામ્બરોની તો આનંદજી કલ્યાણજીની પેઢી આબાદ છે ત્હાં સુધી કોર્ટો અને વકીલ-બૅરસ્ટરોને આનંદકલ્યાણ જ છે. પણ એમાં જૈનધર્મનું કે શ્વેતામ્બર દિગમ્બર સંપ્રદાયનું શુ વળ્યું તે કોઇ બતાવવા મહેરબાની કરશે? શુ અદાલત 'ઇનસાફ' આપી શકશે? હું સમ્પૂર્ણ ખાત્રીથી કહીશ કે, એમ કોઇ કાળે નહિ બની શકે. એનું એક કારણ તો હુ કહું તે કરતા જૈનો પોતે વધારે સારી રીતે જાણે છે; અને બીજું કારણ એ છે કે, 'વાળ ચીરવા જેવા' ઇનસાફપદ્ધતિમા એક જ કૃત્ય ગુન્હા તરીકે ઠરાવી શકાય અને તે જ કૃત્ય 'હકક' તરીકે ઠરાવી શકાય. ન્યાય ત્હમારી હકીકતો ઉપર આધાર રાખતો નથી, એટલે ત્હમારા વકીલ-બૅરીસ્ટરોની ચાલાકી અને ન્યાયાધીશના ભેજા અને 'તોર'પર આધાર રાખે છે. પોતાનો 'કેસ' તદ્દન સાચો હોવાની આંતરિક ખાત્રીવાળો પક્ષ પણ હમેશ અદાલતમાં જય જ મેળવવાની આશા રાખી શકે નહિ. તો પછી સાચ-જૂઠ આ અચોક્કસ અને ખર્ચાળ ઇનસાફપદ્ધતિ પાસે કરાવવાની ઘેલછા છોડી બીજો સુતરો-સરળ અને ખર્ચ વગરનો તથા ત્હમારી, ત્હમારા ધર્મની અને ત્હમારા દેશની કીર્ત્તિમાં વધારો કરે એવો માર્ગ કાં નથી લેતા? શું ત્હમારી વ્યાપારી બુદ્ધિ છેક જ કટાઇ ગઇ કે જેથી ત્હમને કાંઇ માર્ગ ન સુઝે? રાવણનું રાજ્ય રાખનારા બુદ્ધિશાળીઓના વંશજો—ત્હમે—આજે ત્હમારા રાજ્યને (અને તે પણ ધર્મ સમ્બન્ધી રાજ્યને) જાળવવામાં રાવણની મદદની ભીખ માગો છો? દેશદ્રોહીઓ! ત્હમને કુદરત નહિ જ ફાવવા દે, તે કહાણું નહિ પણ ઇનસાફપ્રેમી કુદરત માતા ત્હમને હાર-જીતના દાવમાં ખુવાર કરી ચીંથરેહાલ અને કમજોર બનાવી મુકશે. ત્હમે શા ઉપર આટલા લખલુટ ખર્ચ કરો છો? કઇ શ્રીમંતાઇ પર? કયા ઉચ્ચ આશયની સફળતા ખાતર? ત્હમારા પૈસાનો જે એક જીતશે ત્હેનો ધર્મ શું એ જીતથી ખરેખર

સાચો ઠરશે ? ના, ના; એનો 'ધર્મ' નહિ પણ એનો 'પૈસો' જીત્યો ગણાશે; અને ધર્મની સચ્ચાઇનો ન્યાય મેળવવો તો-ક્રોડોના ખર્ચ પછી પણ—ઉભો જ રહેશે. ત્હારે વળી ન્યાયપ્રિય સજ્જનો બન્નેને અધર્મી કહેશે; કારણ કે બન્નેના માનેલા તીર્થંકરો ક્લેશ અને ક્રોધ અને પ્રપંચને અધર્મ-પાપ ગણાવે છે.

જે શ્વેતામ્બર કોમ કેળવણીના પ્રચાર માટે છેલ્લાં ૭ વર્ષથી વર્ષે બે હજાર રૂપૈડી ખર્ચતાં પણ ખેંચાય છે તે કોમ પાર્શ્વનાથ ટેકરીપર દિગમ્બરોને પૂજા ન કરવા દેવાની હઠ ખાતર બેચાર લાખ રૂપિયાનું પાણી કરી શકી છે. જે દિગમ્બર કોમ કર્ત્તવ્યપ્રેમી પંડિત પન્નાલાલજીના શાસ્ત્રોદ્ધારના સમાજહિતકારી કાર્ય પાછળ કે જૈન સ્વયંસેવક અર્જુનલાલના છુટકારા માટે કરવી જોઇતી હીલચાલ પાછળ પાંચ-પચીસ હજાર પણ ખર્ચ કરતાં ખચકાય છે તે કોમ પણ પહાડો ઉપર લાખ્ખો રૂપિયા ફેંકી શકી છે. અફસોસ ! જૈનેતરો સમક્ષ જૈનોની કિમત કરાવવાનું જ આ કામ થાય છે કે બીજું કાંઇ ? લોકોમાં જૈનોની મૂર્ખાઇ પર થતી હાસી, જૈનોના નાણાંનું થતુ પાણી, એક બાપના બે દીકરાઓ વચ્ચે વધતો જતો અખાત અને ચીકણા કર્મોનું બંધન : આ સર્વ ગેરલાભો ગમે તેવા બદા માણસની પણ આંખને ખોલવા માટે પૂરતા છે, તથાપિ એથીએ મ્હોટો ગેરલાભ તો એ છે કે જે સમયે હિંદના સપુત્રો અને વિદેશી છતા ઇનસાફપ્રેમી હોવાથી હિંદનો પક્ષ કરતા બ્રિટિશ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ હિંદ માટે સ્વરાજ્યની માગણી હમેશ કરતા વધારે બુલંદ અવાજે કરવા લાગ્યાં છે તેવે વખતે ૧૦ લાખ જૈનધર્માનુયાયી હિંદીઓ પોતાનું ધાર્મિક અને સામાજિક રાજ્યતંત્ર પણ પોતે નથી ચલાવી શકતા અને એમાંએ વિધર્મી સરકારને વચ્ચમાં નાખવાની ત્હેમને ગરજ પડે છે એમ બતાવનારૂં વર્તન સ્વરાજ્યની અમારી આશાઓને ફટકા સમાન થઇ પડે છે. જૈનોને જો હરકોઇ ભોગે—ધર્મના ભોગે પણ જીત મેળવવાની જ તાલાવેલી લાગી હોય તો કોર્ટથી તો જીત મળવાની નથી જ; જીતના બે જ રસ્તા છે. પહેલો એ કે, બન્ને પક્ષે તકરારી સ્થળમાં બીરાજતા ભગવાન આગળ તપસ્યા કરવા માંડવી અને ભગવાનને તપસ્યાના જોરથી બોલાવવા, ત્હેમને કહેવું કે "ઓ પ્રભુ ! ત્હારે માટે તો અમે લડીલડીને થાકી મુઆ, અને તું તો લાગણી વગરનો થઇ સિદ્ધશીલામાં ભરાઇ રહ્યો છે ! હવે મહેરબાની કરીને આવ્ય, બાપા આવ્ય, અને કહી દે કે આ જગાએ પૂજા

કરવાનો હક્ક કોને? ભેગાભેગું એ પણ કહી દે (કે જેથી ભવિષ્યમાં પોથીના પુરાવા શોધવાની ખટપટ બચે) કે પ્રથમ કોણ: દિગમ્બર કે શ્વેતાંબર?" જ્યહાં સુધી ભગવાન સિદ્ધશીલા છોડીને પધારે નહિ અને ખુલાસો કરે નહિ ત્યહાંસુધી બન્ને પક્ષકારોએ તપશ્ચા છોડવી નહિ. આથી એક તો, લોકોના રૂપિયાનું પાણી થતું અટકશે અને કદાચ ભગવાન ખુલાસો કરવા આવવા જેટલો દયાળુ નહિ હોય તો તપશ્ચાના ને તપશ્ચામાં જેઓનું આયુષ્ય પુરૂં થશે તેઓ સર્વ તપસ્યાના પુન્યથી સ્વર્ગ પામશે. 'દ્રવ્યે' ને 'ભાવે'—બન્ને રીતે એથી લાભ થશે. અને એટલી ધીરજ જૈનોમાં ન રહી હોય અને 'તડ ને ફડ' કરવાની જ હેમની ઇચ્છા હોય તો બીજો પણ રસ્તો ખુલ્લો છે, તે એ કે, સામસામા આવી એવી રીતે લડવું કે જે લડવાથી હારનાર-જીતનાર બન્ને પક્ષોને સરવાળે લાભ જ થાય. એ લડવાની રીત બાથબાથી કે કુસ્તી નથી પણ દેરાસરમા 'આરતીનું ઘી' બોલવામા જેવી રીતે લડો છો—સ્પર્ધા-ઉદાર હરીફાઇ કરો છો—તેવી જાતની છે. અમુક સ્થળે પુજા કરવાના હક્કની 'બોલામણી' કરો, એવી શરતે કે એક લાખથી ઓછી રકમે શરૂ કરવુ નહિ અને પચીસ હજારથી ન્હાની રકમ વડે ન્હડવુ નહિ, અને જે પક્ષ વધારે રકમ બોલે હેને પૂજાનો સ્વતંત્ર હક્ક મળે, પણ હક્કની કિમત તરીકે આપવા કહેલી રકમ બન્ને વર્ગના યુવાનોને કેળવણીમાં આગળ વધારવાના કામમાં ખર્ચવાની શરતે બન્નેના આગેવાનોની બનેલી કમીટીને સોંપવામા આવે. આ રીત પણ જો ન પસંદ પડે તો છેલ્લે ત્રીજી—અને ઘણી જ ગંભીર તથા વજનદાર—રીત તો અવશ્ય સ્વીકારવી જ જોઇએ છે. તે એ છે કે, હિંદના પ્રસિદ્ધ નેતાઓ પૈકી ગમે તે એક અથવા બેને પસંદ કરી એમના હાથમા કેસ મુકી દેવો અને એમનો નિર્ણય બન્નેએ હમેશને માટે કબુલ રાખવો. લોકમાન્ય તીલક, વિદુષી ઍની બીસેન્ટ, મહાત્મા ગાંધી: એમનાથી કોઇ કાળે કોઇનો પક્ષપાત થઇ શકવાનો નથી. તેઓ પક્ષકારોને સંતોષ આપી શકશે, જૈન કોમનું ગૌરવ જાળવી શકશે અને હિંદનું હિત પણ સાચવશે. આ છેલ્લી સૂચના માનવાની જેઓ ના કહેશે તેઓને ખરેખર દેશદ્રોહી કહેવા જોઇશે. જ્હેમનામાં ગાંધી અને તીલક જેવામાં વિશ્વાસ નથી—અગર હેમની સલાહની દરકાર નથી—તેઓને 'હિંદી' કહી શકાય જ નહિ. મ્હેં સૂચવેલ ત્રણે મૂર્તિઓ

ધર્મચુસ્ત છે, મૂર્તિપૂજાને પણ માને છે, દેશનું ગૌરવ જાળવવા અને ખીલવવા માટે તો પ્રાણ પાથરે છે, કાયદાનું જ્ઞાન જડજો કરતાં ઓછું ધરાવતા નથી અને તે સાથે સત્યના અડગ પૂજારી હોઇ કોઇ પણ દિશામાં ઢળી પડે તેમ નથી. બન્ને પક્ષ પૈકીના સમજુ ગૃહસ્થોએ તાકીદે આ દિશામાં હીલચાલ આરંભવી જોઇએ છે. મહાત્મા ગાંધી, જ્હેમની ઉદાર અને નિર્માની પ્રકૃતિને તો આમંત્રણની પણ જરૂર રહેતી નથી, **ત્હેમને તો હું આગ્રહપૂર્વક અરજ કરીશ કે** જૈનો આપને વચ્ચે પડવા અને ન્યાય તોળવાની અરજ કરવા જેટલું ડહાપણ ઉછીનું લાવે એટલો વખત પણ થોભ્યા સિવાય આપ જાતે જ—દેશના ગૌરવ ખાતર અને દેશની એક મહાન કોમની પડતી વધતી અટકાવવા ખાતર—સ્વેચ્છાપૂર્વક જ વચ્ચે પડવાની હીલચાલ કરશો. મ્હારી આ અરજ જાણીતા જૈન અગ્રેસર શ્રીયુત ગુલાબચંદ દેવચંદ? હમણીઆ સોલીસીટર પ્રત્યે પણ છે.

'સમય એ જ રચે છે બલાબલ' એ કહેનાર સાચો જ છે. એક એવો પણ સમય હતો કે જ્યારે ગુજરાતની કીર્ત્તિ દુનિયામાં ફેલાવનાર અને મુસલમાનના ઝનુની હુમલા સ્હામે તથા માંડલિકોની ખટપટ વચ્ચે પણ ગુજરાતનું સારી રીતે જતન કરવામાં સંપૂર્ણ વિજયી નીવડનાર પુરૂષ એક જૈન હતો, અને તે પણ ૨૫-૩૦ વર્ષનો યુવાન જૈન ! આ યુવાન—જેનું નામ પાટણના મંત્રી મુંજાળ હતું—અનેક ટંટા, ખટપટો, સ્વાર્થજાળો અને તોફાનોને ઘણી દુરદેશીથી અને શાન્તિથી દાબી શકતો. એક ૨૫ વર્ષના જૈન આખા ગુજરાતની શાન્તિ જાળવી શક્યો અને આજે દશલાખ શ્વેતામ્બર-દિગમ્બર જૈનોમાંથી—મ્હોટા મ્હોટા વ્યાપારકુશળ, વયોવૃદ્ધ અને ભણ્યાગણ્યા જૈનોમાંથી —એક ન્હાનીસુની અને તે પણ પોતાના ઘરની 'પંચાયત' કરી શકે એવો કોઇ 'નર' મળી આવતો નથી; **આએ અમારો** 'સમય' છે !

અંતમાં, જે ભગવાનની પૂજાના ઇજારા માટે આ સોનાની રેલ વહેવડાવવામાં આવે છે તે ભગવાન જો મુક્તિપુરિની મજા ઘડીભરને માટે મુલ્તવી રાખીને મ્હારી પ્રાર્થના સાંભળવાની દરકાર કરી શકે તેમ હોય તો, ત્હેના પ્રત્યે મ્હારી નમ્ર પ્રાર્થના છે કે "એવો વખત આપો કે હું મ્હારા ભાઇઓ અને પુત્રોથી હારૂં અને દુશ્મનોને હરાવું!"

**કાઠિયાવાડ દશાશ્રીમાળી વણિક મિત્રમંડળ—મુંબઇ** ખાતે થોડાએક સાધારણ સ્થિતિના પરન્તુ કોમી સેવાનો ઉત્સાહ

ધરાવતા યુવાનોએ કાઠિયાવાડી દશાશ્રીમાળી વણિક વર્ગની સેવા માટે એક મંડળ હમણાં ઉભું કર્યું છે. એમનો પહેલો-અને દુરંદેશીભર્યો-નિયમ એ છે કે, નાતને લગતા પ્રશ્નોમાં માથું મારવું નહિ, જુના કે નવા રીવાજો, સુધારા અને ઝગડામાં પડવું જ નહિ. એમનો ઉદ્દેશ છે કોમના માણસોમાંથી નિરક્ષરતા અને નિરાધારતા દૂર કરવાનો. કાઠિયાવાડથી જેઓ નોકરીની શોધ માટે મુંબઇમાં આવે ત્હેમને નોકરીની શોધ કરવામા મદદ કરવી, નોકરી મળતા સુધી ગુજરાનનુ સાધન કરી આપવું, નોકરી કરતા માણસને બીમારી સબબે આવક બંધ થઇ હોય તો બીમારી દરમ્યાન આર્થિક સહાય આપી નીભાવી લેવો, કેળવણી માટે મુંબઇ આવતા વિદ્યાર્થીઓને બનતી મહેનતે સગવડ કરી આપવી; એ ત્હેમના ઉદ્દેશો છે, કે જે સઘળા પ્રશંસાપાત્ર છે. આ રસ્તે તેઓ પોતાના દેશી ભાઇઓની કિમતી સેવા બજાવી શકશે. પરન્તુ આ કામ માટે મ્હોટો સવાલ નાણાંનો છે. મુબાઇમા તેમ જ કાઠિયાવાડમાં વસતા દરેક દશા શ્રી-માળી વણિકે (જૈન, વૈષ્ણવ દરેકે) માસિક રૂ ૦ા ની ફી આપી આ મંડળના મેમ્બર થવુ જોઇએ છે. જો ૫૦૦ મેમ્બર થાય તો મહીને રૂ. ૧૨૫ ની ચાલુ આમદાનીમાંથી ઘણાઓને મદદ પહોંચાડ-નાનું બની શકે. એ તો સૌ કોઇ જાણે છે કે, કાઠિયાવાડમા ધંધા-પાણી કે નોકરી નહિ મળવાથી છેવટે ઘણા માણસો મુબઇ તરફ નજર કરે છે. પણ મુંબઇમાંએ હવે કાઇ પ્રથમની માફક નોકરી-ધંધો મળવો સુગમ નથી લાગવગની ઘણી જરૂર રહે છે, એક-બે મહીના ઘરના રોટલા ખાઇ નોકરીની શોધમાં ફરવુ પડે છે, ત્હારે માંડમાંડ નોકરી મળે છે. એવા માણસોને નોકરીનો પત્તો લગાડી આપવાનુ અને નોકરી મળતા સુધી નીભાવી રાખવાનુ કામ ઓછુ પ્રશંસાપાત્ર નથી. તેમજ અભ્યાસ માટે આવતા વિદ્યાર્થીઓને સગવડ કરી આપવાનુ કામ પણ ઓછું જરૂરનું નથી. આ માટે કરવા જેવું એ છે કે, વાર્ષિક ૧૦૦૦ થી ઉપરની પેદાશવાળા દશા શ્રીમાળીઓનુ એક લીસ્ટ તૈયાર કરવું અને જ્યહારે કોઇ વિદ્યાર્થીને મદદ કરવાનો પ્રસંગ આવે ત્હારે તે વિદ્યાર્થીના વતનની આસપાસના સારી આમદાનીવાળા જ્ઞાતિજનોનાં નામ લીસ્ટમાંથી શોધીને ત્હેમની પાસેથી ફી અને પુસ્તકો જેટલી મદદ (છૂટક છૂટક) મેળવવા કોશીશ કરવી. તેઓથી તે ન બને તો પછી **બીજાં** શહેરોના સારી આમદાનીવાળા જ્ઞાતિજનોને અપીલ કરવી. થોડા વિદ્યાર્થીઓની ફી તથા પુસ્તકો માટે આખા

કાઠિયાવાડના સુખી જ્ઞાતિજનોમાંથી થોડી થોડી રકમ મેળવવી એ મુશ્કેલ નથી; અને ભોજન માટે, મુંબઇમાં વસતા સારી આમદાનીવાળા દશાશ્રીમાળીઓ પૈકી કેટલાકને મળવાથી, તેઓ એકેક વિદ્યાર્થીને પોતાના રસોડે જમાડવામાં ભાગ્યે જ આનાકાની કરશે. મુંબઇના બહોળા ખર્ચવાળા ચાલુ રસોડામાં એક માણુસની રોટલી ભારે પડતી નથી. જે જરૂર છે તે ઉત્સાહી માણુસોની છે, કે જેઓ ઉપર સૂચવેલું લીસ્ટ તૈયાર કરી અવારનવાર મુલાકાતો લેતા રહે અને દેશમાં પત્રવ્યવહાર કરતા રહે. સુભાગ્યે મંડળના જન્મદાતાઓ એવા જ ઉત્સાહી છે. હું તેઓ પૈકીના કેટલાકને મળ્યો છું અને હેમના ઉત્સાહથી સંતોષ પામી મ્હારાથી બનતી મદદ કરવા ઇચ્છા બતાવી છે. હિંદના ઉદયમાં-હિંદને પરસ્પર સહાય અને કેળવણીના પ્રચારની જે વખતે વધારેમા વધારે જરૂર છે તેવે વખતે-આવાં મંડળો ઘણો અગત્યનો ભાગ ભજવી શકે. લાઠી, ચોટીલા, થાન, લખતર આદિ બબ્બે ચચ્ચાર મૅમ્બરોવાળા ન્હાના ન્હાના મંડળોએ આવા એક વ્યાપક મંડળમાં ભળી જવુ જોઇએ છે અને પરસ્પરનુ બળ વધારવુ જોઇએ છે. 'આર્ય નૈતિક નાટક સમાજ'ના માલેક રા. નકુભાઇ શાહ કે જેઓ એક કાઠિયાવાડી દશાશ્રીમાળી વણિક છે હેમને મ્હેં આ મંડળની ઉપયોગીતા જણાવનારો એક પત્ર લખ્યો હતો, જેના ઉત્તરમાં હેમણે કાંઇ પણ ખર્ચ લીધા સિવાય એક સારો ખેલ મંડળને આપવા કબુલ કર્યું હતુ, કે જે ખેલમાથી સુમારે હજારેક રૂપીઆની પેદાશ મંડળને હમણાં જ થઇ ચુકી છે. રા. નકુભાઇનો આ સ્વદેશપ્રેમ મુંબઇ તથા કાઠિયાવાડમાં વસતા દરેક દશાશ્રીમાળી વણિક બન્ધુએ અનુકરણ કરવા યોગ્ય છે. એવો પ્રેમ જે બીજાઓ જ્ઞાતિ અને દેશ પ્રત્યે રાખતા હોય તેઓ પોતપોતાની રીતે મંડળને સહાયભૂત થઇ શકે અને તે દ્વારા દેશ અને કોમનો ઉદ્ધાર કરી શકે. તેથી આ મંડળને સમ્પૂર્ણ વિજય ઇચ્છવા સાથે હું મુંબઇ અને કાઠિયાવાડના દશાશ્રીમાળી વણિક બંધુઓએ આગ્રહપૂર્વક અરજ કરીશ કે, તેઓ પૈકી જેઓ મંડળના મૅમ્બર બનવાની શક્તિ ધરાવતા હોય તેઓએ મૅમ્બર બનવું, પોતાના સ્નેહીસંબંધીઓને મૅમ્બર બનવા સમજાવવા, વાર્ષિક રૂ. ૧૦૦૦ થી વધારે આમદાનીવાળા હરકોઇ સ્થળના દશાશ્રીમાળી કાઠિયાવાડી વણિકોનાં નામ-ઠામ ( પોતાના જાણવામાં હોય તે ) આ મંડળને કે 'જૈનહિતેચ્છુ' ઑફિસને લખી જણાવવાં,

અને જેઓ આબાદ સ્થિતિમાં હોય હેમણે પોતપોતાના તાલુકાના એક, બે કે વધુ વિદ્યાર્થીઓની કેળવણી પાછળ વાપરવાની સરતે પણ અમુક રકમ મંડળીને આપવા બહાર પડવું. પત્રવ્યવહારઃ—શ્રી હીરાચંદ કરમચંદ શાહ, ૩૧૭ કાલબાદેવી રોડ, મુંબઇ.

**ઢાંકપીછોડો ક્યહાં સુધી કરશો?**—આ મથાળાની એક ચર્ચા આ પત્રના ગયા ડિસેમ્બરના અંકના પૃષ્ઠ ૩૨૭-૮માં પ્રકટ થઇ હતી. ત્યાર પછી થોડા દિવસ બાદ મુંબઇના સ્થાનકવાશી જૈન સંઘના એક અગ્રેસર શ્રીયુત મેઘજીભાઇ થોભણ એઓએ મ્હને હેમના ઉપર આવેલો કચ્છનો એક પત્ર વંચાવ્યો હતો અને તે પત્રની નકલ 'હિતેચ્છુ'માં પ્રસિદ્ધ કરવા પોષ્ટદ્વારા મોકલી આપી હતી. આ દુઃખદાયક વિષયપર પડદો પાડવાની મ્હારી ઇચ્છા છતાં, એક આગેવાન ગૃહસ્થની માગણીની છેક જ અવગણના કરવાનુ મ્હને ઉચિત નહિ લાગવાથી એ પત્ર, એમની ઇચ્છા મુજબ, આ નીચે પ્રકટ કરૂ છુ—

સવસ્તિ શ્રી કચ્છ પત્રી મહાસુભસ્થાને સાધર્મીભાઇ શ્રી પ શા નથુ સુરજી ત્યા સંઘ સમશાત વગેરા શ્રી કચ્છ કાંદાકરાથી લી સાધર્મીભાઈ તેજશી ભીમશી ત્યા માગજી રોજપાર વગરા સંઘ સમશતના ધર્મસ્નેહ વાચશો. લખવાનુ જે કાંદાકડામા પરમ દારે માજન ભેગો કરાવીશ હતું ને કાગલ બંન્ને જુઆ તે બધે જુઠા નીકલેઆ પછી ઈ બાઇને બોલાવીઉ ને કહીઉ જે હુ ભુલી અને મને કરમે છેતરી ને હુ મહાજનની આખે છેક પગની રજ છુ એકદમ નમી પડી માફ માગીશ પછે બંધ આપના શા ગનું વીચાર શીઓ જે ઇ ખોટો કાગલ ફારી નાખો અને બધે જાગૂ માફી કરીઉં ને કેલાણજી સામી ઉપરેથી કલંક ઉતારી છે. બહુ ખુશ થઈ છે. આખે ગામે ફટકારો દીધું છે ને નઈ તેવા વચનો સાભલેઆ છે ને એકદમ પગે પડવા લાગી પછી બંનેને દયા આવી ને મુકી દીધુ છે ને શંતોશ રાખીશ છે દા તેજશી ભીમશી શા ૧૯૭૨ના ચૈત્ર સુદ ૩ બુધે,

ઉપરે પ્રમાણેનો કચ્છ—કાંદાકરાના સંઘસમસ્ત તરફનો પત્ર, શેઠ મેઘજીભાઇની ઇચ્છાનુસાર, પ્રકટ કરીને જૈનસમાજ સમક્ષ રજુ કરૂં છું. આ વિષય પર હું પોતે કાંઇ અભિપ્રાય આપવા ઇચ્છતો નથી, લોકો પોતે પોતાની મેળે ઇનસાફ કરી શકશે. પરન્તુ લોકોને ખરો ઇનસાફ કરવા માટે જોઇતાં સાધનો જેટલાં મ્હને મળ્યાં હોય તેટલાં હેમની સમક્ષ રજુ કરવાને તો હું બંધાયલો છું, કે જેથી એક અથવા બીજા પક્ષને, હકીકતોની ગેરહાજરીને લીધે, ગેરઇનસાફ મળવાનો સંભવ ન રહે આ કારણથી, મ્હારા ઉપર આવેલા બીજા પત્રો પણ આ નીચે રજુ કરૂં છું.

પત્ર ૧ લો:—

મહાશય,

આપના 'જૈનહિતેચ્છુ'ના ગયા અંકમા જે ઢાંકપીછોડાની ચર્ચા હતી તે વાચતા કેટલાક ધર્મઘેલડાઓને ભારે વસમું લાગ્યું. ગામ કાંડા-કરાવાળી બાઇને દબાવીને તેને મોઢેથી એમ કહેવરાવ્યુ કે મેં કોઇના કહે-વાથી તેનુ નામ લીધુ હતું, પણ હવે એમ નહીં કરીશ

સાહેબ, આ કામ આવી રીતે દબાણુ કે તરતમા ગામ પત્રીમાં એ બીજી હોળી પ્રકટી. * * * * * નો ચેલો, નામે * * * * * ની સાથેનો એક વિધવાબાઇનો સંબધ અને પરિણામે થયેલું ભયંકર કૃત્ય સઘના જાણવામા આવ્યુ. મુદ્રા—માડવીવાળાએ ગુરૂને કહ્યુ કે ચેલાને રજા આપો હો ગુરૂએ આ વખતે તો ડાહ્યા થઇને હા પાડી છે. પણ વચન કેટલે અંશે પળાય છે તે હવે જોવાનું છે. જો કદાચ સઘાડાથી બાતલ નહિ કરે તો સઘાડામા ભારે ચળવળ થવા સભવ છે

મહેરબાન સાહેબ, આવા બનાવો ઉપરાઉપરી બનવા છતા પણ હજી કેટલાક અંધશ્રદ્ધાવાળા મનુષ્યો કહે છે કે એ વાત રાગદ્વેષથી થાય છે. આ તે શુ? ઘેલછા કે ધર્માધપણુ?

સાહેબ, આપને લોકો પૂછવા આવ્યા હશે કે આ લેખ કોણે મોક-લ્યો હતો? વળી તે લેખ સુધારવાની તમને ભલામણો પણ થઇજ હશે એ બાબતમા અહીં કંઇકંઈ વાતો સંભળાય છે પણ આવી બાબતમા શરમમા તણાશો તો ધર્મનુ સત્યાનાશ જશે તે બાઇ હાલ પત્રીમા છે તેનુ નામ * * * છે ( .................. ) આ માહેતી સિવાય વધારે માહેતી જોઇએ તો મને પુછાવશો મારૂ ચર્ચાપત્ર પ્રગટ કરો તો મારૂ નામ પ્રગટ ન કરશો, કારણકે હુ * * * નો સબધી છુ. સ ૧૯૭૨ ના જેઠ સુદ ૧૨ બોમે.

પત્ર ૨ જો:—

શ્રાવકરત્ન, આપના ગયા અકમાં ઢાંકપીછોડાવાળો લેખ વંચા-તા કેટલાક ભોળા ભક્તોએ ભારે ધાંધળ મચાવી હતી. કાંડાકરાવા-ળાને આ લેખની ખબર પડતાં ઉક્ત બાઇને બોલાવી, તેની પાસેથી તે મુનિના આવેલા પત્રો લઇલઇને, છએક જણ મળી-વાંચી-ફાડી નાખ્યા, અને બાઇને એવી ધમકી આપી કે હવે જો તુ સાધુનું નામ લઇશ તો તને નાતબાહારી કરીશું અને રોટલા મળતા બંધ કરા-વીશુ અને દરેક રીતે હેરાન કરીશુ. આ ધમકીથી બાઇ ડરી ગઇ ને એવું લખી આપ્યું કે હવેથી હું સાધુનુ નામ લઇશ નહીં ને મને કોઇની શીખવણીથી એ મતિ આવી એમ કહીશ. આ કબુલાત લઇ-ને પત્રી મુકામે પુજ્યને પત્ર લખ્યો કે, સાધુ નિર્દોષ છે ને જૈન-

હિતેચ્છુવાળા પર કેસ માંડવો. એમાં પત્રીવાળા, કાંડાકરાવાળા, મુંદ્રા-વાળા ઓશવાળ મળ્યા ને મેઘજી થોભણને લખ્યું કે તમે તે લખ-નાર ને છપાવનારની શોધ કરજો. તેમણે શું કર્યું તે મારા જાણવામાં આવ્યું નથી. આ અરસામાં વળી પત્રીમાં એક અવનવો બનાવ બન્યો. પત્રીમાં × × × × નામની ૧૭ વર્ષની બાઇને હમેલ રહ્યા. તેને × × × × ની × × × મા.ર્ફતે × × × × કરાવ્યો. પાછળ-થી એ વાતની ખબર પડતાં પુછા થઇ. તેમાંથી કેટલાક લોકોને સારો તડકો પડયો. છેવટે બાઇએ કહ્યું કે × × × × × × નામના સાધુ સાથે મારો છેડો હતો, તેમાંથી આ થયું. પત્રીના શ્રાવકોએ પૈસાના જોરથી આ વાત દબાવી પણ મુદ્રા-માંડવીવાળા શ્રાવકોને ખબર પડવાથી પુજ્ય પાસે ગયા; પુજ્યને પુછયું, તેમણે પ્રથમ તો નાકાર દીધો પણ પછી દબાણથી પુછતાં હા કહી. પછી શ્રાવકોએ પુછયુ કે હવે × × × × × સાધુ માટે શુ કરવું? ત્યારે પુજ્યે કહ્યુ કે, તમે કહો તેમ. શ્રાવકે પુજ્યના હાથની સહી લીધી ને ઠરાવ કર્યો કે તે સાધુનો વેશ ઉતારવો અને કાં ફરીથી દીક્ષા આ-પવી. આ ઠરાવ કરી પોતપોતાના ગામે ગયા.

આ અરસામાં શેઠ મેઘજી થોભણ કચ્છ-માંડવી આવ્યા, ને બીના જાણી પૂજ્યને તેડવા સાતેક જણ મળી પત્રી ગયા. પૂજ્યને માંડવી પધારવા ઘણુ કહ્યુ, પણ ન માન્યુ. તેના કારણમાં એમ સંભ-ળાય છે કે પૂજ્યે કહ્યુ કે જો × × × × × સાધુનો ગુન્હો ઓછો થાય તો માંડવી આવું. આથી તેઓ ભારે દીલગીર થઇ, જમ્યા વગર, પત્રીથી માડવી રવાને થયા.

આ બનાવથી કચ્છમાં ભારે ખળભળાટ મોટા પક્ષના સમુદાયમાં ચાલે છે. આનું પરિણામ શું આવશે તે કહી શકાતું નથી. ગુન્હેગારને હજી કાંઇ શિક્ષા થઇ સંભળાતી નથી, તેમ તેમના ભકતો પણ હજુ વળગી રહ્યા છે. શહેરોવાળા મુગે મોડે જોયા કરે છે.

ગયા અંકના લેખ માટે અમુક ભલા મુનિપર સૌને વહેમ છે, અને એમના ઉપર વેર લેવાની વાતો ચાલે છે. કાંડાકરાની ખરી બી-નાને આવા રૂપમાં મચરડીને સાધુને બચાવવા તથા નિર્દોષ ઠરાવવા ખટપટ કરે છે ત્યારે કોઇ પુછશે કે બાઇ જ્યારે બાળક લઇને આવી હતી તે વખતે કાંડાકરાના સાચા ભકતો કયાં ગયા હતા? વખાણમાં એક એક થઇ કોટડીપર ચડી રવાને કાં થતા હતા? જો તમે સાચા

જ હો તો તે વખતે નાશવાની શી જરૂર? વળી મુનિ નિર્દોષ જ **હોત તો પ્રભાતના નાશી કાં જાય ?** વળી બાઇ ઉપર **મુનિએ લખેલા કાગળો જો બનાવટી હતા તો પછી તેને ફાડી શું કામ નાખો છો?** ફાડી નાખ્યા ત્યારે તો એજ સમજાય કે મુનિના ગુન્હાનો લેખીત પુરાવો હાથ લાગ્યો છે તેથી માર્યા જવાશે એમ સમજીને આંહોમાંહે વાંચી ખોટા ઠરાવી ફાડી નાખ્યા હશે. પણ પૂછનાર કોણ છે? અહીં તો, 'સાંગો ગોવાળ કહે તે જ ગામ ગાભણી'! એવી વાત છે—એવો જ ન્યાય આ દેશમાં ચાલે છે.

શેઠ મેઘજીભાઇ જો કે માણસ ઉંચા વિચારના હશે તથાપિ તેમને પૂજ્ય માટે મોહ છે, અને તેને લીધે ખરી વાત સમજવા છતાં તે તેમને દબાવીને કહી શકે તેમ નથી. એ પત્રી આવ્યા ત્યારે ખુલ્લા દીલથી જરા દબાવીને કહ્યું હોત કે આમ થશે તો અમે તમારા નથી, તો પૂજ્યને પણ વિચાર કરવો પડત.

કહેવતમા કહેવાય છે કે વાણિયા બહુ ડાહ્યા. પણ હાલ **તો વાણિયાનું ડહાપણ મુનિઓ ચરી** ગયા છે ( ભક્ષ કરી ગયા છે )! જો અમારામાં ડહાપણ હોત તો અમારો ધર્મ અમારા દેખતા વગોવાત નહીં. પણ લાચાર કે નથી ધર્મનું સાચું અભિમાન, કે નથી શાસ્ત્રનુ જાણપણું, છે માત્ર સાધુનો પક્ષપાત. આવા બનાવો **ઉપરાઉપરી** બનવાથી મને ડર લાગે છે કે આ ધર્મ ટકવો મુશ્કેલ છે. આ સઘાડાના કેટલાક શ્રાવક બીજા સંઘાડામાં ને કેટલાક બીજા ધર્મમાં પણ ભળવા લાગ્યા છે, પણ તે છતા હજી સાધુઓની અને અગ્રેસરોની આંખ ઉઘડતી નથી અને ઉલટા ગુન્હેગારોના ગુન્હા દબાવતા જાય છે ને શિખામણ આપવા આવે તેને હલકા પાડવા, ધિક્કારવા ને નુકશાન કરવા તૈયાર થાય છે. મારૂં દીલ આ માટે બહુ જ બળે છે તેથી આપને આ હકીકત લખી છે. અમારા દેશની સ્થિતિ એવી છે કે અમારાથી ખુલ્લુ નામ આપવાનું બની શકે નહીં, માટે મારૂં નામ જાહેર ન કરતા હકીકત છાપશો અને બીજી જે આહેતી જોઇએ તે પુછાવશો, તેમજ મુબઇમા ભાતબજારમાં ઘણા ભાઇઓ છે તેમને મળવાથી પણ હકીકત મળી શકશે. બાકી તો 'ભેંસનાં સીંગડાં ભેંસને ભારે છે' ને 'પાપનો ઘડો ભરાય છે ત્યારે આપોઆપ ફુટે છે.' હાલ એ જ. સુ. × × × ( કચ્છ ).
તા. ૨૦ જુન ૧૯૧૫.

**પત્ર ૩ જો. ( બન્ને અંકમાંના લેખમાંની ખબર આપનાર મહાશય તરફથી ).**

આવકરત્ન શ્રી ! ' હિતેચ્છુ 'નાં કિમતી આધ્યાત્મિક પાનાં કચ્છ-ની ગંદી ખટપટ વડે ભરવાની મારે આપને અરજ કરવી પડે છે તે માટે ખરેખર બહુ દીલગીર છું. પરન્તુ સમાજમાંથી સડો અને ક્લેષ કઢાવવા ખાતર આપના આધ્યાત્મિક શોખવાળા વાચકો મારા તરફ મીઠું દીલ રાખશે એમ હું માગી લઉ છુ.

આપનો ડિસેમ્બર અંક બહાર પડયા પછી કચ્છમાં હોહા થઈ રહી છે. લખનારને શોધવા સૌ ફાંફાં મારે છે અને આપને પત્રો લખાયા છે એમ મારા જાણવામાં આવ્યું છે. હું કોઇનો દુશ્મન નથી, તેમ આ ચર્ચાથી મને કોઇ રીતે અંગત લાભ ,નથી, માત્ર ધર્મની પડતી બચાવવા ખાતર અને સંઘાડામાં ચાલતો ક્લેષ અટકાવવા ખાતર જ મારે આપના પત્રનુ શરણ લેવું પડયુ હતું. અને જ્યારે આશય નિર્મળ છે ત્યારે મારે ડરવાની કે છૂપાવાની પણ જરૂર નથી. હું જાણું છું કે મારૂ નામ ખુલ્લુ થતા મારા ઉપર કાંઇ કાંઇ વીત-કડા વીતશે. પણ ધર્મ ખાતર તે મુગા મુગા સહન કરવા હું તૈયાર છું. માટે જ્યારે પણ આપને પ્રસંગ આવ્યો જણાય ત્યારે નામ ખુ-લ્લુ કરતા જરા પણ અચકાશો. નહિ, અગર યોગ્ય લાગે તો હમણાં જ નામ પ્રસિદ્ધમા મૂકશો.

બાઇને માથે બેવડો જુલમ થયો છે. એક પતિહીન પરાધીન બનેલી સ્ત્રી, કે જેની પાસે કાંઈ પણ રહી જવા પામ્યું હોય તો તે માત્ર શીયલ રત્ન જ રહ્યું હતું, તે રત્ન પણ તેની પાસેથી ઝુંટવી લઇને, ઉપરથી વળી તેના ઉપર દબાણ કરી–રોટલાની મુશ્કેલી ઉભી કરવાની ધમકી આપી–' મુનિએ કુકર્મ નહોતું કર્યું પણ મ્હેં એમના ઉપર ખોટું આળ મૂક્યું હતું ' એમ બોલવાની ફરજ પાડવી, એ ' લાત ઉપર અપમાન ' કરવા બરાબર–હદપારની નિર્દયતાભરી વર્તણુક નહિ તો બીજું શું વારૂ ?

બાઈ વિધવા છે એ શું ખોટી વાત છે? એણે બાળક જણ્યું અને તે આખા ગામે જોયું તે વાત શું ખોટી છે? બાઇ તે બાળકને લઇને અપાસરે આવી અને ભરપુર મેદની સમક્ષ બધું દુઃખ રોવા લાગી તે વાત શું કોઇ રીતે જૂઠી ઠરાવી શકાય તેમ છે? ( ગામ-પરગામના ઘણા માણસો એક ભોજનના પ્રસંગને લઇને તે વખતે

હાજર હતા). બાઇની સામે અપાસરાના બારણાં બંધ કર્યાં—તે બીચારી રડી—ખોળા પાથર્યા—હાહાકાર મચી રહ્યો—તે વખતે કાંદાકરાનું મહાજન ક્યાં ગયું હતું? ભલું થાય પેલા દેરાવાસી બન્ધુ શેઠ નાનજી ફુરપારનું કે જેમણે બાઇને સમજાવી, મનાવી, જૈનધર્મની લાજ રાખવા ખાતર ઘેર મોકલાવી દીધી. મહાજનને શું અવસ્વાપિની નિદ્રા આવી હતી કે જેથી તે વખતે સાચ-જૂઠની પરીક્ષાના ઉપાય ન સુઝયા અને હવે રહીરહીને ત્રણ વર્ષે જ્યારે 'હિતેચ્છુ'માં ટીકા થઈ ત્યારે જ બાઇને સાચ-જૂઠ પુછવાનું સુઝયુ? એમાં પણ જોવાનું છે કે, અંક બહાર પડયા પછી એક મહીને બાઇની જુબાની લેવામાં આવી છે.

બાઇને હરામી હમેશ રહ્યા બાદ શ્વશુરપક્ષે ઉદરપોષણનું ખર્ચ આપવું બંધ કર્યું હતું, તે વખતે તેને પોષણ આપવા અને વ્યવસ્થા કરવા બાબતના ભુજથી આવેલા પત્રો * કોણે લખ્યા હતા? એ પત્રો કોના હસ્તાક્ષરના છે? એ વગેરે બાબતની બારીક તપાસ **બીજાઓની રૂબરૂમાં** કરવા વગર જ કાગળને ફાડી નાખવાનુ કારણ શુ હતું? માંડવીના સંઘને તે કાગળ કેમ ન મોકલ્યા? યા પૂજ્યશ્રી ઉપર? આમ બેચાર એક પક્ષના માણસો મળી બાઇને ગમે તેમ ધમકાવી એકરાર કરાવી લે અને લેખીત પુરાવારૂપ પત્રો ઘરના ખૂણે બેસી ફાડી નાખે એથી શુ રોષિતને દુનિયા નિર્દોષ માની લેવાની હતી કે?

બાઇએ સાધુ ઉપર ખોટુ આળ મૂક્યુ હતુ! આ એક કેવી વિચિત્ર વાત છે! શુ કોઇ ખાનદાન કુટુંબની બૈરી કદાપિ એમ કહેવા જાહેરમાં બહાર પડશે કે મ્હને ફલાણા સાથે સમ્બન્ધ છે? અને તે પણ સાધુનું નામ દે? સાધુનું નામ દેવાથી એને ફાયદો કાંઇ નથી, જ્યારે નુકશાન દરેક છે સેંકડો માણસો—અને તે પણ પોતાની નાતના—ની રૂબરૂમાં આવીને એક ખાનદાન બાઇને જ્યારે રોઇ કૂટીને—ખોળા પાથરીને આ હકીકત કહેવાની ફરજ પડી હશે

---

* બાઇના ઉપર મુનિએ લખેલા કહેવાતા પત્રોમાંના કેટલાકની મતલબ મને આ પ્રમાણે જણાવવામાં આવી છેઃ—તું ગભરાઇશ નહિ, મેં તારા અને ફરજંદના ભરણપોષણ માટે બંદોબસ્ત કર્યો છે. આપણા ઉપાયો કામ નથી લાગ્યા; જે થયું તે થયું, પણ તું જેમ સુખી થઇશ તે પ્રમાણે કરીશ. તારા માટે મને પુરતી લાગણી છે. હું સાંભળું છું કે તારા સસરાએ ખોરાકી-પોષાકી આપવી બંધ કરી છે પણ તેની ચિંતા કે ફિકર કરીશ નહિ.

ત્યારે એના દુઃખનો કાંઇ પાર હશે? અને એવી દુઃખીઆરી બાઇને 'દાઝયા ઉપર ડામ' દેવામાં જૈન જેવી દયાળુ કહેવાતી કોમ જરા પણ વિચાર ન કરે એ શું ઓછા ખેદનો વિષય છે? ફક્ત પોતાના સાધુનું નાક રાખવા માટે, ધણી, શીયલ અને સ્વશુરપક્ષની સહાય એ સર્વ ગુમાવી બેઠેલી બાઇ ઉપર, સાધુને ખોટી રીતે હેરાન કર્યા બાબતના ખોટા એકરાર કરાવવા રૂપી જુલમ ગુજારવો એ તો એક નિર્દયમાં નિર્દય માણસ પણ સહન નહિ કરી શકે.

મુનિ કલ્યાણજી કે જેના બચાવ માટે આ બધી ખટપટ ચાલી રહી છે તેના આ ગુન્હાના પ્રસંગ બાબતમાં હું એક મુદ્દા ઉપર આપનું લક્ષ ખેંચીશ. સંવત્ ૧૯૭૦નું મુનિ કલ્યાણજીનું ચોમાસું કાંદાકરામાં ઠરવાનું હતું તે વખતે આગેવાનો પૈકીના એક ભદ્રિકસ્વભાવી શા. મુરૂ દેરાજે મહારાજ શ્રી કાનજી સ્વામી તથા નાગજી સ્વામીને ભાર દઇને કહ્યું હતું કે, "કલ્યાણજીને ચોમાસુ મુકતા નહિ અને મુકો તો કોઇ મોટેરા સાધુ સાથે જ મુકજો." આ સૂચના કરનારે આગળ પાછળના અનુભવને લઇને જ સૂચના કરી હતી, પણ તે ન માનવામાં આવી, મુનિને કોઇના વડપણ વગર જ ચોમાસું મુક્યા અને મુનિને આ ચોમાસાંમાં હમેશ કરતાં વધારે પ્રમાણમાં બાઇઓ સાથે આલાપ-સંલાપ અને એકાંતનો પરિચય કરવાની સગવડ મળી(જે માટે ઘણાઓ ચોમાસા દરમ્યાન ટીકા કરતા અને ઠપકો આપતા. ) અને પરિણામ શુ આવ્યું તે ફરી કહેવાની જરૂર નથી.

જે બન્યુ તે બન્યુ. બનેલી વાત છૂપાવવા જતાં ઉલટા બેવડા ગુન્હા થાય છે અને વધારે કલેષ, કુસંપ અને પાપ જ નીપજે છે. શ્રી જિનરાજનો માર્ગ આપણને સ્પષ્ટ કહે છે કે, દોષ ન થાય તે સૌથી ઉત્તમ, પણ પ્રમાદાદિને લીધે થતો દોષ સુધારી લેવામાં જેટલું શ્રેય છે તેટલુ છૂપાવવામાં નથી જ. દુનિયાએ ફજેતી જોઇ-જાણી, સંઘમાં ખુદમાં ત્રણ ત્રણ વર્ષ સુધી આ બનાવને લીધે જ અસંતોષ ચાલ્યો, ખેદ-ઉદ્વેગ-ખટપટ-પ્રપંચ પથરાયા, પૂજ્ય શ્રી પોતાને પાય-તખ્ત અથવા ગાદીનું સ્થળ માંડવી છોડવું પડયુ, સાધુ-સાધ્વીનાં મન ઉંચાં થયાં:-આટઆટલુ બનવા છતાં હજીએ પક્ષપાત ન છોડાય સો મારે પક્ષકારોને નમ્રતાપૂર્વક અરજ કરવી પડે છે કે, '**જેમ જેમ કાંબળ ભીંજાતી જાય છે તેમ તેમ ભારે થતી જાય છે**' માટે ધર્મશાસ્ત્રોની આજ્ઞા, ધર્મની શુભ કીર્ત્તિ, સંઘાડાનો સંપ, અને

સાધુઓના આચારપર રખાતાઅંકુશવડે એમને પોતાને તથા દુનિયાને થતો ફાયદો: આ સર્વ બાબતો ધ્યાનમાં લઇ **હજીએ સમજો, પક્ષપાત છોડો અને તટસ્થ સજ્જનો પાસે ન્યાય તોળાવી ગુન્હેગાર** જણાય તેને ઘટતો દંડ દઇ સંઘાડાનુ ઐક્ય જાળવો. આરોપવાળા મુનિને પણ મારી વિનંતિ છે કે, આપ જેમ વક્તા તરીકે પંકાઓ છો તેમ વિશુદ્ધ ચારિત્ર આરાધક તરીકે પણ પંકાઇ શકશો, અને **ખરી મુક્તિ તો તેથી જ છે,** માટે ખરેખરી નામના કરવી હોય તો આપ જ જાતે ખરી હકીકત જાહેરમાં મૂકી શુદ્ધ બનો, કે જેથી સંઘમાંનો કલેષ આપોઆપ બંધ થાય અને આપની નિર્મળ બુદ્ધિ ઉપર બુદ્ધિશાળી જનો ફીદા થાય. છદ્મસ્થ માણસ કાંઇ દોષ ન જ કરે એમ તો છે જ નહિ; પણ જે સજ્જન હોય છે—બીજાઓ કરતાં ઉચ્ચ કોટિનો હોય છે તે માણસ ભૂલ કરીને પસ્તાય છે અને પોતાની જાતે પોતાની નિંદા રૂપી અગ્નિમા પેસી પવિત્ર થાય છે.

જો મુનિશ્રીથી આટલી હિમત ન ધરી શકાય તો મોટીપક્ષના અગ્રેસરો પ્રત્યે મારી વિનતિ છે કે, તેઓએ રા. પીતાંબરભાઇ હાથીભાઇ (પાલનપુરના માજી કારભારી અને સંઘના અગ્રેસર), રા. વાડીલાલ મોતીલાલ શાહ ('જૈનસમાચાર' અને 'જૈનહિતેચ્છુ'-વાળા) રા. પુરૂષોત્તમ માવજી વકીલ (રાજકોટ), રા, અભયચંદ કાળીદાસ વકીલ (જેતલસર કૅમ્પ) એ ચાર ન્યાયી અને વિચારશીલ સંઘહિતેચ્છુઓને કચ્છમા આમત્રણ આપી તેમની પાસે ફેનસાફ કરાવવો અને તે કરે તે મંજુર રાખવાની બન્ને પક્ષે સહીઓ આપવી.

એ વાત કબુલ કરતા પણ ડર લાગતો હોય તો કચ્છ—માંડવી-ના આગેવાન શેઠ **શીવજીભાઈ** દેવશી, સેક્રેટરી મી. માણેકચંદ પાનાચદ, કચ્છ—મુંદ્રા સંઘના આગેવાન શ્રીયુત રામજીભાઇ લાલચદ, અંજાર સંઘના રા. સાકરચદ મોતીચદ પ્રભુ એ ચાર ધર્મપ્રેમી ગૃહસ્થો પર પુરતો વિશ્વાસ મુકી તેમની પાસે ફેનસાફ કરાવવો. મને ભરોસો છે કે, આ ગૃહસ્થો થીગડા દીધા વગર સંઘની દશા સુધારવાની લાગણી વાળા અને કોઇથી દબાવ્યા દબે નહિ એવા છે તેથી ન્યાય બરાબર મળશે. બાકી કાંડાકરા જેવા 'સુઇ સુઇને જાગે, ત્યારે ઓજો ખીચડો માગે' એવા ગામના બેચાર માણસો મળી ઢંગધડા વગરના બચાવ કરે એ કોઇ રીતે ચલાવી લેવાય તેમ નથી.

આ લખવામાં મારે કોઇ પર દ્વેષબુદ્ધિ નથી. ઢુંઢની પ્રત્યેક વ્યક્તિ પ્રત્યે આ લખનારને સમભાવ વર્તે છે. આ સમુદાયમાં બીજા કેટલાક સમુદાયો કરતાં અભ્યાસનું જોર વધારે છે, તેથી તે શોભતો છે, અને કુંદનમાં હીરો બળે તો વધારે દીપે તેમ જ્ઞાનમાં ચારિત્ર ભળે તો વધારે કીર્તિ થાય એમ સમજીને જ મારે આ લખવું પડ્યું છે. હું કોઇના ઉપર પણ આક્ષેપ કરવા ખુશી નથી એ હું પરમાત્મ સાક્ષીએ જણાવું છુઃ તથાપિ કોઇ વ્યક્તિને મારો દોષ જણાય તો તે પોતાની શુદ્ધતા કરેથી હું તેમની ક્ષમા તેમના ચરણમાં પડીને માગવા તૈયાર છુ. ૐ શાન્તિ શાન્તિ શાન્તિ:

***

બન્ને પક્ષ તરફથી મળેલા પત્રો જાહેર પ્રજાને ઇનસાફ તોળવામાં સાધનભૂત થાય એટલા માટે પ્રસિદ્ધ કરી એટલેથી જ હું વિરમીશ. મ્હારા તરફની કાંઇ ટીકા હમણા ઉમેરવાનું મુલતવી રાખીશ, અને આશા રાખીશ કે શેઠ મેઘજીભાઇ જેવા મુંબઇના ઉદાર વાતાવરણમાં વસતા કચ્છી આગેવાન પોતાના જ સમુદાયના આ કલેશનો નિવેડો લાવવામાં પોતાની સઘળી લાગવગ, અનુભવ શક્તિ અને પ્રમાણિકતાનો પુરતો ઉપયોગ કરશે. 'હિતેચ્છુ'ના કિમતી પાનાં મ્હારે આ દુખજનક ચર્ચાને ધારવા પડયા છે એ માટે હું ઘણો દીલગીર છુ; પણ જગાએ જગાએ આવા અંધેર ચાલે છે તેવા વખતમાં એકાદની બરાબર ખબર લેવામાં આવે તો બીજાઓને ધડો મળે અને ભયથી પણ સીધા ચાલવા લાગે, એ વિચારથી જ 'હિતેચ્છુ'ને ઉંચા વિચારોના આસમાનમાંથી ઘડીભરને માટે નીચે ગટરમાં નાખવુ પડયુ છે; કલ્યાણજીનો તો દંડ થશે ત્હારે થશે પણ વગર ગુન્હાએ 'હિતેચ્છુ' નો દંડ થઇ ગયો છે' કલ્યાણજી તો કાઠિયાવાડમાં લેહેર કરે છે અને કચ્છવાળા બનાવથી અજાણ્યા છાપાંઓ દાસ અસાધારણ બડાઇઓ છપાવે છે. ભોળા બિચારા છાપાવાળાઓ ! તેઓ અજાણતાં કુલટાના દલાલ થઇ પડે છે ! કાઠિઆવાડી જૈનો-સ્થાનકવાશી તેમજ દેરાવાસી ( કારણ કે આ મુનિ વળી દેરાવાસી મુનિની સાથે સાથે વિહાર કરી સાથેજ ભાષણો આપતા ફરે છે અને 'સુધારક' તરીકેનો ફાંકડો દેખાવ કરી બન્ને સમુદાયને ભોળવે છે ) બન્નેને વખતસરની ચેતવણી આપવાની ફરજ મ્હારે બજાવવી પડે છે કે, કચ્છમાં કલ્યાણજી મુનિ ઉપર મૂકાયલું ભયંકર આળ

જ્હાં સુધી દૂર ન થાય ત્હાં સુધી એમના સંસર્ગમાં ન આવવું અને સ્ત્રીઓના સહવાસમાં ત્હેમને જરા પણ આવવા ન દેવા એ આત્મરક્ષણ માટે આવશ્યક છે. —વા. મો.* શાહ.

**મોડામોડા પણ લજપત સિંહ ગાજ્યો ખરો !:**—લાલા લજપતરાયને હિંદના એક સાચા, દુરદેશ તથા સમર્થ રાજદ્વારી પુરુષ તરીકે તો માત્ર હિંદ જ નહિ પણ દુનિયા પીછાને છે, પરન્તુ તેઓ એક જૈન કુટુમ્બમા જન્મેલા—જન્મથી જૈન—છે એ વાત ઘણા થોડાઓ જાણતા હશે. દશ વર્ષ ઉપર પંજાબમાં ધાર્મિક જુસ્સો ઉત્પન્ન કરવા હું મુસાફરીએ નીકળ્યો હતો ત્હારે મ્હને જાણવા મળ્યું હતું કે તેઓ સ્થાનકવાસી જૈન કુટુંબમા જન્મ્યા છે, અને ત્હેમના વડીલો એ ધર્મના મુનિ અને આગેવાન શ્રાવક કાયમ રહ્યા છે, જ્હારે તેઓ પોતે આર્યસમાજમા જોડાયા છે. આ બનાવ માટે ઘણા જૈનો અંદરથી દીલગીર જણાતા હતા, પરન્તુ મ્હને પોતાને એ બનાવ એક જાતનો દીલાસો આપનાર થઈ પડયો હતો. મ્હારા 'જૈનસમાચાર'મા, ત્યાર પછી, મ્હેં અનેક વખત જૈનોને મ્હેણાં મારતાં લાલા લજપતરાયની ધર્મક્રાન્તિ સમ્બન્ધી ખુલ્લો ઇસારો કર્યો હતો અને ઘેટાંઓના ટોળા વચ્ચે સિંહ રહી શકે જ નહિ એમ જણાવ્યું હતુ. પરન્તુ જૈન કુટુંબમાં જન્મેલા અને વર્ષો સુધી જૈનોના સહવાસમાં રહેલા એ રાજદ્વારીએ અત્યાર સુધી આજના જૈન ધર્મ અને જૈન સમાજ સમ્બન્ધમાં પોતાનો અભિપ્રાય કેમ જાહેર કર્યો નહિ હોય એ બાબત હમેશ મ્હને આશ્ચર્ય લાગતું. આખરે વર્ષોની ચુપકી પછી આજે તે સિંહ ગર્જ્યો છે એ જાણી મ્હને તૃપ્તિ થઇ છે. આકાશમા ગડગડાટ થાય ત્હારે જ સિંહને ગર્જના કરવાની પ્રેરણા થાય છે, મતલબ કે નજીવા બનાવનો પડઘો પાડવા સિંહ દરકાર કરતો નથી, તેમ લજપત સિંહ હમણાં ગર્જ્યો છે તે પણ જૈનો જેવા ઘેટાની આજીજી કે ઉશ્કેરણીનો જવાબ વાળવારૂપે નહિ, પણ હિંદના એક માનીતા પુરુષ મહાત્મા ગાંધીએ અહિંસા સમ્બન્ધમાં ઉચ્ચારેલા વિચારો ( કે જે જૈનના વિચારોને તદ્દન મળતા છે ) તેથી ઉશ્કેરાઇને એક લેખદ્વારા હમણાં ગર્જના કરી છે, કે જે ગર્જના દ્વારા જૈનોને તેમજ મહાત્મા ગાંધીને બન્નેને—સચોટ જવાબ મળી જાય છે. આ લેખ ત્હેમણે હમણાં જૅપાનથી લખીને 'મૉડર્ન રિવ્યુ' નામના પ્રથમ પંક્તિના માસિકપત્રમાં

પ્રકટ કરાવ્યો છે, અને પ્રકટ થતાં જ તે લેખના અનુવાદ જૈન પત્રોમાં છપાઇ ગયા છે, જો કે એ માનવંતા પુરૂષપર ટીકા કરવાને હજી કોઇ જૈન પત્રકારે કે સાધુએ હિંમત ધરી નથી. બીજા દરેક સિદ્ધાન્તની માફક અહિંસાના સિદ્ધાન્તની પણ તરફેણ તેમજ વિરૂદ્ધમાં પુષ્કળ બોલાય તેમ છે. કોઇ પણ જમાનામાં, અને દુનિયાના કોઇ પણ ભાગમાં, કોઇ પણ ડાહ્યામાં ડાહ્યો માણસ એવો નથી થયો અને થઇ શકશે પણ નહિ, કે જે એવો કોઇ સિદ્ધાન્ત ઉત્પન્ન કરી શકે, કે જે સિદ્ધાન્ત એકાન્ત સત્ય ધરાવતો હોય. જ્હેને 'સત્ય' કહેવામાં આવે છે તે કોઇ 'ચીજ' નથી, પણ સમર્થ આત્માની 'બનાવટ'—'સૃષ્ટિ'—'કલા' ( creation, art, *interpretation* of 'thing's ) છે, એ વાત આજે સેંકડે ૯૯ ટકા વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનીઓ પણ માનતાં આંચકો ખાશે. એ તો ગમે તેમ હો, 'અહિંસા'ના સિદ્ધાન્તને આજે જૈનો અને મરહુમ જૈન તત્ત્વવેત્તા રાયચંદભાઇના પ્રસંશક શ્રીયુત ગાંધી જે અર્થમાં માને છે તે અર્થ વધારે વખત ચલાવી લેવો એ હિંદને તેમજ esoteric Jainism (જૈન ધર્મની 'નિશ્ચય' દૃષ્ટિ)ને પાલવે તેમ નથી; એટલા માટે લાલા લજપતરાયે 'મૉડર્ન રિવ્યુ' મા કહાડેલા ઉભરાને હું એક જૈન તેમજ હિંદી તરીકે આભાર અને હર્ષની લાગણીથી વધાવુ છુ અને તે લેખને 'વખતસરની ચેતવણી' રૂપે માની આ નીચે ત્હેનો ( બીજાઓએ કરેલા ભાષાન્તરો લાલાજીને અન્યાય આપે એવાં મ્હને લાગવાથી, મ્હારા હાથે જ કરેલો ) ગુજરાતી અનુવાદ રજુ કરવાની જરૂર જોઉં છું.—

## 'अहिंसा परमो धर्मः'—एक 'सिद्धांत' के 'घेलछा' ?

લખનાર, લાલા લજપતરાય.

'સત્યથી વધારે ઉંચો કોઇ ધર્મ નથી' અને 'અહિંસા પરમો ધર્મઃ' થી વધારે મહત્તાવાળો કોઇ જીવનવ્યવહાર નથી. આ સિદ્ધાન્તને જો બરાબર સ્હમજવામાં આવે અને સ્હમજીને વ્યવહારમાં મુકવામાં આવે તો તે વડે મનુષ્ય મહાત્મા અને વીર બને છે; ખોટી રીતે સ્હમજવામાં આવે અને ખોટી રીતે તે પર અમલ કરવામાં આવે તો તેથી મનુષ્ય બાયલો, હીચકારો, નીચ અને બુઝદિલ બને છે. એવો એક સમય હતો કે જ્યારે હિંદીઓ આ સિદ્ધાન્તને ત્હેના ખરા સ્વરૂપમાં સ્હમજતા અને ત્હેનો માત્ર સદુપયોગ જ કરતા;

અને તે વખતની હિંદી પ્રજા સત્યવાદી, મહત્તાવાળી અને બહાદુર હતી. પછી એવો એ જમાનો આવ્યો કે જ્યારે કેટલાક ભલા માણસો, જેઓનો આશય ખરેખર શુભ હતો અને જેઓ બીજી બધી રીતે સાધુ પુરૂષ હતા, હેમણે આ 'સિદ્ધાન્ત' ને એક 'ઘેલછા'નું રૂપ આપ્યું, અને **બીજા બધા સદ્દગુણોના શિખર પર** આ સિદ્ધાન્તને મુક્યો, એટલું જ નહિ પણ, સચ્ચારિત્રની **એકની એક કસોટી** 'અહિંસા પરમો ધર્મ:' છે એમ મનાવ્યું. બીજા બધા સદ્દગુણો કે જે મનુષ્યો અને પ્રજાઓને મહાન બનાવે છે હેમને તેઓએ પાછળ પાડી દીધા (ગૌણ બનાવ્યા) અને આ ગુણને ભલાઇની સર્વોત્કૃષ્ટ કસોટી તરીકે ઠરાવ્યો. હિમત, શૌર્ય, વીરતા એ સર્વ અદ્રશ્ય થયું. ઇજ્જત અને સ્વપ્રતિષ્ઠા (સ્વમાન) પર પડદો પડયો. સ્વદેશાભિમાન, દેશપ્રેમ, કુટુમ્બપ્રેમ, જાતિ પ્રત્યે માનની દૃષ્ટિ. એ સર્વ ભુંસાઇ ગયુ. 'અહિંસા'ના દુરૂપયોગને લીધે જ, બીજી તમામ બાબતોના ભોગે આ એક ગુણ ઉપર અપાતા **અતિશયોક્તિ ભરેલા મહત્વને લીધે જ**, હિંદુઓની સામાજિક, રાજકીય અને નૈતિક અધોગતિ થવા પામી. તેઓના સ્મરણમાંથી આ વાત જ ચાલી ગઇ કે **પુરૂષાર્થ (વીરતા) એ પણ અહિંસા જેટલો જ મ્હોટો સદ્દગુણ છે.** વસ્તુત પુરૂષાર્થનો અર્થ બરાબર સ્હમજવામાં આવે તો તે અને અહિંસા કોઇ રીતે પરસ્પરવિરોધી ગુણો નથી. તેઓ આ સત્યને તો વીસરી જ ગયા કે, સબળ સ્હામે નિર્બળનું રક્ષણ કરવું અને આક્રમણ કરનાર, પચાવી પડનાર, ચોર, બદમાસ, લંપટ, દુષ્ટ, સ્રીના શીલપર નીચ હલ્લો કરનાર, ઘાતકી અને ઠગારાને (કોઇ પર) અન્યાય અને ઇજા કરતાં અટકાવવો એ વ્યક્તિગત તેમજ રાષ્ટ્રીય હિત માટે **તદ્દન આવશ્યક** છે. તેઓ આ વાત ભૂલી ગયા કે, દુષ્ટોના હાથથી નિર્દોષને નુકશાન થતું અટકાવવા વાટે, પવિત્રતા પર બલાત્કાર થતો અટકાવવા માટે, બીજાઓના વાજબી હકોપર તરાપ મરાતી અટકાવવા માટે એવી 'માણસાઇ' **જરૂરની છે**, કે જે 'માણસાઇ'પ્રશસ્ત ક્રોધનો અને તેથી નીપજતાં પરિણામોનો ભય બતાવે. તેઓ આ સત્યની અગત્યતા અને મહત્તા વિસરી ગયા કે, દુષ્ટતા, જુલમ અને અત્યાચાર જ્યારે બલપૂર્વક ફાવવા પ્રયત્ન કરે ત્હારે ત્હેને ફાવવા દેનારાઓ અથવા સહન કરનારાઓ એક રીતે એના સહાય કરનારા અને ઉત્તેજન દેનારા છે, અને કુકર્મીની આબાદી અને જોસ એવાઓને જ આભારી છે.

હાલમાં ધારની અને ખોટે રસ્તે પળાતી 'અહિંસા' એ એક એવો ફ્હોવાટ (સડો) છે કે જે શરીરરચનાને વિષમય બનાવે છે, માનસિક શક્તિઓ (faculties) ને ક્ષીણ કરે છે, અને ઓપુરૂષોને અર્ધઘેલા, હીસ્ટીરીઆવાળા, ચૈતન્યરહિત તથા મહત્તાવાળા આશય અને મહાન સદ્ગુણને ઉત્સાહપૂર્વક અનુસરવાને નાલાયક બનાવે છે. જૈન ધર્મના સ્થાપકો આત્મસંયમ અને આત્મદમનના મતવાળા મહાત્માઓ હતા. ત્હેમના અનુયાયીઓ એટલે કે જૈન સાધુઓ એવા મહાત્મા છે કે જ્હેમણે વિકારોને મારવામાં અને ઇન્દ્રિઓ તથા મનની વૃત્તિઓને જીતવામા વધારેમાં વધારે ફતેહ મેળવી છે. ટૉલ્સ્ટોયની અહિંસા તો થોડાં જ વર્ષોની પેદાશ છે; જૈનોની અહિંસા હિંદમા છેલ્લાં ૩૦૦૦ વર્ષથી પ્રસિદ્ધ છે અને પળાય છે દુનિયામાં એવો કોઇ દેશ નથી કે જ્યહાં હિંદમા છે તેટલા તથા ત્હેના જેવા ચુસ્ત અને તેટલા જૂના કાળથી ચાલ્યા આવતા અહિંસા વ્રતના અનુયાયીઓ હોય, અને તે છતાં દુનીઆમા એવો પણ કોઇ દેશ નથી કે જે આજના અગર છેલ્લાં ૧૫૦૦ વર્ષો ઉપરના હિંદ જેટલો કચરાયલો અને એટલી હદ સુધી માણસાઇભર્યા સદ્ગુણો ગુમાવી બેઠેલો હોય. કોઇ કદાચ એમ પણ કહેશે કે, આ અધઃપતન અહિંસાના પાલનને લીધે થયું નથી પણ બીજા સદ્ગુણોને છોડવાને પરિણામે થયુ છે. પરંતુ મ્હને તો આગ્રહપૂર્વક કહેવાની ઇચ્છા થાય છે કે, હિંદે સ્વમાન, મરદાનગી અને સદ્ગુણનો રસ્તો છોડયો ત્હેનું એકનું એક કારણ નહિ તો બીજા કારણો સાથેનું એક કારણ અહિંસાના સિદ્ધાન્તનુ ભ્રષ્ટ થયેલુ સ્વરૂપ જ છે. વધારે ખરાબ તો એ છે કે, જે લોકો આ સિદ્ધાન્તમાં એકાન્ત શ્રદ્ધા રાખવાનો દાવો કરે છે તેઓ પોતે જ ત્હેમના વર્તનવડે સાબીત કરી આપે છે કે, આવી જાતના સત્યનો દુરૂપયોગ મનુષ્યને દાંભિક, પુરૂષત્વ–હીન અને ઘાતકી જીંદગી તરફ ખેંચી જાય છે. હું એક જૈન કુટુંબમાં જન્મ્યો હતો. મ્હારા દાદાને અહિંસામાં અખંડ શ્રદ્ધા હતી. સાપને મારવા કરતાં સાપથી પોતે મરવાનું તેઓ વધારે પસંદ કરતા. એક કીડાને પણ ઇજા કરવાને તેઓ તૈયાર થતા નહિ. ધર્મક્રિયાઓમાં તેઓ કલાકોના કલાકો ગાળતા. બધી રીતે જોતાં, તેઓ એક ઘણા સદ્ગુણી પુરૂષ હતા. ત્હેમના 'સંઘ'માં તેઓ ઉચ્ચપદ ધરાવતા અને ઘણું માન પામતા. એમના એક ભાઇ સાધુ હતા, કે જે એક ગચ્છના નાયક (આચાર્ય–પૂજ્ય)

હતા. મ્હારી આખી જીંદગીમાં જે જે સાધુઓની મ્હને મુલાકાત થઇ છે તેઓમાંના શ્રેષ્ઠ પુરૂષોમાંના આ એક હતા. તેઓ પોતાના સિદ્ધાન્તો પ્રમાણે બરાબર વર્ત્તન કરતા અને કાયાને કલેષ આપવામાં તથા વિકારો અને ઇચ્છાઓને દાબી દેવામાં સરસાઇ ભોગવતા. તથાપિ, નીતિશાસ્ત્રનાં સારામાં સારા ધોરણોના દૃષ્ટિબંદુથી જોતાં, તેઓનું જીવન રસવગરનું અને અસ્વાભાવિક હતું. * હું તેઓ પ્રત્યે ચાહ અને માન ધરાવતો, પરન્તુ ત્હેમના પંથને અનુસરી શકયો નહિ, તેમજ તેઓ મ્હને તે પંથને અનુસરતો બનાવવાની દરકાર પણ બતાવતા નહિ. ત્હેમના ભાઇ એટલે કે મ્હારા પોતાના દાદા એક જૂદી જ જાતના માણસ હતા. તેઓ અહિંસાનો સિદ્ધાન્ત--અહિંસાનો ભ્રષ્ટ કરેલો સિદ્ધાન્ત કે જે કોઇ પણ સંજોગોમાં કોઇપણ જીવને મારવાની મના કરે છે તે--માનતા, પણ પોતાના વ્યાપારધંધામાં હરેક પ્રકારની ચાલાકી ચલાવવી ત્હેને તે વાજબી જ નહિ પણ ઠીક સ્હમજતા. એમના વ્યાપારના નીતિશાસ્ત્ર પ્રમાણે આવી ચાલાકીઓ ચલાવવાની છૂટ છે એમ તેઓ માનતા. હું એ પંથના ઘણા માણસોને જાણું છું, કે જેઓ બાળક અને વિધવાની સાથે પ્રસંગ પડતાં ત્હેમનો છેલ્લો કોળીઓ પણ ઝુટવી લે, તથાપિ એક જૂ, પક્ષી કે પશુની હત્યા અટકાવવા માટે હજારો રૂપિયા ખર્ચે. બીજા હિંદુઓ કરતા જૈનો વધારે અનીતિમાન્ છે અગર **અહિંસાને લીધે** તેઓ અનીતિમાન બને છે એવું કાંઇ કહેવાનો મ્હારો આશય નથી.

---

* સાધુ આશ્રમ પરત્વે કરાયલી લાલાજીની આ ટીકાનું અવલોકન ૫-૫૦ પૃષ્ઠો જેટલી ટુંકી જગામાં થઈ શકે તેમ નથી; કારણ કે જે 'નીતિશાસ્ત્ર' (ethics) આજે લાલાજી અને બીજા અનેકાનેક વિદ્વાનોને મન 'ઉત્તમોત્તમ' છે તે નીતિશાસ્ત્રે માનેલા પાયારૂપ સિદ્ધાન્તોની ચર્ચા 'એકડે એક'થી કરવી પડે તેમ છે ફ્રેડરીક નિત્શે જે બળતા શબ્દોમાં તમામ 'નીતિ'ઓનાં આત્માનો ચીતાર અને અવલોકન આપે છે તે જો અત્રે રજુ કરૂં તો જ લાલાજીનું 'સ્ટેન્ડર્ડ' ('કાટલું') કેટલું 'ખરૂં' કે 'ખોટું' છે તે કહી શકાય તેમ છે, અને ત્યાર પછી વળી માનસશાસ્ત્ર વડે હરેક જાતના asceticism 'સંન્યાસ'ની ચિકિત્સા કરવી પડે તેમ છે. માટે આ કામ બીજા કોઈ પ્રસંગ માટે જ મુલતવી રાખવું ઠીક પડશે. અત્રે એટલું કહેવું બસ થશે કે, પ્રત્યેક વર્તનની 'કિંમત' આંકવા માટે લાલાજી જે નીતિનું સ્ટૅન્ડર્ડ એક માને છે ત્હેને આખી દુનિયા કાંઈ એક માનતી નથી; યુરપનો મ્હોટામાં મ્હોટો તત્ત્વવેત્તા એ 'નીતિ'ને એક 'રમકડું' માને છે. અને 'સંન્યાસ'ને 'નીતિ' કરતા વિશેષ મહત્તાવાળી 'કલા' ઠરાવે છે.

એવાં બીનપાયેદાર તહોમત મૂકવાનું મ્હારાથી દૂર હો! જૈનો, સ્હેજના પોતાના રસ્તે, એક મહાન કોમ છે; પરન્તુ, અતિથિ-સત્કારની ભાવનાવાળા, બુદ્ધિશાળી અને ધંધામાં પ્રવીણ મનુષ્યો છે, તેવી જ રીતે એ ગુણો હિંદુની બીજી કેટલીક કોમોમાં પણ છે. મ્હારા કહેવાની મતલબ માત્ર એટલી જ છે કે, અહિંસાવ્રતને હદ-પાર ખેંચીને પાળવાને પરિણામે જૈનો કાંઈ બીજી કોમો કરતાં વધારે સારા કે વધારે નીતિમાન બની શક્યા નથી. ખઈ કહીએ તો ખાસ કરીને જૈનોમાં શોરબકોર (hooliganism) અને જોરનાં બીજાં બાહ્ય ચિન્હો જોવામાં આવે છે; કારણ કે સ્વભાવથી જ જોરથી ડરનારા અને જોરને ધિક્કારનારા હોવાથી તેઓ બીજાઓ કરતાં વિશેષ લાચારજ છે. તેઓ પોતાનો બચાવ કરી શકતા નથી. યુરોપ, 'બળ'ના ઇશ્વરી 'હક'નો આધુનિક 'અવતાર' છે. યુરોપમાં ટૉલ્સ્ટૉય જન્મ્યો એ યુરોપ માટે ખુશી માનવા જેવું છે. પણ હિંદની વાત જૂદી જ છે. હિંદમાં આપણે જુલમ કરવાના, બથાવી પડવાના કે અતિક્રમણ કરવાના હેતુથી જોર અને સખ્તા-ઇની વકીલાત કરતા નથી. મ્હને વિશ્વાસ છે કે હિંદ એટલે દરજ્જે કદાપિ પહોંચશે નહિ. પરન્તુ, સ્વરક્ષા ખાતર તથા આપણી પત્ની, બ્હેન, પુત્રી કે માતાની ઇજ્જતના રક્ષણ ખાતર કાયદેસરનું બળ વાપરવું એ પણ પાપ છે એવું શિક્ષણ તો ખચીત જ આપણને પાલવવું જોઇતું નથી આવું શિક્ષણ અસ્વાભાવિક અને હીચકારૂં છે. આપણે રાજદ્વારી ખુનામરકીને ધિક્કારીએ છીએ, રે, આપણે એથી પણ આગળ વધીને કાયદેસરનો પદાર્થ મેળવવા ખાતર ગેરકાયદેસરનું જોર વાપરવાની રીતને પણ કદાચ ધિક્કારીએ, પરન્તુ જ્યારે કોઇ મહાન અને માનવંતો પુરૂષ આપણા યુવાનોને એવું શિક્ષણ આપે કે "આપણાં રક્ષણ તળે મૂકાયલા માણસોની ઇજ્જત જાળવવાનો રસ્તો એ છે કે દુષ્ટ હુમલો કરવા ઇચ્છનારના હાથમાં આપણું શરીર મૂકવું; પ્રહાર કરવા કરતાં આમ કરવું એ વધારે શારીરિક અને માનસિક હિંમતનું કામ છે,"—એવું શિક્ષણ આપે ત્હારે તો આપણને ચુપચાપ બેસી રહેવું પાલવી શકે નહિ. દાખલા તરીકે ધારો કે આપણી પુત્રી ઉપર કોઇ દુષ્ટ હુમલો કરે છે. અહિંસાના પોતાના ખ્યાલ પ્રમાણે મી. ગાંધી કહે છે કે, આપણી પુત્રીની ઇજ્જતને બચાવવાનો એકનો એક ઉપાય એ જ છે કે, તે છોકરી

અને ત્હેના સતાવનારની વચ્ચે આપણે ઉભા થઇ રહેવું. પરન્તુ જો તે હુમલો કરનાર આપણને જમીનપર પટકી દઇને પછી પોતાની નીચ ધારણા પુરી કરે તો આપણી પુત્રાની શી વલે થાય? મી. ગાંધીની માન્યતા એવી છે કે, દુશ્મનના બળ સ્હામે આપણું બળ ચલાવીને ત્હેને અટકાવવાની કોશીશ કરવા કરતાં ચુપચુપ ઉભા રહીને દુશ્મનને ત્હેનાથી થાય તે અનિષ્ટ કરી લેવા દેવો એમાં વધારે માનસિક અને શારીરિક હિંમત છે. મી. ગાંધી માટે ઘણું માન છતાં મ્હારે કહેવું પડશે કે, એમની આ માન્યતાનો કાંઇ અર્થ જ નથી. મી. ગાંધીની જાત માટે મ્હને ઘણું માન છે. જે મનુષ્યોની હુ માનસિક પૂજા કરૂ છુ તેઓમાંના એક મી. ગાંધી છે. એમના આશયની નિર્મળતા અને વફાદારી બાબતમાં મ્હને લેશ માત્ર શંકા નથી. પરન્તુ જે અત્યંત હાનીકારક (pernicious) સિદ્ધાંત ત્હેમણે ઉપદેશ્યો કહેવાય છે તે સિદ્ધાત વિરૂદ્ધ સખ્ત વાંધો ઉઠાવવો એ મ્હારી ફરજ છે એમ હુ માનું છુ. આ વિષયમાં મી. ગાંધી જેવાને પણ નૂતન હિંદના મગજને ભ્રષ્ટ કરવાનુ સ્વાતંત્ર્ય મળવુ જોઇતુ નથી.

રાષ્ટ્રીય ચેતનના ફુવારાને ભ્રષ્ટ કરવાની સત્તા કોઇને પણ ન હોવી જોઇએ. બુદ્ધે—અરે ક્રાઇસ્ટે પણ કદાપિ એવો ઉપદેશ કર્યો નહોતો; ખુદ જૈનો પણ આટલી હદે જવા ખુશી હોય એમ હું નથી માનતો. અરે એ સંજોગોમાં તો ઇજ્જતભેર જીવવું પણ અશક્ય થઇ પડે. આ સિદ્ધાંતને માનનારાથી, પોતાની મરજી મુજબ વર્તનાર મનુષ્યની સ્હામે થઇ શકાય જ નહિ. આવો જ સિદ્ધાન્ત માનવો હતો તો શા માટે મી. ગાંધીએ દક્ષિણ આફ્રિકામાંથી હિંદીઓને હાંકી કહાડવાની નીતિની સ્હામે સત્યાગ્રહનો ઝંડો ઉઠાવી ત્હાંના ગોરા લોકોની લાગણીને દુખવી? એમના પોતાના સિદ્ધાન્ત પ્રમાણે તો, દક્ષિણ આફ્રિકાના ગોરાઓએ હિંદીઓને કહાડવાની ઇચ્છા બતાવી કે તુરત જ મી. ગાંધીએ ગાંસડાપોટલા લઇને તે દેશ છોડી ચાલ્યા જવું જોઇતુ હતું અને પોતાના સ્વદેશીઓને પણ એવી જ સલાહ આપવી જોઇતી હતી. ખરેખર, ત્હેમના મત પ્રમાણે તો કોઇપણ જાતનો પ્રતિકાર એ 'હિંસા' જ ગણાય. શારીરિક હિંસા એ માનસિક હિંસાનુ સવિશેષ રૂપ જ છે. ચોર લુટારા કે શત્રુને હઠાવવાનો વિચાર એ જો પાપ ગણાય, તો ત્હેની સામે બળપૂર્વક પ્રતિકાર કરવામાં વળી વધારે પાપ ગણાવું જોઇએ. આ વાત દેખીતી જ એટલી

જાહી છે કે મી. ગાંધીના ભાષણનો રિપોર્ટ કદાચ બરાબર નહિ લખાયો હોય એવી શંકા લઇ જવાનું મ્હને મન થાય છે. પણ આ ભાષણ ઉપર પત્રકારો છૂટથી ટીકા કર્યા કરે છે અને મી. ગાંધીએ કશો ખુલાસો બહાર પાડ્યો નથી. ગમે તે હો, જ્યહાંસુધી ભાષણનો રિપોર્ટ ખોટો હોવાનું જાહેર કરવામાં આવે નહિ ત્યહાંસુધી મ્હને લાગે છે કે મ્હારાથી ચુપ બેસી શકાય નહિ અને જુવાન હિંદ આ સિદ્ધાન્તને મહાન સત્ય તરીકે માનવા તૈયાર થાય તે મ્હારાથી સહન થાય નહિ. મી. ગાંધી કાલ્પનિક પૂર્ણતાવાળી દુનિયા ઉત્પન્ન કરવા માગે છે. અલબત તે પ્રમાણે કરવાનુ બીજાઓને કહેવાની ત્હેમને જેવી છૂટ છે તેવીજ છૂટ ત્હેમને પોતાને તે પ્રમાણે વર્તવાની પણ છે, પરન્તુ તેવી જ છૂટ–ત્હેમની ભૂલ બતાવી આપવાની છૂટ–મ્હને પણ છે એમ હું માનુ છું.

**
*

લાલા લજપતરાયનો જૈન ધર્મ અને જૈનો સમ્બન્ધી અભિપ્રાય આ પ્રમાણે છે, તે અભિપ્રાય સાચો પણ છે અને ખોટો પણ છે. આજના જૈનોની પ્રકૃતિ, રહેણીકહેણી અને માન્યતાઓ પરથી એ અભિપ્રાય બંધાયલો હોઇ, તે સાચો જ છે. જૈન ધર્મનું અસલી સ્વરૂપ અને પૂર્વના જૈનોનો બલવાન આત્મા યાદ કરીએ તો લાલા લજપતરાયનો આજે પ્રસિદ્ધ થતો અભિપ્રાય ખોટો છે. પરંતુ સંભવ છે કે, એમને પૂર્વના જૈન આત્માનું દર્શન કરાવનાર કોઇ ન પણ મળ્યું હોય. જૈન શાસ્ત્રમા એક ચુસ્ત અને વ્રતધારી શ્રાવકનું*બયાન છે, કે જે ભોજન કરવા બેસતાં જ દેશદુશ્મનોની ચડાઇના ખબર સાંભળે છે અને યુદ્ધક્ષેત્રમાં દોડે છે; સંખ્યાબંધ માણસોનો સંહાર કરતો જૈન છેવટે એક જીવલેણ તીરનો ભોગ થઇ પડે છે અને મરણ પામે છે આજે કીડીમંકોડીની દયા પાળવામાં જીંદગી ગુજા-

* શ્રી 'નિરાવલીકા' સૂત્ર તથા શ્રી 'ભગવતી'સૂત્રમા, વરુણાભનટ નામના બાર વ્રતધારી શ્રાવકની કથા છે, કે જે બે ઉપવાસ પુરા થતાં પારણું કરવા બેસતો હતો, એટલામાં રણશીંગું સાંભળીને લડવા દોડ્યો અને મરીને સ્વર્ગે ગયો. શ્રી મહાવીરભક્ત બારવ્રતધારી ચેડારાજાએ કુણિક રાજાસાથે બાર યુદ્ધ કર્યાં, જેમાંના એક જ યુદ્ધમાં એક ક્રોડ એંસી લાખ મનુષ્યોનો સંહાર થયો હતો. બીજા પણ સંખ્યાબંધ દાખલા શાસ્ત્રોમાં મોજુદ છે.

રનાર જૈનોના પૂર્વકાળના શાસ્ત્રકારો લખે છે કે, એ યોદ્ધો મરીને સ્વર્ગમાં ગયો, કે જે સ્વર્ગ અહિંસાના ભક્તો માટે જ 'રિઝર્વ્ડ' છે. પણ શું આ યોદ્ધો 'અહિંસાનો ભક્ત નહતો ? શું એણે પોતાના અમૂલ્ય પ્રાણ હજારો સ્વદેશીઓના પ્રાણ અને ઇજ્જતના રક્ષણ ખાતર જ—અને નહિ કે કોઇને મારવાની 'મજા' ખાતર—હોમ્યા નહોતા ? જૈન લડે છે અવશ્ય; પણ તુચ્છ પ્રાપ્તિઓ ખાતર કે હિંસાબુદ્ધિથી લડવામાં ત્હેને 'ગૌરવ' લાગતું નથી, અને તેથી તેવી રીતે લડવામાં તે 'પાપ' માને છે.—ત્હેને તે 'હિંસા' કહે છે. કોઇ ખાસ જરૂર પડવાથી, કોઇ મહાન આશયની સફળતા ખાતર તે જરૂર લડે છે,—અને ધૈર્યથી, અપ્રમત્ત રીતે, ઉચ્ચ ધ્યાને દૃષ્ટિબિંદુ બનાવીને લડે છે. કતલ કરવી એ જૈનનો આશય નથી, એ એની તૃષ્ણા અને જખના નથી; પણ કતલ સ્હામે ચાલી આવતી હોય અગર આવવાનો સંભવ દેખાતો હોય તો ત્હેને રોકવા ખાતર લડવા તે જરૂર બહાર પડે છે,—પછી એ લડાઇમાં બીજાઓ કે પોતે મરે તે ત્હેને મન અગત્યની વાત નથી. એક ખરો જૈન શરીર પરની મમતા છોડી બેઠો હોય છે, એ શરીરના લાલનપાલનની દૃષ્ટિથી તે કોઇ કામ કરતો નથી અને કોઇ કામ કરવાનું બંધ રાખતો નથી. જૈન શ્રાવકના અહિંસા વ્રતમા આ શરતો ( conditions ) મુખ્ય છે ઇરાદાપૂર્વક—મારવા ખાતર જ મારવાનો ત્હેને ત્યાગ છે; નિરપરાધીને મારવાનો ત્યાગ છે; નિરપેક્ષ હિંસા અથવા ઉચ્ચ અપેક્ષા-આશય વગર મારવાનો ત્યાગ છે. પણ આ સર્વ 'શરતો' એવી છે કે જેમાં બુદ્ધિ, ઉચ્ચ ખમીર અને શરીરબળ: ત્રણેની હાજરી હોય તો જ તે પાળી શકાય. જૈનો નિર્માલ્ય થવા લાગ્યા, શરીરે નબળા અને બુદ્ધિએ મંદ થવા લાગ્યા એટલે પછી સ્વાભાવિક રીતે જ અક્રિય બેસી રહેવામાં, અપમાન ખમી લેવામાં, કોઇ પણ પ્રકારે અને કોઇ પણ સંજોગમાં હાથ નહિ ઉગામવામાં, અહિંસા વ્રતનું પાલન સ્હમજવા લાગ્યા. આમાં જૈન ધર્મનો કે જૈનતત્ત્વજ્ઞાનનો દોષ નથી. મનુષ્ય નામનો છોડ કોઇ ઋતુમાં ફાલેફૂલે છે અને કોઇ ઋતુમાં નબળો બને છે. આ વારાફેરા કોઇ અમુક ફીલસુફીઓને પરિણામે બને છે એવું કહેનારાઓએ કુદરતના અગમ્ય રસ્તા પર વિચાર કર્યો હોતો નથી. દેશો ચ્હડે છે અને પડે છે, પ્રજાઓ બલવાન થાય છે અને નિસ્તેજ બને છે, ધર્મો

દિગ્વિજય કરે છે અને લડે છેઃ આ સર્વ આ ગોળાકાર અને અ-
ખંડ ફર્યાં કરતી દુનિયામાં બન્યા જ કરે છેઃ એનાં તાત્કાલિક કારણો
બુદ્ધિમાનો ગમે તેટલાં શોધી આપે, પરન્તુ મૂળ કારણ જડવાનું જ
નથી; કારણ કે બહુ ઉંડા જતાં 'કાર્ય' અને 'કારણ' વચ્ચે બુદ્ધિએ
માનેલો સમ્બન્ધ જ અદૃશ્ય થાય છે—'ભ્રમણા' દેખાય છે. દેશદાઝ એ
પણ એવી જ એક 'ભ્રમણા' છે, અને યુદ્ધનો સર્વોપરી હીમાયતી
જર્મન ફીલસુફ ફ્રેડરીક નિત્શે પણ એમ જ કહે છે; હા, જગજ્જનોમાં
'શક્તિ' ની ભાવના ( Will to Power ) ખીલવવા માટે એ
જરૂરની—ઉચ્ચાશયવાળી—ભ્રમણા છે અને એટલા માટે
પ્રજાની સમક્ષ દેશદાઝને 'નીતિ' અથવા 'સદ્‌ગુણ' તરીકે જ રજુ
કરવાની જરૂર છે.

મ્હને લાગે છે કે, જે વખતે જે દેશમાં એક દુર્ગુણનું જોર
વધે તે વખતે તે દેશમાં તે દુર્ગુણના વિરોધી સદ્‌ગુણને હદપારના
રૂપમાં ગોઠવીને 'નીતિ' કે 'ધર્મ' તરીકે સ્થાપવાની જરૂર પડે
છે, કે જેથી બે પક્ષની ખેંચતાણને પરિણામે સમાજ મધ્યસ્થળે
આવવા પામે. લાંબા વખતના જોરને હંફાવવા માટે તેથી પણ વિ-
શેષ પ્રતિજોર ઇરાદાપૂર્વક વાપરવું પડે. ઘાતકી અને હિંસક
રૂઢિઓ ચાલતી હોય તેવે પ્રસંગે દયાની હદપારની વ્યાખ્યા ચલાવવી
પડે અને હદપારના દયાળુ એટલે કે નિર્માલ્ય જમાનાને બદલવા
માટે સખ્તાઇને ધર્મ તરીકે ઉપદેશવી પડે. આવા ઉપદેશકોને હું
'જુઠ્ઠા' ન માનું; કુદરતના અભ્યાસી, વિચારક અને બલવાન 'સૃષ્ટા'
માનું. સૃષ્ટિ રચનારા કોઇ દિવસ "દયાળુ' હોતા નથી, તેઓ સત્ય-
નાં જ પૂતળાં બનવાનું પસંદ કરી શકતા નથી.

હું હજાર વખત કહી ગયો છું અને ફરી કહું છું કે, ધર્મ
એ 'ઇશ્વરો'ની ( બલવત્તમ પુરૂષોની ) 'કલા' છે. તેઓ દ્રવ્ય, ક્ષેત્ર,
કાળ અને ભાવઁપર દૃષ્ટિ રાખીને સામાન્ય ગણને બલવાન-મહત્તા-
પૂર્ણ બનાવવા માટે વ્યવસ્થા ગોઠવે છે, જેને 'ધર્મ' કહેવાય છે.
આ વ્યવસ્થા ગોઠવનારાઓ જડ અને ચૈતન્યની પ્રકૃતિને—કુદરતને
સારી રીતે જાણતા હોય છે. તેઓ જાણે છે કે મનુષ્યને વિજયશાળી
કે મહાન બનાવવા માટે પહેલું પગથીઉં એ છે કે ત્હેને પોતાપર
વિજય મેળવતો બનાવવો, અર્થાત્ ઇન્દ્રિયવિષયક ક્ષુધા અને લાલચો

સ્હામે યુદ્ધ કરતાં અને ત્હેમાં વિજય મેળવતાં ત્હેને શિખવવું. આ આશયથી વ્રતો,તપજપ, દાનપૂન્ય ઇત્યાદિની રચના કરવામાં આવે છે, અને એ તમામમાં સ્વર્ગફલની લાલચ મુકવામાં આવે છે, કારણકે ઇન્દ્રિયજન્ય સુખો સિવાય બીજાં કોઇ સુખોનુ ભાન એ વખતે મનુષ્યને હોતું નથી. આ પ્રમાણે મનુષ્ય ક્રમેક્રમે ઇન્દ્રિયવિષયક ક્ષુધા ઉપર વિજય મેળવવા લાગે છે એટલે પછી ઇન્દ્રિઓ અને મન એને પાળેલા અશ્વ, સીકારી કૂતરા, કૃષ્ણનું વાહન ગરૂડ, ઇત્યાદિ તરીકે કામે લાગે છે, અર્થાત્ ત્હેના ઉચ્ચ મનોરથોને પાર પાડવામાં એ ઇન્દ્રિઓ અને મન આજ્ઞાકારી નોકરની માફક કામ આપે છે. એ વખતે તે મનુષ્ય વ્રતો અને નિયમોના બંધનથી છૂટો અને 'ભલા' 'ભૂંડા'ની વ્યાખ્યાથી 'પર' પહોંચેલો હોય છે. તે નથી માનતો હિંસાને અધર્મ કે અહિંસાને ધર્મ. એ દરેક કાર્ય માટે પોતાની વ્યાખ્યા પોતે જ રચે છે.

' It is not the evil instincts which have to be overcome, the so-called good instincts must be conquered also and consecrated anew." F N

આ અધ્યાત્મ પ્રથમ ક્ષત્રિયાત્માઓને પ્રાપ્ત થયુ હતું અને ત્હેમની પાસેથી બ્રાહ્મણોને મળ્યુ હતું, ક્ષત્રિયો એવા:જબરા અધ્યાત્મી હતા કે એમને અધ્યાત્મ ભજવવામાં ' મજા ' પડતી પણ એને બીજાઓ માટે અમુક આકારમા મુકી આપવાની ગરજ ત્હેમને નહોતી. તે કામ પાછળથી બ્રાહ્મણોએ કર્યું. જ્યારે ક્ષત્રિયો ન રહ્યા અને બ્રાહ્મણો પણ ન રહ્યા ત્યારે દેશમાં વીરત્વવાળા અધ્યાત્મનું અધ:પતન થયુ અને નબળાઇને ધર્મ તથા બુડથલપણાને ભક્તિનુ નામ મળવા લાગ્યુ. જૈન ધર્મ આજે પણ છે અને વેદ ધર્મ પણ આજે હયાત છે, નિશ્ચય નયના શાસ્ત્રો આજે મોજુદ છે અને પૂર્ણાવતાર કૃષ્ણ (The Perfect Incarnation–Superman)ની ગીતા પણ આજે હયાત છે, તથાપિ જૈનો અને હિંદુઓ પ્રાય: નિર્માલ્ય છે. પાંચપચાસ માનવંતા અપવાદો સિવાય આખો હિંદ આજે આધ્યાત્મિક નિર્બળતામાં સબડે છે. શક્તિ મૈયા—The will to Power—જીવનનું એ સત્વ—મનુષ્યોનો એ ' આત્મા '—આત્માનો એ ' ધર્મ '—આજે હિંદમાંથી રીસાઇ ગયો છે. એમાં નથી દોષ ગીતાનો, કે નથી જૈન શાસ્ત્રોનો; કુદરતમાં શક્તિ હદ વગરની

નથી, મર્યાદિત છે, જે ઘટતી નથી અને વધતીએ નથી; પણ એક જગાએ વધે છે તો તેટલા પ્રમાણમાં બીજી જગાએ ઘટે છે. ધર્મોને ઠપકો દેવો છોડી જો આપણે હિંદમા સમર્થ પુરૂષો ઉત્પન્ન કરીએ તો એ સમર્થ પુરૂષોનું જીવન એ જ નૂતન હિંદનો ધર્મ મનાશે, તેઓ એવા વિજળીક શક્તિવાળા હશે કે એમનો દરેક શબ્દ અને દરેક કાર્ય ધર્મ તરીકે જ મનાશે અને લોકો એમની દ્વારા આધ્યાત્મિક જીવન શિખશે. ધર્મો અને ફીલસુફીઓ નહિ, મહાન પુરૂષો એ જ મુદ્દાની બાબત છે; એઓ જ નૂતન સમાજના અને નૂતન ધર્મના સૃષ્ટા-ઇશ્વર છે અને એમની પોતાની રીતે પુરાણા ધર્મના ઉદ્ધારક છે. લાલાજી ! જવા દો જૈનીઝમને અને બીજા દરેક ઇઝમને ચર્ચવાની તકલીફ; એમા હેમાગ જેવા મહાપુરૂષોનો નવો આત્મા મુકી સજીવન કરો એ જ જરૂરનુ છે. Transvaluation of all values, giving new values to all current doctrines and beliefs is what is badly needed. Commanderes and Krishnas are what the world needs and needs most badly.

ફ્રાન્સ ફંસ્કીલાલ હતું, એક જ Superman નેપોલીઅન પાક્યો અને ફ્રાન્સ આખું બદલાઇ ગયુ, જો કે એણે કોઇ 'ધર્મ' ઉપદેશવાની દરકાર કરી નહતી.

મગજ એ શરીરમા સૌથી અગત્યનો ભાગ છે, પણ એની હયાતી અને મહત્તા જાળવવા માટે હાથ, પગ અને પેટ વગેરેની પણ જરૂર છે. રાજ કરવુ એ મગજનો 'ધર્મ' છે, પણ એય ઘણું સારૂં છે કે મુગામુગા આજ્ઞા પાળવી એને જ પેટ વગેરેએ પોતાનો 'ધર્મ' માન્યો છે. દયાળુ અને સર્વથા હિંસાને પાપ માનનારાની હયાતી હોય એ પણ 'રાજમાર્ગ'ના આશય પાર પાડવામાં જરૂરનું તત્ત્વ છે. એ તત્ત્વ સાથે ઝઘડાવાને બદલે એ તત્ત્વને કામમાં લેનારા પુરૂષો ઉત્પન્ન કરવાની વધારે જરૂર છે. "None of them wish to bear the burden of the commander; but they will perform the most strenuous task *if only* thou commandest them." × × × "Oh the profound sterility of the nineteenth century ! I have not encountered a single man

who *really* had a New Ideal to *bring forward.* Apparently *everything* is decadence. We should *so direct* this movement of decline *that* it may provide the strongest with a *new form* of existence." "No leaps must be made in virtue! But everyone must be *given a different path*! Not leading to the *highest* development of *each*! Yet everyone may be a *bridge* and an example for others." * * * "To help, to pity, to submit and to renounce personal attacks with a good will,—these things may make even insignificant and superficial men *tolerable* to the eye such men *must not be contradicted in their belief* that this good will is 'virtue in itself'." × × × "The so-called morality is the concern of those who *cannot* free themselves from it for such people 'morality' therefore belongs to the *Conditions of existence.* It is *impossible* to refute *conditions of existence.*"

લાલાજી કહે છે કે, અને ખરૂ જ કહે છે કે, મહાત્મા ટૉલ્સ્ટૉય-ની અહિંસા તો આજકાલની છે, પણ જૈનોમાં તો હજારો વર્ષથી અહિંસાના સિદ્ધાન્તની પૂજા થતી આવી છે; માત્ર છેલ્લાં ૧૫૦૦ વર્ષથી જ દેશ પુરૂષાર્થહીન થયો છે, તે પહેલાંના જૈનો અને અન્ય હિંદીઓ વીર હતા. મતલબ કે અહિંસા પહેલાં હતી અને આજે પણ છે, છતાં આજના જેવું નિર્માલ્યપણું પહેલાં ન હોતું: આનું કારણ શું? પ્રબલ આત્માઓની ન્યૂનતા અથવા પોઢ પ્રબલ આત્માઓ સિવાય બીજાઓથી મહાન સિદ્ધાન્તનું રહસ્યજ્ઞાન સમજી શકાય નહિ, અને તેઓ પોતાની નબળી પ્રકૃતિને સ્હેલું લાગે તે જ કરવા લલચાય. આ જ કારણથી જૈનશાસ્ત્રકારોએ ઠરાવ્યું હતું કે, જૈન 'સૂત્રો' માત્ર 'અધિકારી' જીવાત્માઓએ જ વાંચવાં; બીજાઓએ તો 'અધિકારી'ઓ કહે તેમ કરવું. બાકી

અથવા ગહન તત્ત્વો ગહન અને સમર્થ પુરૂષો માટે છે; બીજાઓ માટે—સામાન્ય ગણ માટે—તો સમર્થ પુરૂષો સમયાનુકૂળ આજ્ઞાઓ 'રચે' તે જ 'ધર્મ'! કેવું મહાન સત્ય! પરન્તુ 'અધિકારી'ઓ ભ્રષ્ટ થયા એટલે પછી લોકો બેવડા ભ્રષ્ટ થયા. આમાં શાસ્ત્રોનો શો દોષ? સમય પલટાય છે એટલે અનેક નિમિત્તો બની આવે છે: બુદ્ધિ માત્ર નિમિત્તને જોઇ શકે છે, ત્હેની પાછળના યન્ત્રને તે જોઇ શકતી નથી.

લાલાજી એ પણ કહે છે કે, જે જૈનો અહિંસાના સિદ્ધાન્તમાં પૂર્ણ શ્રદ્ધા હોવાનો દાવો કરે છે તેઓ પોતે જ પોતાના વર્તન દ્વારા સાબીત કરી આપે છે કે અહિંસાનો અવિચારી ઉપયોગ મનુષ્યના જીવનને દંભી, કૃતઘ્ની અને નિર્માલ્ય બનાવે છે, એમના કથનને ખુલ્લા રૂપમાં કહીએ તો, જૈનો પ્રાયઃ આવા બની ગયા છે. લાલા લજપતરાયને બદલે બીજી કોઇ વ્યક્તિની કલમથી આ શબ્દો લખાયા હોત તો જૈનો કેટલુંએ તોફાન કરવા મંડી પડયા હોત! પણ જૈન કુટુમ્બમાં જન્મેલા લાલાજીના આ કથનને એ જ કુટુમ્બમાં જન્મેલો હું અનુભવથી ટેકો આપી શકીશ. જૈનોની બેહદ સેવા બજાવનાર પંડિત અર્જુનલાલ શેઠીને કાંઇપણ તપાસ વગર મર્યાદા વગરની મુદત માટે જેલમાં હડસેલી દેવામાં આવ્યો, તે છતાં આ 'દયાળુ:' હોવાનો દાવો કરનારી જૈન કોમે ત્હેને છોડવવાના કે ઇનસાફ અપાવવાનાં કયાં પગલાં ભર્યાં? શું આ કૃતઘ્નતાની અવધિ નથી? દયાના સિદ્ધાન્તની પોક મૂકનારાઓનો દંભ નહિ તો આ બીજું શું છે? નમાલાપણાની ખાત્રી કરાવનાર આના જેવો બીજો કયો પુરાવો મળી શકે? મ્હને યાદ છે કે શરૂઆતમાં જ્યારે મ્હેં આ સમ્બન્ધમાં વિચાર કરવા માટે ત્રણે જૈન ફીરકાની એક સભા મુંબઇમાં બોલાવવા કોશીશ કરી તે વખતે એક દિગમ્બર પત્રે "અર્જુનલાલને છોડાવવાનો યત્ન કરવો એ 'ધર્મ' નથી" એવું લોકોને સમજાવવા માટે લાંબીચોડી દલીલો ઉંખી હતી અને નિર્દયતા તથા ઢીચકારાપણાની અવધિ કરી હતી. હમણાં હું જ્યારે આ લખું છું ત્યારે મ્હને ખબર મળ્યા છે કે એક લાગવગવાળા શ્વેતામ્બર મૂર્ત્તિપૂજક આગેવાને અર્જુનલાલના છૂટકારા બાબતમાં એ કોમના અમુક પત્રમાં કાંઇ ન લખવા દેવું એવી સલાહ

બીજા આગેવાનોને લખી જણાવી છે. હીચકારી પ્રકૃતિ હમેશ ઉચ્ચતમ ફીલસુફીને પણ હીચકારૂં સ્વરૂપ જ આપે છે. આ માત્ર કુદરતનો કાનુન છે; ધર્મનો એમાં શું દોષ છે? હું ઇચ્છું છું કે આવા લોકોને —આવી 'ધર્મની પુંછડીઓ'ને લુટારા, ધાડપાડુઓ અને જુલમી રાજાઓનો પ્રસંગ મળે અને એમાંથી તેઓ નવું અને ખરૂં શિક્ષણ પામે! જૈનો 'દંભી' નથી એમ જો કોઇ હિમતથી કહેવા બહાર પડે પડે તો એના જવાબમાં એક નહિ પણ અગ્યારસો દાખલા આપવા હું તૈયાર છું. આખા હિંદે અર્જુનલાલ વાળા બનાવ પર ટીકા કરવા માંડી ત્હારે પોતામાં કાંઇક દૈવત છે ખરૂ એવો દેખાવ કરવા માટે દિગમ્બર જૈનોએ પોતાની કૉન્ફરન્સમાં ઠરાવ કર્યો (કરવો પડયો) કે આ બાબતમા એક ડેપ્યુટેશન ના. વૉઇસરૉય પાસે મોકલવુ. આ ઠરાવ હજી પડયો પડયો સડયા કરે છે અને નિર્દોષ અર્જુન પણ જેલમાં સડયા કરે છે. જૈનો ઉપર હું છાસવારે ને છાસવારે બખાળા કહાડુ છુ તે અમસ્થા જ કહાડુ છુ એમ કયો વિચારવાન મનુષ્ય છાતી પર હાથ મૂકીને કહી શકશે?

હિંદી મહાત્મા ગાંધી રશિયન મહાત્મા ટૉલ્સ્ટોયના સિદ્ધાન્તનું અનુકરણ કરે છે એ બાબતમાં પણ લાલાજીએ વાજબી જ 'પ્રોટેસ્ટ' ઉઠાવ્યો છે. 'Passive Resistance' એ એક સદ્‌ગુણ ખરો, પણ સઘળા સંજોગોમાં તો નહિ જ. ખરો જૈન એટલે એક સમ્પૂર્ણ મનુષ્ય કોઇ ચીજની કિંમત એક જ દૃષ્ટિથી આંકી શકે નહિ: તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એવાં ચારે તત્ત્વો પર નજર રાખીને કિંમત આંકે. સચ્ચારિત્ર હોવું એ અતિ દુષ્કર મનાયુ છે એનુ કારણ જ એ છે કે કયે વખતે અને કયા સંયોગોમાં કેવું વર્ત્તન ચલાવવું એ બાબતનો નિર્ણય કરવામાં એણે પુષ્કળ 'વિવેક' (discrimination) કરવો પડે છે, અનેક 'નય' અને 'નિક્ષેપ'— અનેક દૃષ્ટિબિંદુઓથી વિચાર કરવો પડે છે. વિચાર જેમ વધારે દૃષ્ટિબિંદુઓથી કરાય અને તે સાથે વળી નિર્ણય જેમ ત્વરાથી કરાય, તેમ માણસનું ચારિત્ર વધારે ઉંચુ ગણાય. એક જ ચીજને હમેશને માટે વળગી રહેવામાં ચારિત્રની મહત્તા નથી. રશિયા જેવા ક્રૂરતામાં મજા માનનારા દેશ-કાળમાં હદપારની દયા પ્રબોધનાર ટૉલ્સ્ટોય અવશ્ય ધર્મમૂર્ત્તિ ગણાવો જોઇએ, જીવતા માણસને વિનાકારણે ખીલા મારવામાં મજા માનનારા દેશ-કાળમાં ક્રાઇસ્ટ તથા મૂર્ખાઇથી

પશુઓને હોમવામાં મજા લેનારા દેશ-કાળમાં બુદ્ધ ખરેખર ધર્મ-મૂર્તિઓ—પરમેશ્વરો—ગણાય અને ગણાવા જોઇએ. જૈન શાસ્ત્રોમાંના એક 'વિપાકસૂત્ર'ના ત્રીજા અધ્યયનમાં તે વખતની પીશાચી પ્રકૃતિનો ખ્યાલ આપતી એક નોંધ છે, જે આ પ્રમાણે છે : " શ્રમણ ભગવાન મહાવીરના વડા શિષ્ય ગૌતમ, ભગવાનની આજ્ઞા માગી, ગામમાં ગોચરી માટે ગયા, જ્યાં હેમણે રાજમાર્ગમાં નીચે મુજબનો દેખાવ જોયો· એક પુરુષને બે હાથે બાધીને, ઘણા હાથી-ઘોડા અને હથિયારબંધ માણસોની વચ્ચે, રાજાના માણસો પહેલા ચકલે બેસાડીને, હેની સમક્ષ હેના આઠ કાકાઓને મારી, તેઓ તરફડતા અને દયાજનક શબ્દો કરતા હોવા છતાં, તેઓના શરીરના માસના કાકણી સરખા કકડા કરી હેને ખવરાવે છે બીજા ચકલે, આઠ કાકીઓને હેની સમક્ષ મારીને હેમનું માંસ હેને ખવરાવે છે. ત્રીજા ચકલે, આઠ વડા કાકાઓને અને ચોથા ચકલે આઠ વડી કાકીઓને મારીને હેમનુ માંસ તે બદીવાનને ખવરાવે છે. પાંચમા ચકલે હેના પોતાના આઠ પુત્રો, છઠ્ઠા ચકલે આઠ પુત્રવધુઓ, સાતમા ચકલે આઠ જમાઇ, આઠમા ચકલે આઠ પુત્રીઓ, નવમા ચકલે આઠ પુત્રીના પુત્રો, દસમા ચકલે આઠ પુત્રીની પુત્રીઓ અગીઆરમા ચકલે આઠ પુત્રીની પુત્રીઓના પતિ, બારમા ચકલે આઠ પુત્રીના પુત્રોની વહુઓ, તેરમા ચકલે આઠ ફુઆ, ચૌદમા ચકલે આઠ ફોઇઓ, પંદરમા ચકલે આઠ માસા, સોળમા ચકલે આઠ માસીઓ, સતરમા ચકલે આઠ મામા, અને અઢારમા ચકલે બાકી રહેલા મિત્રો, સહજાતિ, સગોત્ર, દાસ-દાસી તથા માતાપિતાને મારીને હેમના કાકણી સરખા માસના ટુકડા કરી ખવરાવે છે અને તેઓનુ લોહી પાય છે." આ વર્ણન વાંચતા કોને નહિ લાગે કે નિર્દયતા અને નિરર્થક ક્રૂરતાની અવધિનો એ જમાનો હશે? ધ્યાનમાં રહે કે, એક માણસના માની લીધેલા કે ખરા ગુન્હા માટે હેને એકલાને જ નહિ પણ હેના માતા-પિતા, પુત્ર-પુત્રીઓ, અને માતા-પિતા તથા પુત્ર-પુત્રીઓના કુલ સગાસંબંધીઓ અને છેવટે ગોત્રીઓ તેમજ નોકરોને પણ રીબાવીરીબાવીને મારવામાં આવતા અને તે પણ જાહેર રસ્તા ઉપર મારવામા આવતા, અને રાજાને કે લોકોને તે આશ્ચર્યરૂપ લાગતું નહિ. આવા કાળમાં એટલી જ 'ટોચી'ની દયા મનુષ્યોને Standard Virtue અથવા આદર્શ

સદ્ગુણ તરીકે શિખવવાની 'કલા' વાપરનાર ખરે જ ધર્મમૂર્તિ-ઇશ્વર કહેવાવો જોઇએ. પણ આજે હિંદમાં કયાં છે એવી ક્રૂર પ્રકૃતિ? સ્વરક્ષણનો વિચાર પણ જહેમને હિંસા તુલ્ય લાગે છે એવા આ દેશના આ સમયમાં હદપારની દયાના અને Passive Resistance-ના સદ્ગુણને આદર્શ ઠરાવવામાં આવે તો ઉલટી વધારે ખરાબી થવાની.

મહાત્મા ગાંધી એક સાચા, પ્રમાણિક આશયવાળા, સ્વાર્થને તિલાંજલિ આપી ચુકેલા નર છે; પણ માનસ શાસ્ત્ર અને જગતના ઇતિહાસનુ અધ્યયન કરવાનુ હેમને હજી બાકી રહે છે. અલબત તેઓ સત્યાગ્રહી છે, દુરાગ્રહી નથી, તેથી અનુભવ વધતાં ભૂલ જણાય તો તે કબુલ કરવામાં કદાપિ અચકાય તેવા નથી. હેમના સત્યાગ્રહ મઠમાં દૂધ અને ઘી ખાવાની મના કરાયલી હતી, કારણ કે એમાં એમણે 'હિંસા' માની હતી, પરન્તુ પાછળથી એ મના દૂર કરી હતી. અસ્પર્શ્ય જાતિ સાથે રહેવા અને જમવાની રીત એ આશ્રમમા શરૂ કરી હતી, પણ પાછળથી એક જાહેર ભાષણમા નાત-જાતની હિમાયત કરી હતી. તાત્પર્ય કે, હિંદીઓએ એમ નથી માનવું જોઇતું કે મહાત્મા ગાંધીના વિચારો છેવટના છે. તેઓ હજી અવલોકન કરે છે અને જેમ જેમ વિશેષ દૃષ્ટિબિંદુથી વિચારવાની હેમને તકો મળતી જાય છે અને જશે તેમ તેમ તેઓ વધારે પ્રૌઢ નિશ્ચયપર આવતા જશે. તેઓ ઉત્ક્રાન્તિના રસ્તાપર છે અને એ રસ્તાપર વેગથી કુચ કરવામા પડતી દરેક આપત્તિ ધૈર્યથી સહન કરે છે. કિંમત ભરનારને ચીજ અવશ્ય મળે છે, તેમ હેમને પણ સત્ય અવશ્ય મળશે. સુભાગ્યે લાલા લજપતરાયે પોતાના વિચારો જાહેર કરીને એક અતિ અગત્યના સવાલની ચર્ચા અને ઉહાપોહ માટે લોકોને અને લોકોના આગેવાનોને જગાડયા છે. આપણે ઇચ્છીશું કે લોકો અને લોકોના આગેવાનો પોતાની પ્રમાણિક માન્યતાઓ સંબંધમાં—તે માટે બીજાઓ ગમે તેમ માને તો પણ—ખુલ્લી રીતે બોલવામા અને હૃદયને પ્રમાણિક રહીને હેનો બચાવ કરવામાં તેમજ તે અસત્ય જણાય તો (બીરૂ કે ચંચળ તરીકેની ટીકા સહન કરીને પણ) તે માન્યતાને છોડવામાં, શરમાશે નહિ.

**જૈનોએ બ્રાહ્મણોની ક્રિયાઓ જૈન શાસ્ત્રોમાં ઘુસાડી છે:**—ધર્મ વિષય પર સ્વતંત્ર વિચાર કરવાની પ્રાથમિક સ્થિતિમાં—

સુમારે દશેક વર્ષ ઉપર–મ્હેં એક ન્હાનો ઇતિહાસ ગ્રંથ લખ્યો હતો, કે જેને પાછળથી અંગ્રેજી 'જૈન ગૅઝીટ' ના વિદ્વાન દિગમ્બર અધિપતિએ અંગ્રેજીમાં અનુવાદ કરીને એ પત્રમાં પ્રગટ કર્યો હતો. એ લેખમાં મ્હેં જણાવ્યું હતું કે, જૈનોએ ઘણીખરી ક્રિયાઓ એક અથવા બીજા કારણથી બ્રાહ્મણો પાસેથી ઉછીની લીધી છે અને એવી રીતે ઉછીની લેવાની કે નકલ કરવાની ખરી વાતને છૂપાવી જ્ઞાનીઓના અસલ ફરમાન તરીકે એ ક્રિયાઓને મનાવી છે. મ્હારી એ માન્યતાને પુષ્ટિ આપનારો એક ઉલ્લેખ 'જૈન હિતૈષી' (જુન, ૧૯૧૬ )માં શ્રીયુત ઉદયલાલ કાશલીવાલના દક્ષિણ પ્રવાસ વર્ણન-વાળા લેખમા જોઇ મ્હને હર્ષ થાય એ સ્વાભાવિક છે. તે મહાશય લખે છે. " મ્હૈસુરથી શ્રીયુત પંડિત દૌર્બલિ જિનદાસ શાસ્ત્રીની સોબત મળી ગઇ, કે જે એ પ્રાન્તમાં શ્રેષ્ટ વિદ્વાન અને સાહિત્ય-નિપુણ પંડિત છે. એમની સાથે વાર્તાલાપ કરવાથી એક મહત્વની વાત જાણવામા આવી. એમણે કહ્યું કે, જૈન ધર્મમાં સંધ્યા, આચમન, તર્પણ, યજ્ઞોપવિત આદિ જે જે બાહ્ય આચાર છે–સંસ્કાર છે–તે સર્વ જૈન ધર્મમાં પાછળથી દાખલ કરાયલા છે. એનું કારણ એમ છે કે, પ્રથમ અહીં બ્રાહ્મણોનું બહુ જોર હતું અને જૈનોના તેઓ કટ્ટર દ્વેષી હતા. જૈનોને તેઓ નાસ્તિક, શુદ્ર વગેરે કહી અપમાન કરતા હતા. તેઓએ એ વખતના રાજાઓને એટલે સુધી પોતાના કાબુમાં લીધા હતા કે જૈન વિદ્વાનોના આશિર્વાદ લેવાનું પણ તે રાજાઓ સ્વીકારતા નહતા. આ વખતે જૈન ધર્મમાં સમર્થ વિદ્વાનો મોજુદ હતા; પરન્તુ યજ્ઞોપવિત આદિ બાહ્ય આચાર તે વખતે જૈન ધર્મમાં નહતા, તેથી ત્હેમને શુદ્ર માનવામાં આવતા. ભગવાન જિનસેન સ્વામી એ જમાનામાં થઇ ગયા; ત્હેમણે તે વખતની પરિસ્થિતિઓને જોઇને અને જૈનોના માથેથી શુદ્રત્વનું કલંક દૂર કરવા ખાતર કેટલીક બ્રાહ્મણ ધર્મની વાતોને પોતાના ધર્મમાં દાખલ કરી અને થોડોઘણો ફેરફાર કરીને એ ક્રિયાઓને જૈન ધર્મનું રૂપ આપ્યું. આદિપુરાણનો જરા ઉંડી દૃષ્ટિથી અભ્યાસ કરવાથી જણાય છે કે, જેવી રીતે બ્રાહ્મણોએ પોતાના રાજાઓને જૈન વિદ્વાનોના આશિર્વાદ સ્વીકારતાં વાર્યા હતા તેવી જ રીતે આદિપુરાણમાં જૈન રાજાઓને બ્રાહ્મણોના આશિર્વાદ નહિ સ્વીકારવાનો ઉપદેશ કરાયો છે. શાસ્ત્રીજીએ કહ્યું, એ જ કારણથી

આદિપુરાણથી પહેલાંનો, આ વિષયનો કોઇ 'ગ્રંથ' નથી મળતો."... ધાર્મિક ક્રિયાઓમાં મોહાંધ થયેલા અને પોતાના વર્ગમાં ચાલી આવતી ક્રિયાની 'સચ્ચાઇ' બતાવવા ખાતર કોર્ટદરબાર અને ગાળાગાળીનુ હથીઆર લેનારા લોકોએ પંડિત દૌર્બલિ જિનદાસ શાસ્ત્રીના આ કથન પર પુરતો વિચાર કરવો ઘટે છે. કેટલીક વખતે તદ્દન પ્રાથમિક સ્થિતિના જીવોને એક પગલું આગળ વધારવાનું સાધન પુરૂં પાડવાના શુભ ( નહિ કે 'શુદ્ધ' ) આશયથી, કેટલીક વખતે ધર્મનો ક્ષય થવાની ધાસ્તીને લીધે તાત્કાલિક જરૂરીઆત પુરી પાડી શકે એવા સિદ્ધાન્તો અને ક્રિયાઓ 'ઉત્પન્ન કરવા 'ની ફરજ પડવાથી, કેટલીક વખતે સામાન્ય ગણને રૂચિકર થઇ પડી હોય એવી બીજા ધર્મોની ક્રિયાઓનુ અનુકરણ કરવાની લાલચ બલવાન થઇ પડવાથી, કેટલીક વખતે બીજા ધર્મના વિદ્વાનો જૈન ધર્મમાં ભળતાં તેઓના લોહીમા ભળી ગયેલા પૂર્વ સંસ્કારોની અસર —તેઓ પોતે પણ ન જાણે તેવી રીતે—હેમના હાથે પાછળથી લખાયલા જૈન ગ્રંથોમાં પડી જવાથી, કેટલીક વખતે કોઇ નવિન ક્રિયા કે નવિન સિદ્ધાન્ત દ્વારા સમાજ પર પોતાનું બલ જમાવવાની કોઇ બલવાન આત્માને ઇચ્છા થવાથી, અને કોઇ વખત તો માત્ર અજ્ઞાનતા કે મૂર્ખાઇના કારણથી જ, ક્રિયાઓ જન્મી છે અને પોષાઇ છે. એનુ આ જાતનું મૂળ જાણ્યા પછી કયો ડાહ્યો પુરૂષ એના ઉપર મુગ્ધ થઇ ખુવારી માગી લેશે ?

આ પ્રસંગે બીજી પણ એક સૂચના કરવાની જરૂર જણાય છે: જૈન નરેશોએ કદાપિ બ્રાહ્મણ પંડિતના આશિર્વાદ સ્વીકારવા નહિ એવું ફરમાન જે વખતે સમકિત પ્રબોધનાર શાસ્ત્રના વચન તરીકે લિખ્યુ હશે તે વખતના જૈન નરેશો બિચારા, નરકની બ્હીકથી, ગમે તેવા પવિત્ર બ્રાહ્મણના આશિર્વાદ ( ઇચ્છા હોવા છતાં ) લેતાં અટક્યા હશે. સામાન્ય અક્કલ ( common sense ) અને શાસ્ત્રકારોએ કલ્પેલું નરકનું હથીઆર. એ બે વચ્ચેના યુદ્ધમાં હમેશાં નરક જીતે છે ! એ વખતના જૈન નરેશો જો બ્રાહ્મણના આશિર્વાદ લેત તો નરકમાં જાત અને આજે તો નરકનો કાયદો બદલાઇ ગયો: આજે બ્રાહ્મણના આશિર્વાદ લેનાર જૈન રાજા કે પ્રજાને નરકની સજા મળતી બંધ થઇ ગઇ ! મતલબ કે સ્વર્ગ—નરકના કાયદા હમેશાં બદલાતા રહે છે, અને સ્વર્ગ—નરકને 'ઉત્પન્ન કરવા 'ની તેમજ

' તોફાન 'ની શક્તિ ' ગાડરો 'ના ' ભરવાડો 'માં છૂપાયલી છે. શીવ અને વિષ્ણુ ભગવાનનું જે વખતે જોર હતું તે જમાનામાં જો હું જૈન ' ભરવાડ ' હોત તો હું એવું શાસ્ત્ર રચત કે શીવ અને વિષ્ણુની માફક મહાવીરની પણ મૂર્ત્તિ પૂજવી અને જેઓ ન પૂજે તે જૈન ધર્મના વિરોધક હોઈ ' નરક 'માં જશે. આજે જો હું ' ભરવાડ ' નો પાઠ ભજવવા ઇચ્છું કે એમ કરવાની જરૂર જોઉં તો એવું શાસ્ત્ર રચું કે, હાજરાહજુર તીર્થંકર પોતાના ભક્તિમાન ગણધર જેવાને પણ ( હમેશ સાથે રહી ભક્તિ કરવા છતાં ) મુક્તિ આપી શક્યા નહતા અને એમનો વિયોગ જ શિષ્યને મુક્તિદાતા થઇ પડયો હતો, તો પછી એ દેવના સજીવ કે નિર્જીવ પ્રતિનિધિને પૂજવાથી મુક્તિ મળવાની આશા રાખવી એ ખાલી ફાંફાં છે; 'મુક્તિ'ની જ જેઓ ગરજ રાખતા હોય ત્હેમણે તો એ ' મિથ્યાત્વ ' થી બચવું જોઇએ છે.

**' પાટણની પ્રભુતા ' વિરૂદ્ધ જૈનોનો પોકાર**—' જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હૅરલ્ડ ' પત્રના જુન માસના અંકમાં ' પાટણની પ્રભુતા ' નામના એક પુસ્તક વિરૂદ્ધ ઉઠાવવામાં આવેલો પોકાર વાંચતાં એ પુસ્તક જોવાની મ્હને સહજ ઇચ્છા થઇ. પોકાર ઉઠાવનાર મ્હારા વિદ્વાન મિત્ર પાસેથી પુસ્તક માગી લઈ એક અહોરાત્રિ ત્હેનું અધ્યયન કરવાને પરિણામે પોકાર ઉઠાવનાર તંત્રી મહાશયનો આભાર માનવાની મ્હને પ્રેરણા થઇ; કારણ કે જો પોકાર ન ઉઠયો હોત તો આવા એક પ્રતિભાશાલી પુસ્તકથી હું કદાચ છેક જ અજાણ્યો રહેવા પામત. હું તે પુસ્તકને ફરી ફરી વાંચવાની પ્રેરણાને દાબી શકયો નહિ: એટલું તે બલદાયક, ખુબીદાર, સુવ્યવસ્થિત ઘટના વાળું, ભિન્ન ભિન્ન માર્ગે સામર્થ્ય ધરાવતી પ્રકૃતિઓનુ આબેહુબ ચિત્ર આલેખવામાં સફલ નીવડેલું, ' કલા 'ના નમુના રૂપ, તેજસ્વી સૃષ્ટિ રચવામાં નિપુણ, સુંદર પુસ્તક હતું. પુસ્તક વાંચી રહ્યા બાદ મ્હને ઇચ્છા થઇ કે મ્હારે ત્હેના લેખક રા. ' ધનશ્યામ 'નું પુરૂં નામ-ઠામ મેળવી ત્હેમને મળવું અને આવી એક ભવ્ય 'સૃષ્ટિ'ના 'બ્રહ્મા' બનવામાં ત્હેમને મળેલી ફત્તેહ માટે ત્હેમને અભિનંદન આપવું. મુછનો દોરો પુરો ફૂટયો નથી એવા એ નવજવાનને મળતાં મ્હારૂં હૃદય એવી નૂતન આશાથી નાચવા લાગ્યું કે, " ગુજરાતમાં નવ જીવનનો સંચાર થવા લાગ્યો ખરો ! હિંદમાં શક્તિ દેવીના-જ્ઞાનના

પ્રાકૃમી ધર્મનાં-પનોતાં પગલાં થવા લાગ્યાં ખરાં ! ” પરન્તુ થોડા જ વખતમાં આ આશાઓને ફટકો લગાવનાર એક 'સમાચાર મ્હને મળ્યા કે, જે પુસ્તકને હું આટલું ઉત્તમ માનું છું ત્હેના વિરૂદ્ધ કાયદેસર પગલાં લેવાને 'જૈન એસોસીએશન ઑફ ઇન્ડિઆ' દ્વારા કેટલાકો હીલચાલ ચલાવે છે. અલબત, જૈનોની નિર્બલ બુદ્ધિપર, વિવેકશક્તિની પામરતા પર, તલવારોને ત્યજી ત્યારથી કોર્ટદરબાર અને છાપાં-પુસ્તકો દ્વારા બલ બતાવવાની ત્હેમને લાગેલી વિજયધુન પર મ્હને બહુ લાગી આવ્યું. રા. 'ધનસ્યામ' જેવી એકાદ બે વ્યક્તિઓ હારે કે જીતે એની મ્હને ઓછી જ પરવા હતી, પરન્તુ જૈનોનો 'જય'નો શોખ આટલો પતિત થયો એ ખ્યાલ તો મ્હને ઘડીભરને માટે સ્તબ્ધ બનાવવાને પુરતો હતો. તથાપિ, એ ખેદની 'લાગણી' પર પણ હુ કર્મવાદની મદદ વડે વિજય પામ્યો. દુનિયામાં જે કાંઈ બને છે તે કશા માટે ખેદ કરવાની જરૂર નથી. શક્તિ ગુમાવી બેઠેલા દેશમા-મહત્તાને વિસરી જઇ 'હલકા' 'શોખો'માં ગબડી પડેલા સમાજમાં જેટલી જરૂર શક્તિદાયક વિચારોની પ્રેરણાની છે, તેટલી જ જરૂર એ વિચારો સ્હામે થતા યુદ્ધાની પણ છે. યુદ્ધ નથી ત્હાં ઉત્તમની ઉત્તમતા જાહેરમા આવતી નથી, અને એવી જાહેરાત વગર ઉત્તમ ભાવો બહોળા વિસ્તારમાં ફેલાવો પામી શકતા નથી. રા. 'ધનસ્યામ'નું ગમે તે થાઓ, પણ એમણે 'રચેલી' 'પ્રભુતા'નો વિજય જ છે અને એ વિજય વિશેષત થોડાએક જૈનોએ અજ્ઞાન અને મોહ વશ ઉઠાવેલા પ્રતિરોધને જ આભારી છે.

જેઓ તે પુસ્તક સ્હામે અવાજ ઉઠાવે છે તેઓ કહે છે કે, આ પુસ્તક જૈન સમાજ અને જૈન ધર્મની કીર્તિને નુકશાન કરનારૂં છે. એમનો મુખ્ય વાંધો આનંદસૂરિ નામના જૈન જતિના પાત્ર સંબંધમાં છે, કે જ્હેને રાજ્યપ્રકરણી બાબતોમાં ભાગ લેતો બતાવવામાં આવ્યો છે. અરેરે, આજના જૈનો-રાજ્યપ્રકરણી બાબતોથી પોતાને અભડાતા માનનારા જૈનો-ગચ્છ, વાડા અને તડમાં જ પોતાની સઘળી પ્રવૃત્તિઓને ગોંધી રાખવામાં 'રસ' લેતા જૈનો પોતાના જેવા જ નિર્માલ્ય સઘળા જમાનાના જૈનોને, બનાવવા ઇચ્છે છે ! ગુજરાતનું ગૌરવ જૈનોને આભારી હતું એ વાતથી હું તો 'અભિમાન' લઉં છું, અને જૈન ધર્મના અર્ધસાધુઓ અર્થાત્ 'જતિ'ઓ (કે જેઓ પંચમહાવ્રતધારી 'સાધુ' ન હતા) એ મહત્વપૂર્ણ પ્રવૃત્તિના

'નાયક' બન્યા હોય તો એનાથી વધારે આનંદદાયક વધામણી મ્હારે માટે બીજી કઇ હોઇ શકે ? લોકોના છોકરા ઉઠાવી જવા કે ખરીદવા, દોરાધાગા કરી મૂર્ખ સ્ત્રીઓને ફસાવવી, જૈનોમાં અંદરોઅંદર કલહનાં બીજ રોપવાં, ઇન્દ્રિયતૃપ્તિમાં તલ્લીન રહેવું, એ સર્વ પૂર્વકાળના અને હાલના પણ ઘણુંએક જતિઓમાં જોવામાં આવે તે જૈનોથી સહન થાય, અને ઇન્દ્રિય સુખોની લેશ પણ દરકાર વગરનો, સ્વાર્થથી પર થયેલો, મુસલમાનોના વારંવાર થતા હુમલા સ્હામે ગુજરાતને હમેશને માટે ટકાવી રાખવાનો મહામંત્ર સાધવામાં અડગપણે લાગેલો, જૈન ધર્મને દેશધર્મ-રાજધર્મ બનાવવાની દીવ્ય 'આગ'થી બળતો એક આનંદસૂરિ આજના જૈનોથી જોઇ શકાતો નથી ! ક્યાંથી જોઇ શકે ? ઘેટાથી સિંહ જોયો જાય ? માણુસ પોતપોતાનો દેવ પોતાના જેવો જ કલ્પે છે-બનાવે છે; અને તે છતાં મનાવે છે એમ કે એ દેવે અમને બનાવ્યા છે !

'પાટણની પ્રભુતા' પુસ્તક લખનારે—જાણુતા કે અજાણુતાં—જૈનોની જ પ્રભુતા ચીતરી છે. પોતાના અસાધારણ બુદ્ધિબળથી, રાજપ્રપંચની અલૌકિક શક્તિથી, દેશપ્રેમની કદાપિ નહિ બુઝાય તેવી આગથી, રાજ્ય તરફની પૂર્ણ વફાદારીથી, પ્રજાનું હિત કરવાની તીવ્ર જિજ્ઞાસાથી, પોતાનાં પ્રિય સગાઓના અને પોતાની સત્તાના ભોગે પણ દેશનુ રક્ષણ કરવાની અડગ વૃત્તિથી, ઝળહળી રહેલું મુખ્ય પાત્ર મુંજાલ મંત્રી છે, કે જે એક 'જૈન' છે. ભલભલા ક્ષત્રિઓ પણ જ્હેની અદેખાઇ કરે એવી-કદી ન વાળી શકાય એવી-ઇચ્છા શક્તિ ( will power ) વાળી રાણી મીનળદેવીનું પાત્ર પણ જૈન છે. 'એક ધર્મ સિવાય પ્રજાકીય એકતા નથી અને પ્રજાકીય એકતા વગર સ્વદેશરક્ષણ સંભવિત નથી' એવો એક સિદ્ધાંત જ્હેની રગેરગે વ્યાપી રહ્યો હતો અને એ સિદ્ધાન્તની સફલતા માટે જ્હેણે પોતાના સુખો, આરામ, કીર્ત્તિ સુદ્ધાંને તિલાંજલિ આપવામાં 'મજા' માની હતી તથા સર્વોપરિ બુદ્ધિ ધરાવતા મુંજાલ મંત્રી જેવાને પણ જ્હેણે એકવાર થપ્પડ ખવરાવી હતી, એટલુ જ નહિ પણ ભવિતવ્યતા( Fate )એ એના પુરૂષાર્થ( Effort )ને યારી નહિ આપવાથી થયેલા પોતાના પરાજય વખતે પણ જ્હેણે પોતાનો સિદ્ધાંત તિલમાત્ર અદલ્યો નહિ અને પછી અને ધૂર્ત્તની લાલચો સ્હામે જ્હેણે તિરસ્કારયુક્ત હાસ્ય કર્યું, એવા આનંદસૂરિનું પાત્ર પણ

જૈન છે. શાન્તુ શેઠ, ઉદો, વગેરે જૈન પાત્રો પણ ગુજરાતની કીર્તિમાં ઉમેરો કરનારાં છે.

એવી જ રીતે, અલબત, બ્રાહ્મણ ધર્માનુયાયી ત્રિભુવન, મુંડકેશ્વર, પ્રસન્ન, સામળબારોટ, ઇત્યાદિ પાત્રો પણ પોતપોતાની રીતે મહાન છે. દરેક પાત્રમાં જૂદી જ જાતનું લક્ષણ છે, પણ ખુબી એ છે કે દરેક પોતાના લક્ષણને વફાદાર છે.

પુસ્તકમાંથી થોડાએક નમુના અત્રે રજુ કરવાની લાલચને હું રોકી શકીશ નહિ.

(૧)

[ રાજમહેલમાં છૂપી રીતે દાખલ થયેલા મુંડકેશ્વર અને એવી જ રીતે આવેલા જતિ આનંદસૂરિ બન્નેનો એકાએક ભેટો થતા તે બેઉ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થાય છે:— ]

" જતિજી ! એકએકની વાત જાણવામાં હાલ માલ નથી. પણ તમે કહો છો તે ખરૂં લાગે છે: આપણે મિત્રો થઇશું એમ લાગે છે, કે પછી કાં તો કટ્ટા વેરી ! "

" હમણાં આ ભૂમિમાં વૈરનો જ ધ્વનિ સભળાય છે. "

" તે શ્રાવકોનો પ્રતાપ, " રજપૂતે ઉતર વાળ્યો.

" કે પછી રાજપૂતોનો, " જતિએ જવાબ આપ્યો.

" એ તો કર્ણદેવ મરશે ત્યારે ખબર પડશે. "

" હવે એ વાત જવા દો.

" ત્યારે દોસ્તીની વાત કરીએ, " મૂછપર હાથ નાંખી રજપૂતે કહ્યું; " તમારૂં નામ શું ? "

" આનંદસૂરિ. તમારૂં ? "

" લોકો, " જરા વિચાર કરતાં રજપૂતે કહ્યું; " મને દેવીસિંહ કહે છે. "

" મુંડકેશ્વર જૂઠું બોલે છે, તે મેં આજે જ જાણ્યું, " જરા હસતાં જતિ બોલ્યો.

દેવીસિંહ ચમકયો. ત્હેનો હાથ અજાણતાં તરવારપર ગયો. " તું કોણ છે ? "

" તરવાર કહાડવાની જરૂર નથી, મુંડકેશ્વર ! અહિંયાં ધાંધળ થશે તો ભારે તમને પડશે, મને નહિ, " શાન્તિથી જતિએ કહ્યું.

રજપૂતે નિસાસો નાંખી પોતાની સ્થિતિનું ભાન આપ્યું, અને તરવારથી હાથ છોડયો.

" આનંદસૂરિ ! તમે કોણ છો ? મને અત્યારે છતો કરવો છે ?"

" ના, રાજા ! તમને દુઃખ દેવું, તે મારૂં કામ નથી. પણ તમારી ઉપર હાલ તો દૈવ કોપ્યો છે."

" જતિ ! એવો દૈવ તો બહુવાર કોપ્યો અને રીઝયો. અને તેનો હિસાબ નથી."

" મંડળેશ્વર ! રાજા રાવણનું અભિમાન પણ ઉતર્યું છે હોં ! તમારૂં નસીબ આવી રહ્યું છે. અત્યારે દુશ્મન તરીકે નહિ, પણ મિત્ર તરીકે કહું છું: જે દિવસો રહ્યા છે, તેનો સદુપયોગ કરો."

(૨)

[પાટણથી સ્વતંત્ર બની ચંદ્રાવતીનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનારા જૈનો હતા, જેઓ સંઘસત્તાથી કામ ચલાવતા. આનંદસૂરિ ત્યહાંના નગરશેઠનો પત્ર લઈ પહેલપ્રથમ પાટણના મંત્રી મુંજાલની મુલાકાત લે છે, જે વખતની વાતચીતપરથી આ જૈન મંત્રીની ઉદાર ધર્મભાવના તેમજ તેજસ્વી બુદ્ધિનો ખ્યાલ આવશે:—]

" બોલો, કેમ આવ્યા છો ? તમે જાણો છો, અત્યારે મને ફુરસદ નથી."

" હા. હું આપના કામમા વિઘ્ન નાખવા નથી આવ્યો; મદદ કરવા આવ્યો છું."

મંત્રી જરાક તિરસ્કારભર્યું હસ્યો અને મુંગો રહ્યો.

" જીન ભગવાનની કૃપાથી ગુરૂદેવનું વચન છે કે, આ સમયે મારે હાથે અનેક કાર્યો થવાનાં લખાયાં છે, અને આપને આ પ્રસંગે ખપ લાગવા માટે જ હું અહિંયાં આવ્યો છું."

" જુઓ સૌભાગ્યભાઇ લખે છે કે, તમે વિદ્વાન્ અને બાહોશ છો. એટલે કામ તો ઘણા જ લાગશો. પણ ખરૂં જુઓ તો એક જ કામ કરો."

મંત્રીએ જરાક બેદરકારીથી કહ્યું.

" શું ?"

" મહેરબાની કરી પાટણના રાજ્યતંત્રમાં ચંદ્રાવતીનું તોફાન આણશો નહિ," ધીમેથી, દ્રઢતાથી મુંજાલે કહ્યું.

જતિ ચમક્યો. 'મુંજાલે કેમ જાણ્યું કે, આ માટે તે આવ્યો હતો ?'

"હું કાંઈ તોફાન કરવા નથી આવ્યો. અમારા નગરશેઠે લખ્યું છે તે પ્રમાણે આપને મળી, પછી મીનળબાને મળીશ, અને કાંઈ મારે લાયક કામ જડશે ત્યાં સુધી અહિંઆં રહીશ."

આ શબ્દો જાણે નહિ માનતો હોય તેમ, મુંજાલ થોડીવાર તેની સામે જોઇ રહ્યો પછી તે બોલ્યો—"આનંદસૂરિજી ! મને લાંબી વાતો પસંદ નથી. ચંદ્રાવતીના શ્રાવકોની સત્તાના પ્રતિનિધિ તરીકે તમે આવ્યા છો, પણ **ધર્મની ઝનૂન મારે પાટણની ખટપટમાં નથી લાવવી;** અને તે લાવવા મથશો તો મારે ને તમારે નહિ બને. એટલુંજ કહું છું કે, એવું કરશો તો મારે તમને દુશ્મન* લેખવા પડશે."

"ના, તેમ કરવાની જરૂર નથી હું હમણાં તો મિત્ર થઇને આવ્યો છું, અને તેનો પુરાવો જોઇએ તો હમણાં આપુ."

"શું ?" "એક ખાનગી વાત કહું ?"

"શી ?" "કર્ણદેવનો ભત્રીજો દેવપ્રસાદ અહિયાં છે."

મુંજાલ ખડખડ હસી પડયો. "આનંદસૂરિજી ! ચંદ્રાવતીમાં આવો જ રાજ્યકારભાર ચાલે છે કે ?" "કેમ ?"

"આ ખાનગી વાત ?! પાટણ બહાર બપોરે તમે તેને મળ્યા; અત્યારે છજામાં નીરાતે વાતો કરી. અને એ વાતો મારી જાણ બહાર છે ? જતિજી, લોકોને મોક્ષ તમે અપાવ્યાં કરો, અને મારૂં કામ મને કરવા દો." **

['પ્રજાસત્તાક રાજ્ય, અને સમસ્ત પ્રજામાં એક જ ધર્મ' એ સિદ્ધાન્ત ખાતર યતિ મથતો હતો; બીજી તરફ, 'રાજાનું રાજ્ય અને ધર્મની સ્વતંત્રતા' એ સિદ્ધાન્ત ખાતર યતિનો સહધર્મી મુંજાલ મંત્રી મથતો હતો. બન્ને મહાન આત્માઓ હતા, બન્ને મહાન સિદ્ધાન્તોના 'અવતાર' હતા. એમાંથી કયો સિદ્ધાન્ત

* પોતાના ધર્મગુરૂને પણ, પોતાના માનેલા સત્યથી વિશેષ માન આપવાને મુંજાલ તૈયાર નથી, એ ત્હેની મહત્તા બતાવે છે.

** પારલૌકિક બાબતોમાં ધર્મગુરૂ સત્તા સમાન છે, અને ઐહલૌકિક બાબતોમાં રાજમંત્રી સત્તા સમાન છે, એમ મુંજાલ કહેવા માગે છે; પરન્તુ એનો જવાબ આગળપર યતિશ્રી ખુબીદાર શબ્દોમાં આપે છે

વધારે સાચો, એનો નિર્ણય સહજમાં થઇ શકે તેમ નથી; મ્હોટામ્હોટા રાજદ્વારીઓ આ નિર્ણય કરી શકયા નથી. ફ્રાન્સે પ્રજાસત્તાક રાજ્યનો અખતરો અજમાવ્યો હતો અને ફતેહ મેળવી હતી, પણ એ પ્રયોગમાં સંખ્યાબંધ પ્રજાનાયકોનો અને કેટલાક રાજવંશીઓનો ભોગ અપાયો હતો. અમેરિકાએ પણ એ પ્રયોગ સફળતાપૂર્વક અજમાવ્યો હતો. ઇંગ્લંડ એ સિદ્ધાન્તને નાપસંદ કરે છે અને જર્મની તો વળી એક રાજાના 'ઇશ્વરી હક્ક'ની તરફદારી કરે છે. મતલબ કે, કલમના બે ગોદાથી આનંદસૂરિના સિદ્ધાન્તને કે ત્હેના પ્રતિસ્પર્ધી મુંજાલ મંત્રીના સિદ્ધાન્તને હલકો ઠરાવવાની કોશીશ કરવી એ માત્ર મૂર્ખતા ગણાય. એક જ ધર્મની સ્થાપનાનો સિદ્ધાંત મુસલમાનોએ ફતેહમંદીથી અમલમા મુકયો હતો એ કોણ નથી જાણતું ? અને આનંદસૂરિ પણ જૈન ધર્મને રાજ્યધર્મ તરીકે સ્થાપી તથા રાજ્યમદદથી એનો સમસ્ત ભૂમિમાં પ્રચાર કરી, ત્યાર બાદ અન્ય ધર્મો તરફ ઉદાસીન વૃત્તિ ન રાખત એમ કોણ કહી શકે ? ગમે તેમ હો, એક ધર્મના બ.ળથી ભયંકર થઇ પડેલા મુસલમાનોના નિરંતર હુમલાઓથી દેશને બચાવવા જેવા **એક મહાન આશયથી** એક અર્ધસાધુ ( નહિ કે 'સાધુ' ) રાજપ્રકરણી મામલામા ઝીપલાવે એ એક મહત્વાંકાક્ષા-પ્રેરક બનાવ છે, જેને માટે જૈનોને અભિમાન જ ઉદ્ભવે, નહિ કે શરમ અથવા ખેદ. યતિશ્રીનો આશય કેવો મહત્તાભર્યો હતો અને ત્હેમનો આત્મા કેટલો બધો બલવાન હતો, સ્વસુખ અને માનકીર્તિની લાલસા કે જેણે મ્હોટામ્હોટા વિરાગી કહેવાતા સાધુઓને પણ નાચે કર્યા છે ત્હેના ઉપર યતિનો વિજય કેટલે દરજ્જે હતો, તે આ નીચેના બેત્રણ પ્રસંગો પરથી જણાશે :— ]

( ૩ )

" આપનું નામ ? " " આનંદસૂરિ. "

" આપ અહિંયાં કેમ આવ્યા છો ? કાંઇ ખાસ કામ છે ?"

" મહારાણી ! ખરૂં કહું ? " જતિની આંખમાં જુદું જ તેજ આવ્યું. મુંજાલની હાજરીમાં જે ક્ષોભ હતો, તે ચાલ્યો ગયો. ધીમે ધીમે તેનો પ્રભાવ દેખાવા લાગ્યો. " મારૂં જીવન મેં જીન-પ્રભુજીને અર્પણ કર્યું છે. "

" ત્યારે રાજખટપટમાં પડો છો શા માટે ? "

" રાજનીતિ એ શું ધર્મ નથી ? ધર્મ અને જીવન અભિન્ન છે, દેવી ! અને આપણી અવનતિ એ ભિન્નતાએ જ આણી છે. "

" મહારાજ ! શિખામણ દો છો ? " જરા ગર્વથી મીનળે પૂછ્યું.

" હઉં, શા માટે નહિ ? તમારા કરતા ગીજનીના યવનો વધારે ડાહ્યા છે. "

" મુંજાલ મંત્રીનો અભિપ્રાય જૂદો જ છે."

" તેથી જ તે ખત્તા ખાય છે. "

" તમે શું ધારો છો ત્યારે ? " આતુરતાએ મીનળે પૂછ્યું.

" મંત્રીએ અમારી ચન્દ્રાવતીની રાજપદ્ધતિ વિષે બહુ બોલવાની મને ના કહી છે, અને વળી આપ ચિન્તાતુર છો; પછી વાત કરીશું."

" નહિ, મારે હમણાં જ સાંભળવું છે. પાટણની સ્થિતિ હમણાં કઢંગી છે, અને તમારા જેવા વિદ્વાન અનુભવીના અભિપ્રાયો મને ઘણા કામ લાગશે. "

" મુંજાલ મંત્રી સિવાય બીજાનો અભિપ્રાય કામ નહિ લાગે; પણ હું માનું છું કે, એક ધર્મ વિના એકતા નથી, એક ધર્મના પ્રભાવ વિના પ્રજા નથી, તેના ઉત્સાહ વિના વીરતા નથી."

" તમે અત્યારે પાટણના પ્રધાન હો તો શું કરો ? "

' હું ? મારૂં ચાલે તો જૈન ધર્મને મારી રાજનીતિનો પહેલો મંત્ર કરીને સ્થાપું, તેના અનુયાયીઓમાં-તેને નામે-ઉત્સાહ અને એકતા પ્રેરૂં, તેના રક્ષણ માટે લોકોમાં વીરતા પ્રકટાવું, અને તેના પ્રચલન માટે દેશેદેશમાં જીન ભગવાનનો ભગવો વાવટો ઉડતો કરૂં "

" તમારી વાત ઠીક તો લાગે છે, પણ રાજપૂતોનું શું ? "

" રાજપૂતો સત્તાના અને શૌર્યના સેવકો છે, અને ધર્મને જ્યાં તેનો પ્રતિનિધિ દેખશે, એટલે તરત તેને આધીન થશે....... મુંજાલ મંત્રીની નજરે જુવે છે, રાજાની નહિ "*

---

* If Friedrich Nietzche had lived to read this sentence, he would probably have said "Munjal was *after all* a 'human, an'all-to-human' being; Anand Suri was *to some extent* a 'superman', a Dionysian Spirit, one 'beyond good and evil', one who believed in 'becoming'

[ યતિના જવાબમાં ગૌરવ તેમજ સત્ય છે. ક્ષત્રિયો કોઈ શાસ્ત્રને યાને 'જ્ઞાન 'ને માનતા નથી, પણ સત્તા, શૌર્ય, શક્તિને અર્થાત્ કર્મયોગને પૂજનારા છે.* જૈન ધર્મ જો પોતાને શૌર્યનો પ્રતિનિધિ બનાવી બતાવે તો ક્ષત્રિયો જૈન ધર્મને ખુશીથી સ્વીકારે ;—અને પૂર્વે હજારો શુરા ક્ષત્રિયોએ જૈન ધર્મ સ્વીકાર્યો હતો એમ ઇતિહાસ સાક્ષી પુરે છે. ]

---

and not in 'being', a Creator of new Tables of Ethics, a posthumous philosopher who was naturally *misunderstood* even by the highest intellect of man like Munjal,—in short, he was an imperfect incarnation of 'Will to Power' which is the sole purpose of life."...And mind, Neitzsche is to-day the supreme High Priest of the whole of Europe.

* સર્વોત્તમ બંગાળી લેખકોમાના એક— દ્વીજેન્દ્રલાલરાય—ના 'ભીષ્મ' નાટકમા મહારથી ભીષ્મ અને મહાન તત્ત્વવેત્તા વ્યાસ ગુરૂ વચ્ચે નીચે પ્રમાણે રહસ્યપૂર્ણ સંવાદ છે, જે, આનંદસૂરિના અભિપ્રાયના સુંદર દૃષ્ટાંતરૂપ છે—

વ્યાસ :

સુખસુખ કરીને ભમે છે
માનવ,
ખોળે છે તે ત્હેને
ખાવા—પીવામાં
સુવા—બેસવામા
ગાડી—ઘોડે
હરવા—ફરવામા
માનપાનમા
અને
વિવિધ જાતની
મોજમઝા માણવામાં,
પણ
સુખ તો છે સદા
આપણા હાથમાં જ,
બહુ સ્હેલું
ને
અનાયાસ લભ્ય.

ભીષ્મ :

તે કેવી રીતે ?

વ્યાસ :

ના હોય ભલે
વિધવિધ સામગ્રીઓ
આપણા હાથમા,
પણ
સંકોચી શકીએ
આપણે
આપણી જરૂરિયાતો;
આયની વૃદ્ધિ
ભો ન થતી હોય
પણ
ઘટાડી શકીએ છીએ
આપણો વ્યય
ને
આ
મ્હારી
નિરીહ પર્ણકુટીર !
આસન પાથરેલું છે
જેમાં
સુખ્યર્યનું,

(૪)

"પણ ધર્મની ધ્વજા આગળ ટેકનો હિસાબ શો? એકલી ટેકે કોઇ દિવસ રાજ્ય રચ્યું છે? ક્ષત્રિયની ટેકોએ તો આખા ગુજરાતને, આખા ભરતખંડને છિન્નભિન્ન કરી મૂક્યું છે; અને જો વેળાસર એક ધર્મની સત્તા પ્રબળ નહિ થશે તો એકધર્મી યવનો કાલે સ્હવારે તમને દાસના પણ દાસ બનાવી મૂકશે. હજુ વિચાર કરો; આવી તક નહિ ગુમાવો. સૃષ્ટિ પર ચક્રવર્તી થવું હોય તો આ જ રસ્તો છે, અને તે શા માટે છોડો છો?" જતિએ કહ્યું.

---

પડયા છે તૈયાર વસ્ત્રો
વૃક્ષની છાલના,
ખાવાને છે
ફલ-ફુલ,
અને
વહે છે નિરંતર
નિર્ઝરિમા
મ્હારે માટે
નિર્મલ
અખૂટ જલ!
કહે તો હવે
કમી શી છે મ્હને?
નથી શું હું
સમ્રાટ
આ મ્હારી
પર્ણકુટીરમા?

ભીષ્મ:
સમ્રાટનાએ સમ્રાટ—
આપ તો
મહર્ષિ છો, પ્રભો!
શાસન કરો છો
બેસીને આ કુટીરમાં
ભારતનું,
માટે જ
હસ્તિનાનો યુવરાજ
વીર પરશુરામનો શિષ્ય
સ્વયં ભીષ્મ
હું ઉભો છું
આપના જ્ઞાનદરવાજા પર
કૃપાનો થઈને ભિખારી!

વ્યાસ
ના થઇ દૂર
હજીએ
ત્હારી આ જ્ઞાનતૃષા,
દેવવ્રત?

ભીષ્મ:
છીપતી હશે,
પ્રભો,
જ્ઞાનપિપાસા
કદીએ?

વ્યાસ:
વિષપાન કર્યું છે ત્હે,
ઓ દેવવ્રત!
ઔષધ સેવન કર.

ભીષ્મ:
તે કેમ, પ્રભો?

વ્યાસ:
ક્ષત્રિયનો ધર્મ નથી
જ્ઞાનવિચાર;
કર્મભૂમિ
ક્ષત્રિયની છે
રણક્ષેત્ર!
જા,
'વિચાર' છોડ,
કર્મ કર!
બેઠો છું હું
પોતે
સદાય જાગૃત
વિચાર કરવા માટે.

"આનંદસૂરિજી !" મીનળે કહ્યું "તમારા સમ્પ્રદાયમાં મને હવે શ્રદ્ધા નથી. ચક્રવર્તીપણું મળે તો તે પ્રજાના ઉત્સાહથી, તેમની મહત્વાકાંક્ષા સજીવન કરવાથી."

"એ મહત્વાકાંક્ષા અત્યારે જૈન મત જ લાવે એમ છે,"

"આખી પ્રજા તે સ્વીકારવા તૈયાર નથી; એટલે મારે પણ તે નહિ જોઇએ"

"નહિ સ્વીકારવા તૈયાર હોય તો તેમને તૈયાર બનાવવા એ રાજાઓનું કામ" કહી જતિએ પોતાની કેડે બાંધેલી તરવાર પર હાથ ઠોકયો.

"'અહિંસા પરમો ધર્મ:' જતિજી ! જે હોય તે, પણ મારો નિશ્ચય નિશ્ચલ છે જીવીશ તો પાટણની મરજીથી, મરીશ તો પાટણનું ગૌરવ વધારવા." + + +

"ધર્મના વિજયની વચમાં સ્વાર્થી હૃદયની પ્રેરણાઓ આણવાથી જ આ દુનિયાનો અધઃપાત થયો છે. *" તિરસ્કારમાં આનંદસૂરિ બોલ્યો.

---

જા,
ફરી જા;
જા,
જલદી જા !
શૌર્ય અને શક્તિની
કર્મભૂમિ
પોકારે છે
ત્હને;

વિજયનો ધર્મ
હાક મારે છે
વીર ભીષ્મને;
કાન દે,
હૃદય દે,
જા
દોડ એ ધર્મમાં !

* નિત્શેની ફીલસુફી કદાપિ નહિ વાંચવા પામેલા શા. ઘનશ્યામની કલમથી આ શબ્દો લખાય એ મ્હને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે છે. એ વાર્તાલાપના અક્ષરેઅક્ષરમાં માનસ શાસ્ત્રનાં ગૂઢ રહસ્યો સમાયલાં છે, કે જે અત્રે ટુંકમાં સમજાવવાનું બની શકે તેમ નથી. રાણી પોતાનું રાજપાટ પોતાના હાથમાંથી ચાલ્યું ન જાય એટલા ખાતર 'લોક'ની ઇચ્છાને તાબે થાય છે અને તક આવ્યે યતિને તથા ત્હેના સિદ્ધાન્તને તિલાંજલિ આપે છે; બીજા હાથપર, સ્થૂલ રાજ્યની કે તેથી મળતા વૈભવોની લેશમાત્ર દરકાર નહિ કરનારો યતિ પોતાના સિદ્ધાન્તને જ વળગી રહે છે. પોતામાં અને બીજી થોડીએક વ્યક્તિઓમાં અસાધારણ આત્મબળ ખીલવા પામે એની કિંમત તરીકે રાજ્યનાં રાજ્યો ઉથલપાથલ થઇ જાય અને પોતે પણ રીબાઇ રીબાઇને મરે તો પણ એ આ Supermanને દરકાર હોવા જેવી બાબત

( ૫ )

[ છેલ્લી ઘડીએ જ્યારે રાણી ગભરાઈ જાય છે અને મુંજાલની સલાહ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરે છે ત્યારે આનંદસૂરિને એકાન્ત મુલાકાત માટે બોલાવે છે. તે વખતનો દેખાવ મ્હને એક જૈન Superman તરફના માનથી હર્ષઘેલો કરવાને પુરતો છેઃ—]

થોડી વારે આનંદસૂરિ આવ્યો; તેનું મ્હોં તિરસ્કારમાં મરડાઈ ગયુ હતું; જાણે તે સૃષ્ટિનો સમ્રાટ્ હોય તેમ રાણી સામું જોઈ રહ્યો.

" જતિજી ! હું તો પાટણ જાઉં છું અને વિજયપાલજી તમારૂં લશ્કર પાછુ લઈ જાય છે. તમે શુ કરવા ધારો છો ? "

---

નહોતી. નિત્શે કહે છે. " The ascertaining of 'Truth' and 'Untruth,' the ascertaining of facts in general, is fundamentally different from the creative *placing*, forming, moulding, subduing, and *willing* which lies at the root of *philosophy*. *To give a sense to things*—this duty always remains over, provided *no sense already lies in it.* The same holds good of sounds, and also of the *fate of nations*; they are susceptible of the most varied interpretations and turns, *for different purposes*. A higher duty is to *fix a goal* and to *mould facts* according to it: *that is*, the *interpretation of action*, and not merely a *transvaluation* of concepts '..................'' The fundamental phenomena: *innumerable individuals are sacrificed for the sake of a few*, in order to make the few *possible*—One must not allow one's self to be deceived; the case is the same with *peoples* and *races* they produce the 'body' for the generation of isolated and valuable *individuals*, who continue the great process " 'ક્ષત્રિયોની ટેક'ના સમ્બન્ધમાં આ મહાન વિચારક નિત્શે આનંદસૂરિને ટેકો આપનારી ફિલસુફી લખે છે કે " The *blind yielding* to a passion, whether it be generosity, pity, or hostility, is the cause of the greatest evil. *Greatness of character* does not consist in not possessing these passions—on the contrary, a man should possess them to a terrible degree. but he should lead them by the *bridle*.........and even this he should not do out of love of control, but merely because ......" પરન્તુ આ અને બીજા અગ્યારસો કથનોમા રહેલું સત્ય એવું

"શ્રીનલદેવી ! મહાવીરની કૃપાથી તમને કાલાન્ત સુધી એક નામ અમર કરવાની તક મળી હતી; આખરે તમે પણ આવાં નીવડયાં એ ખેદભરી વાત છે."

"એ વાત કરવા મ્હેં તમને બોલાવ્યા નથી," જતિની ધૂન જોઈ હસતા રાણીએ કહ્યું; તેને આવા બાહોશ માણસની આવી કઢંગી એકાગ્રતા જોઈ દયા આવી; "પણ તમારે જો શાન્તિથી જીવન ગુજારવું હોય તો મોઢેરામાં મારા અપાસરા છે, ત્યાં ગોઠવણ કરી આપુ. ત્યાં તમને પુરેપુરૂં માન મળશે."

"મને માન ! રાણી ! આનંદસૂરિ માનનો ભૂખ્યો નથી."

"ત્યારે શું જોઇએ છે?"

"અર્હતોનુ વચન જ મારે માત્ર બસ છે. તમારાં ક્ષણભંગુર માન અને અકરામનો મારે મન હિસાબ નથી."

"પણ મ્હે સાંભળ્યુ છે કે, ચંદ્રાવતીનો સંઘ તમને કહાડી મૂકે છે."

"હા, હા હા !" ખડખડ હસતા જતિ બોલ્યો, "બિચારા... ક્ષુલ્લક...જન્તુઓ ! રાણી, મારા જીવનના આદેશ આગળ મને કોઇનો હિસાબ છે ! તેને જ માટે તો હુ તમારી બધાની ખુશામત કરવા નીકળ્યો હતો. હવે જોયુ, કે, બધા નમાલા છે; મહાવીરનો મંત્ર મૂર્તિમન્ત કરવાની કોઇનામાં હિંમત નથી. હું એવા 'જન્તુ'ઓ જોડે કેમ ભળું ?"

"ત્યારે શુ કરશો ?"

"તમારી નાનીનાની રમતોથી મારી માન્યતા ગઇ છે શું ? ફરી વખત આવશે ત્યાં સુધી વાટ જોઇશ. મારા સિદ્ધાન્તોમાં મને શ્રદ્ધા છે; અને એક દિવસ, ધર્મનો વિજય કરી આવતા ચક્રવર્તિને પડખે, મને જોશો."

---

* મહાન અને સાથે જ એવું ભયંકર છે કે, આપના મહાન તત્ત્વવેત્તાઓ પણ એ સત્ય લખનારને આજ સુધી ગાળો દીધા પછી હજી હમણાં જ એને કાંઇક કાંઇક સમજવા લાગ્યા છે; હિંદમાં જો કે એ સત્યો પૂર્વકાળના ઋષિઓમાં તો રગેરગે રમી રહ્યાં હતાં. પરન્તુ અત્યારે તો પશ્ચિમની પાછળ પાછળ ચાલતો હિંદી સમાજ આ સત્યોને સમજતાં હજી કદાચ સૈકાઓ આવશે.

" જતિજી ! શ્રીનળબા સાચી સલાહ આપે છે. પાટણનાં રાણી બની, જે જે તે કરે, તેમાં સામેલ થવાથી જ રાજ્યનું ગૌરવ વધશે."

" વિજયપાલ ! તું તો ' બાળક ' છે, " તુચ્છકારથી જતિએ કહ્યું; " તું શું સમજે ? જાઓ, રાજ્યનું ગૌરવ વધારો; તમારી 'ભ્રમણા'ની અંધારીમાં ભમ્યા કરો. આખરે મારા જ સિદ્ધાન્તોમાં જયવારો છે; નહિ તો, પરધર્મી યવનો આગળ વધે છે. ભારતખંડની પતિતપાવિની ભૂમિ તેમના પગ નીચે કચડાવા માંડી છે. પાનીપતની, સિન્ધુ દેશની ભૂમી ગઈ છે; અને હવે તમારી જવાની. 'ધર્મ'વિના ' સામ્રાજ્ય ' સ્થાપ્યો, તમારા મુંજાલોની મહેનત આખરે ધૂળ મળશે; તમારા દીકરાદીકરીઓ ગીજનીના બજારમાં વેચાશે. તમે બધા મને મૂર્ખો ગણો છો; પણ એક દિવસ ધૂળ ચાટતા થઇ મારૂં ડહાપણ સ્વીકારશો. મને તમારા માનની કે રાજ્યની પરવા નથી. 'આંધળા'ઓ અને ' અક્કલવગરના 'ઓ સાથે હવે મારો સંબંધ પુરો થયો, " એમ કહી, જાણે ભવિષ્યવેત્તાની દિવ્ય આંખોએ ભવિષ્યનું દુઃખ જોઇ રહ્યો હોય, તેમ તે ઉભો રહ્યો. રાણી અને વિજયપાલ કાંપી ઉઠયા. બીજી પળે આનંદસૂરિ ત્યાંથી રાણી તરફ એક તિરસ્કારભરી નજર નાંખી ચાલ્યો ગયો.

***

' રાણી અને વિજયપાલ કાંપી ઉઠયાં; '......કેમ ન કાંપે ? ભવિષ્યવેત્તા આગળ કોણ નથી કાંપતું ? તે ' સ્વાર્થના કીડા 'ઓ પ્રત્યે ' તિરસ્કારભરી નજર ' નાખી આનંદસૂરિ ચાલી નીકળ્યો; ચાલ્યો તે ચાલ્યો જ, પછી 'પાટણની પ્રભુતા'માં હેનો ઉલ્લેખ આવતો જ નથી. મૃત્યુલોક, પાતાળ અને સ્વર્ગની ભૂગોળ તથા ઇતિહાસ જાણનારો, જડ-ચેતનની પ્રકૃતિના ભેદાનુભેદો શિખેલો, મનુષ્યની ઇચ્છાઓ, બુદ્ધિ અને પ્રવૃત્તિ કયાં કયાં 'બંધનો' તળે છે હેનું માનસશાસ્ત્ર જાણનારો અને એ જાણપણાને પોતાના મહાન આશયની સફલતામાં કામે લગાડવાની કુનેહ ધરાવનારો, પૌદ્ગલિક પ્રાપ્તિઓ તથા માનકીર્તિની ઇચ્છા અને જરૂરને ' ઓળંગી ' ગયેલો, અપમાન, કષ્ટ તથા નિરાશા ઉપજાવનાર બનાવોને 'શક્તિ' ખીલવનારાં 'સાધન'માં ફેરવી નાંખવાનો ' કીમીઓ ' જાણનારો, ' દુનિયા 'ના અને ' વિદ્વાનો 'ના રસ્તાને તોડી-ફોડી પોતાનાં ઇશ્વરી પગલાં માટે પોતાનો ખાસ ઇશ્વરી માર્ગ પોતે જ બનાવી લેવાની ' શક્તિ ' કે 'લબ્ધિ'

ધરાવતો : એવો એ આનંદસૂરિ શું ચંદ્રાવતીના 'સંઘ'થી ફળી શકાય કે સહન કરી શકાય ? શું એ 'મરદનો મરદ' મીનળ જેવી 'વૈરી' થી સહન થાય ? અફસોસ તો એ જ છે કે, ચંદ્રાવતીના કહેવાતા પ્રજાસત્તાક રાજ્યની આણ પાટણ પર પ્રથા પામી હોત અને જૈન ધર્મના મુખ્ય ગુરૂ તરીકે સમસ્ત દેશને આનંદસૂરિએ પોતાની સત્તામાં લીધો હોત, તો તેવે વખતે તે પ્રબલ આત્મા જૈન ધર્મને કેવું સ્વરૂપ આપત, એ જોવાની તક રા. ઘનશ્યામે વાચકોને આપી નથી. ' દેશમાં એ મહત્વાકાંક્ષા અત્યારે જૈન મત જ લાવી શકે તેમ છે' એવા આનંદસૂરિના શબ્દોનું સ્થૂલ રૂપમાં પ્રકટીકરણ થતું જોવાની ફી તરીકે જે કાંઇ આપવું પડે તે થોડું જ ગણાય. પરન્તુ, અફસોસ ! રા. ઘનશ્યામે નથી અભ્યાસ કર્યો જૈન ધર્મનો, કે નથી અવલોક્યાં નિત્શેના મહાસૂત્રો; તેમજ વળી એમને એક તદ્દન કાલ્પનિક નૉવેલ લખવાનું નહતું, પણ ઐતિહાસિક નૉવેલ લખવાનું હતુ, જેથી ઇતિહાસના મુખ્ય મુખ્ય બનાવોને વળગી રહીને વસ્તુસંકલના કરવી પડી હશે. નહિ તો, આનંદ-સૂરિની ભવિષ્યની પ્રવૃત્તિનું કોઇ અવનવું જ ચિત્ર તેઓ દોરી શક્યા હોત અને એમાંથી એકવીસમી સદીનો નૂતન જૈન ધર્મ ઉદ્‌ભવવા પામત. પરન્તુ, એ નવી જૈન સૃષ્ટિ ઉત્પન્ન થવા પામે તે પહેલાં કેટ-લીએ જૂની 'સૃષ્ટિ'ઓનો 'પ્રલય' થશે, કેટલાએ ' અહા 'ઓ થાકશે અને પદચિન્હ મૂકીમૂકીને મરશે. દરમ્યાનમાં એટલું જ કહીને હું સંતોષ લઇશ કે, " All hail to 'Ghanshyam' and his ' creation, ' to Anandsuri the Prophet of the Religion of the Future ! "

**જૈનો, હિંસા અને યુદ્ધ:**—' પાટણની પ્રભુતા ' નામના પુસ્તકમાં એક જૈન યતિને રાજ્યપ્રકરણી બાબતોમાં ભાગ લેતા બતાવ્યો છે તે વિરૂદ્ધ જૈનોએ ઉઠાવેલો પોકાર તથા જૈનોના ' અહિંસા પરમો ધર્મઃ ' નાસિદ્ધાન્ત બાબે લાલા લજપતરાયે 'મૉડર્ન રિવ્યુ' પત્રમાં કરેલી ટીકા : એ બે બનાવો સ્વાભાવિક રીતે જૈન પૂર્વા-ચાર્યોના અભિપ્રાયો તથા પૂર્વના પ્રસિદ્ધ જૈનોનાં જીવનચરિત્રો તપાસવાની પ્રેરણા કરે છે. એવી થોડીઘણી અને તાત્કાલિક તપાસને પરિણામે મળી આવેલી હકીકતો અને વિચારો આ નીચે રજુ કરૂંછું.

પ્રાચિન દિગમ્બરાચાર્ય વિદ્યાનન્દ સ્વામી ( આપ્તપરીક્ષા,

અષ્ટસહસ્રી, શ્લોકવાર્તિક ઇત્યાદિ ઉત્તમ શાસ્ત્રોના રચનાર ) કૃત ' પાત્રકેસરી સ્તોત્ર ' કે જે અતિ દુર્લભ્ય છે ત્હેમાંનો આ નીચેનો શ્લોક મનન કરવા યોગ્ય છેઃ—

दिगम्बरतया स्थिताः
स्वभुजभोजिनो ये यदा
प्रमादरहिताशयाः
प्रचुरजीवहत्यामपि
न बन्धफलभागिन-
स्त इति गम्येत येन ते
प्रवृत्तमनुबिभ्रति ।
स्वबल योग्यमद्याप्यमी ।

દિગમ્બર વૃત્તિ ( દિગમ્બર સાધુપણું અથવા 'નગ્ન સત્ય' વૃત્તિ ) વડે જેઓ સ્થિત રહ્યા છે, ( ઉચ્ચતમ ફીલસુફીવડે જીવન ટકાવી શક્યા છે ), પોતાની ભુજા વડે જ જેઓ હમેશ પેટ ભરે છે, અને જહેમના આશયો 'પ્રમાદ' રહિત છે ( કોઇ પદાર્થ કે વૃત્તિના ગુલામ થઇને કે ગફલતથી જેઓ કાંઇ પ્રવૃત્તિ કરતા નથી ), તેઓ પ્રચુર ( ઘણી ) જીવહત્યા કરવા છતાં, ત્હેમને ' કર્મબંધ ' થતો નથી,* એમ સ્હમજાય છે. કારણ કે, આ કાળે પણ એવા પુરૂષો 'प्रवृत्तम्' અર્થાત્ જે કાર્ય આગળથી નક્કી થયુ છે ત્હેને પોતાની શક્તિ પ્રમાણે અનુસરે છે-ભોગવે છે.

* * *

તે જ આચાર્ય તે જ સ્તોત્રમાં લખે છે કે,

न चासुपरिपीडनं नियमतो शुभायेष्यते
त्वया न च शुभाय वा नहि च सर्वथा सत्यवाक् ।
न चापि दमदानयोः कुशलहेतुतैकांततो
विचित्रनयभंगजालगहनं त्वदीयं मतं ॥

પ્રાણીપીડા ( હિંસા ) એ નિયમપૂર્વક જ ( as a rule ) અશુભને માટે છે, એમ કંઇ નથી; તેમજ, એ નિયમપૂર્વક શુભને

* ઉંચું જ્ઞાન ધરાવનારાઓ હિંસા કે અહિંસાને 'દૃષ્ટિબિંદુ' માનીને વર્તતા નથી, ઉચ્ચાશયની સફલતા એ એમનું 'દૃષ્ટિબિંદુ' ( 'સાધ્ય' ) હોય છે અને હિંસા કે અહિંસા જેમાં સમાયલી હોય એવાં ' સાધનો ' અપ્રમત્તપણે-નિર્મોહપણે-તેઓ વાપરે છે

માટે હોય, એમ પણ નથી. તેવી જ રીતે, ઇન્દ્રિયદમન અને દાન એ બન્ને પણ એકાન્તથી ( અર્થાત્ હમેશ, નિયમપૂર્વક ) કુશલના હેતુ છે એવું કાંઇ નથી. ત્હારો મત તો, હે ભગવન્ ! વિચિત્ર 'નય'ની બારીકીઓથી ગહન છે. [ અર્થાત્ મનુષ્યોએ માનેલા નીતિસૂત્રને જ 'પ્રમાણ' ( Standard] ) માનીને તદનુસાર વર્તન કરવાનું તું ફરમાવતો નથી, પરન્તુ અનેક દૃષ્ટિબિંદુઓ—અનેક નયો—ની કસોટી વાપરવા અને પરિણામે જે કાર્યસાધક લાગે તે જ કરવા તુ સલાહ આપે છે. આજે આખી દુનિયા અને ખાસ કરીને 'દયાળુ' મનુષ્યો કોઇ પણ સિદ્ધાંત, કાર્ય કે બનાવની 'કિમત' માત્ર નીતિસૂત્ર ( morality )ની એકમાત્ર કસોટી વડે મુકરર કરે છે, તેઓ જાણતા નથી કે નીતિસૂત્ર એ ઘણી કસોટીઓમાંની એક છે, પણ એથીએ વિશેષ મહત્તાવાળી બીજી ઘણી કસોટીઓ-ઘણાં દૃષ્ટિબિંદુઓ-ઘણા ' નયો ' હયાતી ધરાવે છે. આ જબરજસ્ત જૈન તત્ત્વવેત્તા એટલે સુધી કહેવાની હિમત ધરે છે કે, હિંસા, ઇન્દ્રિયદમન, દાન અને સત્ય કથન જેવી સર્વમાન્ય થઇ પડેલી 'નીતિ'ઓ પણ **સર્વદા અને સર્વથા** અર્થાત્ નિયમ તરીકે કુશલહેતુ નથી; કોઇ સંજોગમા તેથી અકુશલ પણ થાય. Jainism is really *'beyond good and evil'* ! ]

***

શ્વેતામ્બરાચાર્ય શ્રી સોમદેવસૂરિ કૃત સુપ્રસિદ્ધ ' યશસ્તિલક ચમ્પુ 'માં ધર્મ તેમજ રાજનીતિ, યુદ્ધનીતિ ઇત્યાદિનો ઉપદેશ કરાયલો છે, જેમાંથી થોડાએક શ્લોકો અત્રે આપવા ઠીક થઇ પડશે:-

यस्मादभ्युदयः पुंसां निःश्रेयसफलाश्रयः ।
वदन्ति विदिताम्नायास्तं धर्मं धर्मसूरयः ॥
स प्रवृत्तिनिवृत्यात्मा गृहस्थेतरगोचरः ।
प्रवृत्तिर्मुक्तिहेतौ स्यान्निवृत्तिर्भवकारणात् ॥

જે ધર્મગુરૂઓને સંપ્રદાયોનું સારૂં જ્ઞાન છે તેઓ ' ધર્મ ' ત્હેને કહે છે કે જેથી પુરૂષોનો અભ્યુદય થાય અને પરંપરાએ મોક્ષફલ મળે. તે ધર્મ, પ્રવૃત્તિ તેમજ નિવૃત્તિ રૂપે, ગૃહસ્થ તેમજ ત્યાગીમાં નજરે પડે છે. **પ્રવૃત્તિથી મુક્તિ પણ મળે અને નિવૃત્તિથી ભવવૃદ્ધિ પણ થાય.**

पुंसामसारसत्त्वानां किं कुर्याद्विक्रमक्रमः ।
भस्मीभवन्ति काष्ठानि तेजसानुगतान्यपि ॥

નિર્માલ્ય સત્ત્વવાળા મનુષ્યોને પરાક્રમની રીતિ શું કરવાની હતી? તેજ ત્હેમની પાછળ છે એવાં કાષ્ઠોની ખાખ જ થાય છે!
( અર્થાત્, તેજને લીધે સોખંડ લાલચોળ પ્રકાશિત બને છે, પરન્તું કાષ્ઠ તો પ્રકાશિત બનવાને બદલે ખાખ થઇ જાય છે! શક્તિ નિર્માલ્ય માણસોને વધારે નિઃસત્વ બનાવે છે, સશક્ત મનુષ્યોને-'અધિકારી'ઓને-વધારે તેજસ્વી બનાવે છે. હવામાં ઉંચો ધર્મ તુચ્છ આત્માઓને મળવાથી તેઓ ઉલટા વધારે નમાલા, હીચકારા અને રેંજીપેંજી બને છે, એટલુ જ નહિ પણ ધર્મને પોતાની પ્રકૃતિને અનુકૂળ એવું કંગાળ સ્વરૂપ આપી દે છે, કે જેથી તે ધર્મ નિંદનીય બને છે. એ જ ધર્મ બહાદૂરોના હાથમાં આવતાં ઓર વિશેષ દીપી ઉઠે છે અને ત્હેના અનુયાયોને વિશેષતર બલવાન—સિંહ અને ગરૂડ જેવો—બનાવે છે. )

शूरोऽपि सत्त्वयुक्तोऽपि नीतिं वेत्ति न यो नरः ।
तत्र संनिहिता नित्यमापदः शरभोपमे ॥

બહાદૂર હોય, તેમજ સત્ત્વવાળો પણ હોય, તથાપિ જે માણસ રાજ્યતંત્રની નિપુણતા ન ધરાવતો હોય, ત્હેના ઉપર, શરભ અથવા શાર્દૂલની માફક હમેશા આપત્તિ આવ્યા કરે છે. ( શાર્દૂલ અથવા સિંહ સત્ત્વવાળું પ્રાણી છે તથાપિ, બુદ્ધિવૈભવ ન હોવાથી, આકાશમાં થતી ગર્જનાને કોઇ હરીફની ગર્જના માની શિર પટકીને મરણશરણ થાય છે, તેમજ યુક્તિ પ્રયુક્તિ નહિ જાણનાર માણસ બલવાન અને હિંમતવાન હોવા છતા પોતાનું અશ્રેય જ કરી બેસે છે )

धूर्तेषु मायाविषु दुर्जनेषु स्वार्थैकनिष्ठेषु विमानितेषु ।
वर्तेत य· साधुतया स लोके प्रतार्यते मुग्धमतिर्न केन ॥

ધૂર્ત, માયાવી, દુર્જન, સ્વાર્થમાં તલ્લીન, અને અપમાન પામેલા માણસો . એટલાઓ સાથે જે મનુષ્ય 'ભલાઇ'નું વર્ત્તન કરે તે મૂર્ખ મનુષ્ય કોના હાથમાં નહિ સપડાય? [ આવી જાતના લોકો સાથે કામ પડતાં પ્રમાણિકપણું અને દયા તથા ભલાઇ વગેરેને વેગળાં મૂકવાં જોઇએ, એમ આ જૈનાચાર્ય સૂચવે છે. કાઉન્ટ ટૉલ્સ્ટોય અને મહાત્મા ગાંધીની 'Passive Resistance'વાળી નીતિને આ જૈનાચાર્ય 'મૂર્ખ' એવું વિશેષણ આપે છે એમના હિસાબે, જો દુષ્ટોની દુષ્ટતા આપણી સજ્જનતાને લીધે જ વિજયવંતી નીવડે તો એથી દુનિયામાં સજ્જનતાની પ્રતિષ્ઠા ઓછી થવા પામે અને દુષ્ટતા વધારે ફેલાવો અને તાકાદ પામે. તેઓ કહે છે કે:—]

दण्ड एव हि नीचानां विनयाय न सत्क्रिया ।
ऋजुत्वे निम्नकाष्ठस्यनाग्नेरस्ति परो विधिः ॥

નીચ માણસોને સીધા કરવા માટે સત્કાર કામ લાગતો નથી; હેમને માટે તો "દંડ" એ એક જ રસ્તો છે. લાકડાનો 'વાંક' દૂર કરવાનો એક સિવાય બીજો રસ્તો નથી, અને તે એ કે હેને બાળી નાંખવું.

* * *

શ્રી વાદિચન્દ્રસૂરિ નામના દિગમ્બર જૈનાચાર્યે ભિન્ન ભિન્ન ધર્મોની ચર્ચા કરનારો 'જ્ઞાનસૂર્યોદય' નામનો નાટકગ્રંથ લખ્યો છે, જેમાં શ્વેતામ્બર જૈન સમ્પ્રદાયના એક શાસ્ત્રમાં નીચેની ગાથા હોવાનું જણાવ્યું છે—

देवगुरूणं *कज्जे चूरिज्जइ चक्कवट्टिसेणंपि ।
जो ण विच्चूरइ साहू सो अणंतसंसारिओ होदि ॥

દેવ અને ગુરુને માટે ચક્રવર્તીની સેનાને પણ ચૂર્ણ કરવી જોઇએ: જે સાધુ (એમ કરવાની શક્તિ છતાં) એમ ન કરે તે અનંતસંસારી થાય.

અને દિગમ્બર જૈનસમ્પ્રદાયના આચાર્યોએ પણ કાંઇ મણા રાખી નથી. કર્ણાટકમાં નાગવર્માચાર્ય ઇ. સ. ૧૦૭૦ ની આસપાસમા થઇ ગયા, તેઓ ઉદયાદિત્ય રાજાના 'સેનાનાયક' અને 'સંધિવૈગ્રહિક મન્ત્રી' હતા. મુનિચંદ્ર કે જે રાજા રટ્ટરાજ કાર્તવીર્યના ગુરુ હતા (ઇ. સ. ૧૨૨૯ ની આસપાસમાં) હેમણે રટ્ટરાજના કુમાર લક્ષ્મીદેવને શસ્ત્રવિદ્યા તેમજ શાસ્ત્રવિદ્યા બન્નેનું શિક્ષણ આપ્યું હતું અને પાછળથી લક્ષ્મીદેવને ગાદી મળી ત્યારે તે હેના મંત્રી થઇ ઘણાં પરાક્રમનાં કામો કરતા રહ્યા, એમ રૉયલ એશિયાટિક સોસાઇટી (મુંબઇ શાખા)ના મુખપત્રમાં છપાયલા સૌંદત્તિના શિલાલેખોપરથી સ્પષ્ટ સમજાય છે. વળી જૈન કવિ જનની માતા ગંગાદેવીના ગુરૂ

---

* બીજે એક સ્થલેથી देव गुरुधम्मकज्जे એવો પાઠ મ્હને મળ્યો છે; જેનો અર્થ એવો છે કે 'દેવ, ગુરૂ તથા ધર્મને માટે'. આ ગાથા શ્વેતામ્બરોના કયા સૂત્રગ્રંથમાં છે તે વાદિચન્દ્રસૂરિએ બતાવ્યું નથી. કદાચ શ્વેતામ્બર સમ્પ્રદાય હિંસક પ્રવૃતિને સહાયક છે એમ બતાવવા ખાતર પણ આ પ્રતિસ્પર્ધી પક્ષના આચાર્યે આમ લખ્યું હોય. સૂત્રોના અભ્યાસી કોઇ મહાશય આ ગાથાનું સ્થાન બતાવશે તો કૃપા થશે

રામચન્દ્ર દેવ નામના મુનિ હતા અને રાજા જગદેકમલ્લના દરબારમાં કટકોપાધ્યાય હતા (ઈ. સ ના બારમા સૈકામાં ). આ ઉપરાંત શ્રાવક તરીકે મંત્રીપણું, લશ્કરનું ઉપરીપણું અને ખુનખાર લડાઈમાં યોદ્ધાપણું કરનારાઓ તો ઘણાએ થઈ ગયા છે. જન્ન કવિ ( ઈ.સ. ૧૨૦૯ )ના પિતા શંકર, હુયશાલવંશના રાજા નરસિંહના દરબારમાં કટકોપાધ્યાય હતા અને જન્ન કવિ પોતે તે રાજાનો મંત્રી અને સેનાનાયક હોવા સાથે કેટલાક જૈન ગ્રંથોનો કર્તા અને અનન્તનાથ તથા પાર્શ્વનાથના મંદિરોનો બંધાવનાર હતો. અર્હદ્દાસ ( ઇ. સ ૧૩૦૦ ની આસપાસમાં ) નામનો જબરજસ્ત જૈન કવિ પોતાને 'ગિરિનગરાધીશ્વર' લખતો, તેથી જણાયછે કે તે કોઈ સ્થળનો નરેશ હતો. મંગરાજ ( ઈ. સ. ૧૫૦૯ ) નામના જૈન પંડિત કે જહેમણે સમ્યક્ત્વ કૌમુદી, શ્રીપાલચરિત આદિ પ્રસિદ્ધ ગ્રંથો લખ્યા છે તે, હોયસળ દેશના હોમચૂત્તી પ્રાન્તના હુલ્લહલ્લી રાજ્યના રાજા હતા. બૂચિરાજ (ઇ. સ. ૧૧૭૩) એ જૈન કવિ હતા [illegible] વીર બલ્લાલ રાજાના મંત્રી હતા. ઉદયાદિત્ય ( ઇ. સ. ૧૧[illegible] એક માણ્ડલિક રાજા હતો અને 'સાહિત્ય વિદ્યાધર' જે[illegible] ધરાવતો પંડિત જૈન હતો. કીર્તિવર્મા ( ઇ. સ. ૧૧૨૫ ) એ સોલંકી વંશના મહારાજા ત્રૈલોક્યમલ્લનો પુત્ર હતો અને એક વીર યોદ્ધા તેમજ સાહિત્યપ્રેમી જેથી પંડિત હતો. ત્હેની માતાએ સેંકડો જૈન મંદિરો બંધાવ્યા હતા, જેનાં ખંડેરો હજી વિદ્યમાન છે. ચામુંડરાય ( જન્મ ઇ. સ. ૯૭૮ ) એ રાજા રાચમલ્લના મંત્રી અને સેનાપતિ હતા, અને ગોવિન્દરાજ, એંકોદુરાજ વગેરે કેટલાએ રાજાઓને ત્હેણે હરાવ્યા હતા, જેથી 'સમરપરશુરામ' 'વીરમાર્તણ્ડ', 'સમરધુરન્ધર' એવાં પદ મળ્યાં હતા; અને 'ત્રિષષ્ઠિલક્ષણ મહાપુરાણ' નામનો જૈન ગ્રંથ પણ ત્હેણે જ રચ્યો છે. આદિ પંપ ( જન્મ ઇ. સ. ૯૦૨ ), પુલિગેરીના ચાલુક્ય રાજા અરિકેસરીનો સેનાપતિ હતો. નૃપતુંગ ( ઇ. સ. ૮૧૪–૮૭૭ ) એ રાઠોડ વંશનો રાજા હતો અને જૈન કવિ હતો (એની રાજધાની મલખેડ.) એવી જ રીતે રાજા દુર્વિનીત ( ઇ. સ. ૪૯૮–૫૧૩ ) પણ જૈન રાજા અને જૈન પંડિત હતો.

છેક સત્તરમા સૈકાના ઇતિહાસ તરફ નજર કરીએ છીએ તો પણ જૈનોની લડાયક વૃત્તિ, જુસ્સો, ટેક, ડંશીલાપણું અને મહત્તાના

દાખલા મળી આવે છે. શ્રીયુત ઉમરાવસિંહજી ટાંક બી. એ. એલ્. એલ્. બી. એઓએ બીકાનેરના બહાદુર જૈન બચ્છાવત વંશનો ઇતિહાસ શોધીને લખ્યો છે, જેમાં કરમચન્દ બચ્છાવતના પુત્રોની બહાદુરીનો નીચેનો હેવાલ ધ્યાન ખેંચે છે—

વિ. સ. ૧૬૧૩માં સૂરસિંહ ગાદિએ આવ્યો અને કરમચન્દ બચ્છાવતના પુત્રોને બીકાનેરમાં પાછા બોલાવી મારી નાખવાની જે આજ્ઞા હેના પિતાએ હેને મરણ વખતે કરી હતી હેનો અમલ કરવા ખાતર દીવાનને રજા આપીને એવી અફવા ફેલાવી કે હેની જગાએ ખરો હક્ક ધરાવતા પૂર્વના દીવાનના પુત્રોને દીવાનપદ આપવાનું છે, એટલું જ નહિ પણ પોતે દીલ્લી જઇને બચ્છાવતોને મીઠી વાતો કરી દેશમાં આવવા સમજાવ્યા. આખરે તેઓ બીકાનેર આવ્યા પરન્તુ પુરા બે માસ પણ થયા નહિ હોય એટલામાં એક દિવસે પ્રાતઃકાળમાં બચ્છાવતના મકાનને ૩૦૦૦ સીપાઇઓથી લીધું. બચ્છાવતપુત્રોએ જાણ્યું કે હવે છુટવું તો અશક્ય છે, ભાઇઓએ પણ એ શરમભર્યું અને હીચકારું કામ હોઈ કરવું જ નહિ એવો નિશ્ચય કર્યો. પોતાના વફાદાર પાંચસો રાજપુતો સહિત તેઓ ઘેરો ઘાલનાર ૩૦૦૦ સીપાઇઓ સાથે મરણીઆ થઇને લડ્યા. જ્યહારે અંત નજીક દીઠો ત્યહારે ઓશવાળ જૈન કુળના આ બે બહાદુર અને ટેકીલા ભાઇઓએ અગ્નિની ચીતા તૈયાર કરાવી, જેમાં કુટુમ્બની સઘળી સ્ત્રીઓ, બચ્ચાઓ, વૃદ્ધ પુરૂષો પોતાની મેળે કુદી કુદીને બળી મુઆ, કે જેથી દુશ્મનના હાથમાં જઇ દીન વદન કરવું પડે નહિ; કેટલાક તો એક બીજાની તરવારથી કપાઇને મુઆ. એક બાજુ જમીનપર લોહીનો પ્રવાહ વહેવા લાગ્યો, અને બીજી બાજુ આકાશમાં અગ્નિની જ્વાળા અને ધુમાડો ફેલાયો. ત્યાર બાદ સઘળા કિમતી પદાર્થો કુવામાં નાખીને, અર્હંત્ ભગવાનને નમસ્કાર કરીને, એક-બીજાને છાતી સાથે છેવટનું આલિંગન આપીને, કેસરીઆ વાઘા પહેરેલા બન્ને ભાઇઓ, દરવાજા ખોલીને, હાથમાં તલવાર ફેરવતા, દુશ્મનોની મ્હોટી સંખ્યા વચ્ચે તૂટી પડ્યા અને વીરતાથી લડતાં-મારતાં-કાપતાં આખરે ગરમ લોહીમાં કપાઇ મુઆ.

કોણ કહેશે કે જૈન ધર્મનો ' આત્મા ' નિર્માલ્ય છે ? કોણ કહી શકશે કે પૂર્વના જૈનો રાજ્યપ્રકરણી બાબતોમાં અને યુદ્ધક્ષેત્રમાં

આગેવાનાએ ભાગ નહોતા લેતા ? આજના જૈનોના વેવલા-પણા પરથી કે વેવલા વર્ગમાંથી જ બનેલા જૈન ઉપદેશકોની ધર્મ-વિષયક વ્યાખ્યાઓ પરથી પૂર્વના જૈનો અને જૈન ધર્મને નિર્માલ્ય ઠરાવવા તૈયાર થવુ એ ન્યાયવિરુદ્ધ નથી એમ કોણ કહેશે? અરે, જૈન નામ જ, એ નામનો જી ધાતુ જ, વિજયસૂચક છે અને એ ધર્મના 'ઇશ્વરો'–'અરિહંતો' અરિ ( દુશ્મન )ને હણવામાં હેમની અસીમ બળને લીધે જ એ નામથી ઓળખાય છે.

**જૈન 'ક્ષત્રિય'નુ મૃત્યુ**—આગેવાનો, સાધુઓ અને કેળવા-યલાઓ પર કડવી ટીકા હિંમતથી કરનારો જૈન 'ક્ષત્રિય' મી. નથુ મંછાચંદ એપ્રીલ માસમા ગુજરી ગયો છે. કશા પણ શિક્ષણ વગર અને દ્રવ્ય વગર યુરોપ-અમેરિકાની મુસાફરી કરીને જાદુગર તરી-કેની નામના મેળવનાર અને જાહેર જૈન મેળાવડાઓમાં સિંહની પેઠે ગર્જનાર 'ઓફિસર' નથુ મંછાચંદની જૈન કોમને ખોટ જ પડી છે.

**છાપાંનાં નશીબ ઉઘડ્યાં!**:— મુંબઇના ગવર્નર અને વિલિંગ્ડનને મુંબઇની કોર્પોરેશનના પ્રમુખ તરફથી અપાયલા [illegible])એ પ્રસગે તે નામદારે મુંબઇ ઇલાકાનાં છાપાંને ઉદ્દેશીને કહ્યું હતું કે " એક મ્હોટી કોમના જૂદા જૂદા ભાગોના મન પર અસર કરવાને અને વિચારો ઘડવાને વર્તમાન પત્રો એક બલવાન અંશ છે તે વર્તમાનપત્રોનો હુ આજે અંત:કરણપૂર્વક ઉપકાર માનું છું."...મહાત્મા ટૅાલ્સ્ટૅાય કહે છે કે, દરેક સુધરેલા કહેવાતા રાજ્યમા છાપાનો આત્મા બળ કે કળથી વશ કરી લેવાની શક્તિ રાજકર્તાઓ સારી રીતે ધરાવે છે

**જબરજસ્ત દાનવીરનું મૃત્યુ**:—અમદાવાદના નાગર, સર-દાર બહાદૂર ચીનુભાઇ માધવલાલ માર્ચ માસમા ગુજરી ગયા છે. હેમની સખાવતો જૈનોએ કાન દઇને સાંભળવા જેવી છે, અને એટલું પણ ધ્યાનમા રાખવાનુ છે કે, એ સર્વ સખાવતો પોતાની જીંદગી દરમ્યાન અને સ્વહસ્તે કરાવલી છે, નહિ કે મરતી વખતે યમદૂતને રૂશવત આપવા રૂપે ! સાયન્સ કૅાલેજમા રૂ. ૨ લાખ, ગુજરાત કૅાલેજમાં રૂ. ૩ લાખ, ટેકનીકલ સ્કુલમાં સુમારે ૧ાા લાખ, બૈરાની ઇસ્પીતાલમાં સુમારે ૧ાા લાખ, નર્સિંગસ્કુલમાં ૧ લાખ ૧૫ હજાર, કૅામર્સ્યલ કૅાલેજમાં રૂ. ૧ લાખ, બીજી મ્હોટી સખાવતો ૨ાા લાખની, અને પરચુરણ સખાવતો પાર વગરની. એમના પિતા

અને દાદાએ જે સખાવતો કરી છે તે જો આ રકમો સાથે ઉમે-
રવામાં આવે તો એમ બોલ્યા સિવાય ભાગ્યે જ રહી શકાય કે
સ્વ૦ રણછોડલાલ છોટાલાલે ગુજરાતના ઉદયમાં આપેલા ફાળા
જેવો ફાળો કોઇ આપી શક્યું નથી.

જૈનો કોઇ ધડો લેશે?—ખાસ કરીને લોભી સ્થાનકવાસીઓ!

**ભારત જૈન વિદ્યાલય, પુનાઃ**—શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન
ભાઇઓએ 'મહાવીર જૈન વિદ્યાલય' પુના ખાતે ખોલવાનું ઠરાવ્યા
બાદ તે સંસ્થાને મુંબઇ ખાતે ફેરવવાની જરૂર જોઇ, તેથી પુના
ખાતે કેટલાક જૈન ભાઇઓ 'ભારત જૈન વિદ્યાલય' ખોલવાના
ઠરાવ પર આવ્યા હતા, જ્હેની સ્થાપના પણ થઇ ચુકી છે. પહેલા
અંગ્રેજી ધોરણથી એમ. એ. સુધીના વિદ્યાર્થીઓ માટેની બોર્ડીંગ
તરીકે હાલ તો કામ શરૂ કરવામાં આવ્યુ છે. સુમારે રૂ. ૨૫ હજાર-
નુ ફંડ થયું છે. વ્યવસ્થા અને બંધારણની બાબતમાં પુરતી દૂરં-
દેશી રખાશે તો પરિણામ સારૂં આવશે.

**વિલાયતમાં જૈન સાહિત્યઃ**—જૈન સાહિત્યનો અભ્યાસ
...કા માટે વિલાયતમાં એક સભા સ્થપાઇ છે, જેના અધ્યક્ષ
'ઇંડિયા ઑફિસ'ના લાઇબ્રેરીઅન મી. એફ. ડબ્લ્યુ. થોમાસ છે.
ઇન્દોર હાઇકોર્ટના જજ શ્રીયુત જગમંદરલાલ જૈની M. A. Bar-
At-Law એઓએ 'જૈનધર્મનાં મૂળતત્ત્વો' નામનું પુસ્તક અંગ્રે-
જીમાં રચ્યું છે, જેમાં પ્રસ્તાવના ઉમેરીને ઉક્ત અંગ્રેજ ગૃહસ્થે
તે પુસ્તક કેમ્બ્રીજ યુનીવર્સીટી પ્રેસમાં છપાવી બહાર પાડ્યું છે.
આ ઉપરાંત હિંદમાં બીજા ૨-૩ સુશિક્ષિત જૈન મહાશયો જૈન
ફીલસુફીપર અંગ્રેજી પુસ્તક લખવામાં રોકાયલા સંભળાય છે. કાંઇક
જીવન આવવા લાગ્યુ ખરૂ !

**રાજ્યસત્તાનો પ્રભાવઃ**—ખંભાતના એડમીનીસ્ટ્રેટરે એક
જાહેરનામું કહાડ્યું છે કે, હાલમાં કોલેરા હોવાથી, કોઇએ નાતવરા
અને જમણો કરવાં નહિ; માત્ર ધાર્મિક ક્રિયા ખાતર પચ્ચીશેક
માણસોને જમાડવા હશે તો તે માટે વાંધો નથી. સુધારકોની વર્ષો
સુધીની ચળવળથી જે નથી બનતું તે રાજ્યની કલમના મે ગોદાથી
સહજમાં બની જાય છે; પણ દેશીરાજ્ય કે સ્વરાજ્ય વગર આવી
દખલ કરીને લોકોને સુધારવાની દરકાર કોણ કરે?

**જ્ઞાતિભોજન પર કેળવણીનો ટેક્ષઃ**—પાટણના જૈનોએ

ઘણુંજ દુરંદેશીભર્યો ઠરાવ કર્યો છે કે, લગ્નાદિ શુભ પ્રસંગે નોકારસી કે જ્ઞાતિભોજન પાછળ દ્રવ્યવ્યય કરવા જેઓ તૈયાર થાય ત્હેમની પાસેથી તે ખર્ચના પ્રમાણમાં રૂ. ૧૦૧ અથવા ઓછાવધારે રૂપિયા 'કેળવણી ફંડ'માં લેવા. સઘળી જ્ઞાતિઓ અને સંઘોએ આ ધારાનું અનુકરણ કરવું જોઇએ છે.

**ચેતવણી:**—'જૈન' પત્ર ચેતવણી આપે છે કે, મુનિશ્રી બુદ્ધિસાગરજીનો શિષ્ય મોહનવિજય પીળાં કપડાં પહેરી, રેલ મારફતે, દક્ષિણ પ્રાંતમા ભટકે છે અને લોકોને ઠગી પૈસા લઇ ખોટે રસ્તે વ્યય કરે છે. થોડા દિવસ ત્હેણે ગદગ મુકામે હોટેલ કહાડી હતી! .. ...તેમજ વળી વીરવિજય નામનો સાધુ કે જેણે સ્થાનકવાસી તેમજ દેરાવાસી બન્ને સમ્પ્રદાયના સાધુ તરીકે લોકોને ઠગ્યા પછી સન્યાસીનો વેશ પણ લીધો હતો અને ગૃહસ્થ વેશે પણ ઘણાએ ઢોંગ કર્યા છે ત્હેનાથી પણ ચેતવાની એ પત્ર સલાહ આપે છે.. ... આજકાલ અજબગજબની વાતો વાંચવા–સાભળવામા આવે છે! અને એટલું છતાંએ લોકોનો શ્રદ્ધારોગ ટળતો નથી!

**વૃદ્ધલગ્નોનો રાફડો!:**—છેલ્લાં ૭ માસમાં પ્રગટ થયેલાં સઘળાં જૈનપત્રોમાંથી જાણવા જોગ જૈન ખબરો ચુંટવાનો પ્રયાસ કરતા જે એક બાબતે મ્હારા મન પર સૌથી વધારે અસર કરી છે તે બાબત વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રયના પ્રસંગોની અધિકતા છે. દરેક ફીરકાના જૈન પત્રોમાં ઉપરાછાપરી એવા બનાવોની નોંધ વાંચવામાં આવે છે કે, ફલાણાએ ૭૦ વર્ષના બુઢા સાથે પોતાની ૮ વર્ષની બાળકીનું લગ્ન કર્યું, ફલાણા કૉન્ફરન્સના આગેવાને ૬૦ વર્ષની વયે બે ઉપર ત્રીજી સ્ત્રી કરી, ફલાણી બાળકી પરણીને બીજે જ દિવસે રાંડી, ફલાણી કન્યાને વીશ હજાર રૂપીઆ માટે વેચવામાં આવી, ઇત્યાદિ. આ કાળોત્રાપત્રો વાચતાં ગમે તેવા કઠણ હૃદયના માણસનું પણ હૈયું ભરાઇ આવ્યા સિવાય રહે નહિ. અન્ય જાહેર પત્રોમાં વિધવાના હાથે થતા બાલકોનાં ખુનના સમાચારો પણ પુષ્કળ વાંચવામાં આવે છે. આ વિધવાઓ ઉપર તો મરદો તિરસ્કાર કરે છે, અને ઉપરથી કોર્ટો જન્મકેદ્નીકાલની સજા કરે છે, પણ ત્હેમને વિધવા બનાવનાર માબાપ અને જ્ઞાતિઓ અણિશુદ્ધ બની જાય છે! એ ગધેડાઓ એટલી ઉમરે પરણવાનો લ્હાવો છોડી શકતા નથી તો પછી આ બાળકીઓને નીતિમાન અને ધર્મપરાયણ સાધ્વી બનવાની આશા કેવી

રીતે સખે છે તે સમજી શકાતું નથી. ઇન્દ્રિયોના વેગ ઉપર અંકુશ મૂકવાની વાતો કરનારા 'ઇન્દ્રિયોના ગુલામો'ના ધૂતારા શબ્દો પર ક્રોધ અને હસવું બન્ને આવે છે. 'જૈન' પત્ર જણાવે છે કે, કચ્છમાં આવેલા આડે ગામના એક જૈને રૂ. ૭૦૦૦ માટે પોતાની બાળકીને બુઢ્ઢા સાથે પરણાવવાની ગોઠવણ કરી હતી, પરન્તુ કન્યાના મામાએ વેળાસર ચેતીને કોર્ટમાં ફર્યાદ કરવાથી પરિણામ એ આવ્યું કે તે ધર્મવ્યાપારીએ લેખીત કબુલાત આપવી પડી કે તે પોતાની ૧૨ વર્ષની બાળા ૫૭ વર્ષના બુઢ્ઢા સાથે નહિ પરણાવે! આવી હિંમત કેટલા થોડામાં હશે?

આ અભાગીઆ દેશમાં ૧૫ વર્ષથી ઓછી ઉમરની વિધવાઓની સંખ્યા ૩, ૩૫, ૯૦૦ છે! પંદરથી વધારે ઉમરની તો વાત જ ન પૂછશો......અને દેશને સુખી થવું છે!......

**સીધાસીધા ગંગાજળ નહિ પીએ, વાંકા રહીને ગટરનું પાણી પીશે!**:—ફેબ્રુઆરી માસમાં મુંબઇ ખાતે શા. કૃષ્ણ-રલાલ વકીલ નામના વણિક ગૃહસ્થના લગ્ન સવિતા નામની બ્રાહ્મણ કન્યા સાથે અને દહેગામમાં શા. ચુનીલાલ નામના વણિક ગૃહસ્થનાં લગ્ન ચંચળ નામની બ્રાહ્મણ કન્યા સાથે થયાં છે. આવા બનાવો પર ટીકાની શુ જરૂર રહે છે? હજીએ હિંદુસમાજ કાંઇક સમજવા લાગશે કે?

**જૈન પત્રકારો વિવેક શીખશે?**:—એક જાણીતા જૈન પત્રમા એક કચ્છી બંધુ લખે છે કે, "આ પ્રતિમા જુની લાખો-ક્રોડો વરસની છે......મંદિર આકાશ માર્ગે ઉડાવીને લાવેલું છે." વગેરે, વગેરે. મૂર્ત્તિ અગર મંદિરની સુંદર કારીગરી માટે તારીફ કરવી અગર જેઓ મૂર્ત્તિપૂજામાં ધર્મ માને છે તેમને અમુક મૂર્ત્તિ કે મંદિરનો લાભ લેવાની વિનંતિ કરવી, એ વાંધાભર્યું નથી; પરંતુ ક્રોડો વરસો સુધી મૂર્ત્તિ કે દેશ પણ કાયમ રહેતા હશે કે કેમ એટલી સામાન્ય બુદ્ધિ એક પત્રકારે એવા સમાચારો દાખલ કરવા પહેલાં વાપરવી જોઇએ છે.

**પુનામાં સ્થાનકવાસી જૈન બોર્ડીંગની જરૂર જણાવાથી** પિસર્વેવાળા શ્રીયુત પુનમચંદજીએ પોતાના ખર્ચે એક વરસથી બોર્ડીંગ ખોલી છે. પુના શહેરના શ્રીમંત સ્થા૦ જૈનો ચુપચાપ બેસી રહે એ શરમાવા જેવું છે. મદદ નહિ મળે તો એક સાધારણ

માણસ, એકલો, કેટલો વખત બોજો ઉઠાવી શકવાનો હતો ? દક્ષિણ પ્રાન્તમાં બધી કોમો કેળવણીમાં આગળ વધવા લાગી છે, ફક્ત સ્થાનકવાશી જૈન કોમ જ પાછળ પડી રહી છે, અને તે છતાં આખા પ્રાંત માટે એક ન્હાનુ સરખું બોર્ડીંગહાઉસ સ્થાપવા—નીભાવવા જેટલું પણ 'પાણી' એ પ્રાંતના ધનાઢ્ય સ્થાનકવાશીઓ ન બતાવે એ શુ ઓછુ શરમાવા જેવું છે ?

**ખબરદાર, બિચારા બુકસેલર !:**—જૈન સાધુઓને લોકોએ મહારાજાધિરાજ નામ આપવા માંડ્યું તેમ તેમ તેઓ પૈકી કેટલાકો પોતાને ખરેખર જ મહારાજા – કોઇ દેશના માલેક—માનવા લાગ્યા છે હમણાં પ્રસિદ્ધ વક્તા શ્રી ચારિત્રવિજયજી મહારાજે તે જ સંપ્રદાયના બુકસેલર મેઘજી હીરજીના એક નમ્ર જવાબથી છેડાઇ પડી 'જૈન પત્રના તા. ૧૧ જુનના અંકમાં ઉક્ત બુકસેલર જોગ એક ખુલ્લો પત્ર પ્રગટ કરાવ્યો છે, જેનો ટુંક અર્થ કરીએ તો તે એટલો જ છે કે, " ખબરદાર ! બિચારા બુકસેલર ! ત્હારા જેવા તુચ્છ પ્રાણીઓ શુ અમ સરખા 'મહારાજા'ઓને જવાબ—ગમે તેવી નમ્ર ભાષામાં પણ જવાબ—આપવાને લાયક હોઇ શકે ? " મ્હને તો લાગે છે કે, જ્યહારે પંડિત મહારાજની પંડિતાઇ એક સામાન્ય શ્રાવકથી પરાજય પામી ત્યહારે બીજો જવાબ વાળવાની અશક્તિએ ક્રોધનુ સ્વાભાવિક સ્વરૂપ ધારણ કર્યું છે, બીજુ કાંઇ નથી. મુનિશ્રી લખે છેઃ ' 'શ્રી મહાવીરના ચિત્ર સામે પોકાર' એ મથાળા નીચે તરૂણ 'મહાવીર જીવન વિસ્તાર'ના પુસ્તકનાં ચિત્રો બાબત બાજુઓ તરફથી હિતપૂર્વક કરવામાં આવેલી સૂચના સામે ટીકા કરી તમોએ તમારા કાર્યને સત્ય અને ડહાપણભરેલું બનાવવા પ્રયત્ન સેવ્યો છે, તેમજ ટીકા કરતાં આક્ષેપ કરનારી ભાષા વાપરી સૂચના કરનારાઓ તરફ મગજનું સમતોલપણું સાચવી શક્યા નથી, એમ તમારી બેદરકાર ભરેલી લેખન પદ્ધતિથી સમજી શકાય છે. વળી એક બુકસેલરના ધંધા કરનાર માણસે પુસ્તકના અભિપ્રાય આપનારા જૈન મુનિઓ માટે કેવી ભાષા વાપરવી જોઇએ તે પણ લેખન શૈલીમાં વિવેક દ્રષ્ટિથી જોવાયું નથી." મુનિશ્રી જેવા મ્હોટા પુરૂષ એક બુકસેલર જેવાની ભાષાની પણ ખરી કિંમત આંકી શકતા નથી એ એક આશ્ચર્યનો વિષય છે. બુકસેલરની ભાષામા મુનિશ્રી કહે છે તેમ ' બે દરકાર ભરેલી લેખન

પદ્ધતિ,' મગજના સમતોલપણાની ગેરહાજરી, આક્ષેપ કરનારી ભાષા અને વિવેક દૃષ્ટિની ખામી એ સર્વ દોષો અગર એમાંનો એક પણ દોષ નથી એમ હરકોઇ વિદ્વાન જોઇ શકશે. મુનિઓની 'વિવેક'ની વ્યાખ્યા કયા પ્રકારની હોય છે ત્હેનો જાહેર પ્રજાને ખ્યાલ આપવા ખાતર જ હું અત્રે મી. શેઠજી બુકસેલરનો ( મુનિશ્રીને દોષિત લાગતો ) લેખ આ નીચે પ્રકટ કરવાની અગત્ય જોઉં છું. હું ઇચ્છું છું કે જ્હેને તે મુનિ એક વિવેકરહિત, મગજના સમતોલપણારહિત, સામાન્ય જીવો' માને છે ત્હેના જેટલા વિવેક, વિનય અને બુદ્ધિપૂર્વક લખતાં તેઓ શિખે.

## શ્રી મહાવીરના ચિત્ર સામે પોકાર.

શ્રીયુત્ સમ્પાદક 'જૈન'.

હું જાણીને ખુશી થયો છું કે મ્હારા તરફથી પ્રકટ થયેલા "મહાવીર જીવન વિસ્તાર" નામના નવીન પુસ્તકમાંના આધ્યાત્મિક વિચારોની ચોતરફથી સારા શબ્દોમાં આલોચના થવા લાગી છે; અને એથીએ વધારે ખુશાલી મ્હને એ જોઇને થઇ છે કે એ પુસ્તકમાંનાં ચિત્રો બાબતમાં કેટલીક ચર્ચા જન્મ પામી છે. ચર્ચા જાગવી એ સમાજની તન્દુરસ્તીનું ચિન્હ છે, સત્ય શોધવા-સમજવાની જીજ્ઞાસાનું લક્ષણ છે; અને એ કારણથી હું સઘળા ટીકાકારોને-તેઓ મ્હારી અને તે પુસ્તકના લેખકની વિરૂદ્ધમાં પોકાર કરે છે તો પણ આનંદથી વધાવી લઉં છું. તે જ વખતે હું તેઓની ટીકાનું અવલોકન કરવાની પણ જરૂર જોઉં છું.

શ્રી 'મહાવીર જીવન વિસ્તાર' માંનાં ચિત્રો સાથે તે પુસ્તકના મૂળ લેખકને કશો સમ્બન્ધ નથી એ તો મ્હારે પ્રથમથી જ કહી દેવું જોઇએ છે. ચિત્રો નાખવાનો વિચાર મ્હને જ સુઝયો હતો અને તે પણ મહાવીરજીવનના અમુક ચીરસ્મરણીય પ્રસંગોને વાચકના મગજમાં સજ્જડ ચ્હોંટાડવાના શુભ ઇરાદાથી જ સુઝયો હતો. ચિત્રના 'ડિઝાઇન' સમ્બન્ધમાં હું સ્વધર્મી વિદ્વાનોની સલાહ અને મદદ લેવાનું પણ ચુક્યો ન હતો. મતલબ કે, એક તરફ જેમ મ્હારો આશય નિર્મળ હતો અને મ્હારી પ્રવૃત્તિ શ્રી મહાવીર પિતા તરફના સમ્પૂર્ણ ભક્તિભાવમાંથી જન્મી હતી, તેમ બીજી તરફથી, ઉપાડેલા શુભ કામમાં ખામી આવવા ન પામે એટલા માટે યોગ્ય જનોની સલાહ પણ મ્હેં લીધી હતી. તથાપિ હું

કદાપિ એમ ન કહી શકું કે, શુભ આશય, ભક્તિભાવ અને વિદ્વાનોની સલાહ છતાં પણ કોઇ કામમાં ભૂલ ન જ થવા પામે. ભૂલવું એ છદ્મસ્થોનો સ્વભાવ છે અને ભૂલ જાણવી એ પ્રગતિ માટે ઇષ્ટ છે. પરન્તુ જોવાનું એ છે કે મ્હારા પુસ્તકમાંનાં ચિત્રો બાબતમાં જે દોષો બતાવવામાં આવે છે તે ખરેખરા દોષો છે કે કાલ્પનિક દોષો છે–ભ્રમણા છે.

એ ચિત્રો બાબતમાં કરાયલી ટીકાઓનો બે મુદ્દામાં સમાવેશ કરી શકાયઃ (૧) મુંબઇમાં મળેલી સભા વખતે અમુક મુનિશ્રીએ તથા કેટલાક ગૃહસ્થોએ કહ્યું હતું તેમ, તીર્થંકરોનાં ચિત્રો બીજા ધર્મવાળાઓ છપાવે છે ત્હેમને પણ આપણે કોર્ટે ચડીને અટકાવીએ છીએ તો ખુદ જૈનોએ તો ચિત્રો છપાવવાં જોઇએ નહિ જ, કારણકે તેથી મહાપુરૂષોનો અવિનય થાય છે. (૨) તા. ૧૬ જાન્યુઆરીના 'જૈન' માં આ પુસ્તકની સમાલોચના કરતાં વિદ્વાન મુનિ શ્રી ચારિત્ર-વિજયજી કહે છે તેમ, "આપેલા ચિત્રો શ્વેતામ્બર જૈનોને ભડકાવનારાં છે."

પહેલા વાંધાના સંબંધમાં હું કહીશ કે, ચિત્રો અને મૂર્તિઓ એ ભક્તિને પ્રેરનાર અને પુષ્ટિ કરનાર સાધન છે એમ આપણે મૂર્તિપૂજક જૈન વર્ગે દૃઢપણે માનેલું છે. આ પદાર્થો સામે વાંધો સ્થાનકવાસી જૈનો કે આર્યસમાજીઓ લઇ શકે, પણ ભક્તિના પ્રથમ પગથીઆ તરીકે મૂર્તિ સ્વીકારનાર આપણા વર્ગથી મહાપુરૂષોનાં ચિત્રો તરફ વાંધો બુદ્ધિપૂર્વક લઇ શકાય નહિ, એમ મ્હારૂં આધિન મન છે. આપણા કલ્પસૂત્ર વગેરેની જુની પ્રતોમાં પણ ભગવાનના પોતાનાં અને ત્હેમનાં માતુશ્રીના અનેક ચિત્રો આળેખેલાં આપણે જોઇએ છીએ. ( અને જો તુલનાત્મક દૃષ્ટિએ ન્યાય આપવા આપણે તૈયાર હોઇએ તો તો કહેવું જ પડશે કે એ જુની પ્રતોમાંનાં કેટલાંક ચિત્રો ઉચ્ચ ભાવ ઉત્પન્ન કરે તેવા નથી, જ્યારે મ્હારા પુસ્તકમાંનાં ચિત્રો શ્રી મહાવીર ભગવાનની વીતરાગતા, ક્ષમા, અચલ વૃત્તિ અને આત્મ-શક્તિ ઉપર અગાધ ભક્તિ અને પૂજ્ય ભાવ ઉત્પન્ન કરાવે તેવાં છે, એમ જૈનેતર પ્રેક્ષકોએ પણ સ્વાનુભવથી મ્હને ખાત્રી આપી છે.) અહીં એવો સવાલ કદાચ ઉઠાવવામાં આવશે કે, કલ્પસૂત્ર આદિનાં ચિત્રો કલમથી દોરાયલાં છે, પણ છાપેલાં નથી; મતલબ કે, છાપવા બાબતમાં લોકો વાંધો લે, તો એ એક જૂદો જ સવાલ થાય છે, કે

જેનો ઉત્તર જૈન શાસ્ત્રો નહિ છપાવવાં જોઇએ એવી જુની માન્યતાને વેગળી મૂકી હમણાં પોતે જ એ કામ ઉપાડી બેનારા વિદ્વાન્ અને માનવંતા જૈન આચાર્યો મ્હારા કરતાં વધુ આબાદ રીતે આપી શકશે. હું માત્ર એટલું જ ઉમેરીશ કે, કલ્પસૂત્રની જૂની પ્રત જર્મનોએ ચિત્રો સાથે ( અસલ પ્રમાણે જ ) ઘણો વખત થયાં છપાવી બહાર પાડી છે, અને તે માટે જૈનોએ કાંઇ વાંધો દર્શાવ્યો નથી.

બીજા ધર્મવાળાઓને જૈન મહાત્માઓનાં ચિત્રો છપાવતાં રોકવામાં આવે છે તે કારણથી જૈનોને પણ તેમ કરતાં રોકવા જોઇએ એ દલીલમાં મ્હને કાંઇ ન્યાય દેખાતો નથી. પ્રથમ તો કૃષ્ણ વગેરે તરફ હિંદુ ધર્મના અનુયાયીઓનો એટલો જ ભક્તિભાવ છે, કે જેટલો આપણ જૈનોને મહાવીર પ્રત્યે છે, અને તે છતાં હિંદુઓ કૃષ્ણ, રામ વિગેરેનાં ચિત્રો છપાવવામાં કે અન્યધર્મીઓને છાપવા દેવામાં કાંઇ દોષ જોતા નથી. ખુદ જૈનો પણ હિંદુ ધર્મના દેવો અને મહાત્માઓનાં ચિત્ર છાપે છે, વેચે છે અને કેટલાક જૈનોએ તો હિંદુ ધર્મના દેવોનાં નાટકો પણ રચ્યાં અને ભજવ્યાં છે. અને તે છતાં જૈનો કાંઇ પણ બુરા આશય વગર જૈન મહાત્માઓનાં ચિત્ર છપાવે તે સામે જૈનો અદાલતમાં દોડે એ મ્હને તો ન્યાય માર્ગ જણાતો નથી, પછી પક્ષમોહને લઇને કોઇ ગમે તે કહે કે કરે તે જૂદી વાત છે. તેમ છતાં દલીલ ખાતર માની લ્યો કે, અન્યધર્મીઓ જૈન મહાત્માઓને માનતા ન હોવાથી ત્હેમના હાથે આલેખેલાં જૈન ચિત્રો ભક્તિપ્રેરક ન પણ હોય, અને તે કારણથી ત્હેમને રોકવામાં આવતા હોય. તથાપિ એક જૈન, જૈન મહાત્માઓનું ચિત્ર છપાવે ત્હેમાં તો એ શંકા પણ હોવી સંભવતી નથી; કારણ કે ત્હેનામાં તો ચિત્રના નાયકમાં સમ્પૂર્ણ ભક્તિભાવ હોય છે. એ તો ગમે તેમ હો, એટલું તો હું કહીશ કે, વાંધો ચિત્રો કઢાડવા કે છપાવવાની પ્રવૃત્તિ સામે ન હોવો જોઇએ, પણ ચિત્રમાં કાંઇ અપમાનકારક તત્ત્વ હોય તે સામે જ હોવો જોઇએ.

આ ટીકા મ્હને બીજા વાંધા ઉપર લાવે છે. મ્હારા પુસ્તકમાંનાં ચિત્રોમાં અનિષ્ટ તત્ત્વ છે એમ વિદ્વાન મુનિશ્રી ચારિત્રવિજયજી ફરમાવે છે. જો ખરેખર જ એમ હોય તો હું ખુશીથી સઘળી પ્રતોનો નાશ કરવા તૈયાર થાઉં. પરન્તુ આપણે શાન્તિથી આ બાબત વિચાર કરવો જોઇએ છે. મુનિશ્રી કહે છે કે "(૧)

ચિત્રો શ્વેતામ્બર જૈનોને ભડકાવનારાં છે; (૨) કેટલાંક ચિત્રો સશાસ્ત્ર નથી, જેમકે ચંડકૌશિક નાગે વીર પ્રભુ કાયોત્સર્ગ ધ્યાને ઉભા છે ત્યારે દંશ કરેલ છે, પણ આ ચિત્રમાં તેમ નથી; (૩) જો કે વીર પ્રભુને શ્વેતામ્બર-દિગમ્બર બન્નેએ અચેલક એટલે વસ્ત્ર-રહીત માન્યા છે, પણ શ્વેતામ્બરો સાથે સાથે વસ્ત્રલબ્ધિ માને છે, જે લબ્ધિ વડે પ્રભુ નગ્ન છતાં બીજાઓની દૃષ્ટિએ નગ્ન દેખાતા નથી."

આ ત્રણે વાંધા કાલ્પનિક છે, અને પક્ષમોહને લીધે જ ઉઠાવેલા છે એમ વગરમુશ્કેલીએ બતાવી શકાય તેમ છે.

(૧) ચિત્રો શ્વેતામ્બર જૈનોને ભડકાવનારાં છેઃ-કેવી રીતે? શું એમાં શ્રી મહાવીર પિતાના મુખારવિંદની રૂપરેખા માપ વગરની, સૌંદર્ય અને શૌર્ય વગરની કે ગ્લાનિ ઉપજાવે તેવી છે? એ ચિત્રથી કોઈ પણ માણસ ભડકે એવું કયું તત્ત્વ એમાં છે એ હું વિનય-પૂર્વક પણ આગ્રહપૂર્વક જાણવા માગું છું. હું હિંમતથી કહીશ કે, જૂના હસ્તલિખિત ગ્રંથોમાં અને કેટલાંક શીલા પ્રેસમાં છપાયલાં જૈન શાસ્ત્રોમાં જે ઢંગધડા વગરની બેડોળ આકૃતિ મહાપ્રતાપી મહાવીરની આપેલી છે તે કરતાં અનંત ગુણી લાવણ્યતા, અનંતગુણો પ્રકાશ, અનંત ગુણી શાન્તિ અને અન્યાન્ય ઉચ્ચ ભાવો મ્હારા યોજેલા ચિત્રમાં છે એમ હરકોઈ 'Fine arts' લલિત કળાનો અભ્યાસી કબુલ કરશે. મ્હને આ પુરાણપ્રેમી (orthodox) વૃત્તિ જોઈ આશ્ચર્ય થાય છે કે, પરમ પૂજ્ય તીર્થંકરની માતાના ગર્ભાશય-માંથી ગર્ભહરણ કરવાનો દેખાવ લોકોની સમક્ષ (અને તે પણ ચિત્રકળાના અનુભવ વગરના હસ્ત વડે) રજુ કરનારા પુરાણા ચિત્રકારને ધન્યવાદ આપવામાં આવે છે અને કામસેનાથી ઘેરાવા છતાં એ તરફ દૃષ્ટિ પણ નહિ કરતાં આત્મસ્થીરતા અનુભવતી પ્રશાન્ત મૂર્ત્તિ આળેખનાર આધુનિક ચિત્રકારને ભયંકર કે વિનયહીન માનવામાં આવે છે! હું આગ્રહ કરું છું કે દુનિયાનો કોઈ પણ કારીગર કે કોઈ પણ અધ્યાત્મવેત્તા મ્હારા ચિત્રમાં 'ભયંકરપણું' બતાવી આપે. તેમ છતાં કોઈ શ્વેતામ્બર જૈન સ્વેચ્છાપૂર્વક ભડકી ઉઠે તો એમાં મ્હારો દોષ નથી.

(૨) ચિત્રો સશાસ્ત્ર નથીઃ-પુરાવો શો? ચંડકૌશિક નાગે ડંશ કર્યો તે વખતે ભગવાન કાયોત્સર્ગ ધ્યાને ઉભેલા હોવાનું શાસ્ત્ર કથા કહે છે અને મ્હારા ચિત્રમાં તેમ નથી એવો આરોપ મુકાય

છે, જે હું ટીકાકારની ગેરસમજનું પરિણામ માનું છું. મ્હારા ચિત્રમાં ડંસ થવાની ક્રિયાનો 'સીન' નથી, પણ ડંસ થયા પછી શ્રી મહાવીર નાગને ઉપદેશ દે છે તે વખતના 'સીન'નું મ્હેં ચિત્ર આપ્યું છે. ઉપદેશ આપનારી આકૃતિ ધ્યાનવસ્થામાં બતાવી શકાય નહિ એટલી સાદી વાત ધ્યાનમાં રાખી હોત તો આવી નિષ્કારણ–મહત્વ વગરની ટીકા કરવાના શ્રમથી ટીકાકારો બચવા પામ્યા હોત.

(૩) પ્રભુ નગ્ન દેખાવા ન જોઇએ:–શું આ બાબતમાં મ્હેં ખરેખર ભૂલ કરી જ છે ? મ્હારૂં હૃદય તો ઉલટું મ્હને મુબારકબાદી આપે છે કે મહાવીર પિતાના બે ભિન્નભિન્ન માન્યતાવાળા પુત્રો પૈકી એકેની શ્રદ્ધાને–માન્યતાને આઘાત ન થાય એવી રીતે ચિત્ર આળેખવામાં મ્હારો ચિત્રકાર ફતેહમંદ થયો છે. દિગમ્બર ભાઇઓ તીર્થંકરો નગ્ન હોવાનુ જ સ્વીકારે છે, શ્વેતામ્બર ભાઇઓ પણ શ્રી ચારિત્રવિજયજી જેવા શાસ્ત્રરસિક ધર્મગુરૂ સ્વીકારે છે તેમ તીર્થંકરોને વાસ્તવમાં 'વસ્ત્રરહીત' હોવાનું માને છે પણ એટલુ ઉમેરે છે કે ત્હેમની અમુક શક્તિના પ્રતાપે તેઓ લોકોની દૃષ્ટિએ નગ્ન દેખાતા નથી. હવે હું દિગમ્બર શ્વેતામ્બરની માન્યતાની ચિકિત્સા કરવાનુ બાજુએ રાખીને પૂછુ છુ કે–મ્હારા ચિત્રોમાં શ્રી મહાવીર નગ્ન છે કે વસ્ત્રસહિત છે એમ કોણ કહી શકે છે ? જ્યહાં જ્યહાં શ્રી મહાવીરની આકૃતિ આળેખી છે ત્યહાં ત્યહાં વૃક્ષો પહાડ આદિ કાંઇ પણ ઓઠું ચીતરીને એવી ખુબી વાપરી છે કે તે આકૃતિને કોઇ તદ્દન નગ્ન પણ ન કહી શકે તેમ વસ્ત્રસહિત પણ કોઇ ન કહી શકે. મ્હારા ચિત્રકારની આ કાળજી કે દુરંદેશી માટે, ક્ષુલ્લક મતભેદોને ભૂલી તત્ત્વ ઉપર પ્રેમ જોડવાના અને ઐક્ય કરવાના જૂદા જૂદા જૈન ફીરકાના સારગ્રાહી અનુયાયીઓ તો, ઉલટા વધારે ખુશી થાય, અને તેમજ થયુ છે એમ હું જોઇ પણ શક્યો છું.

હું ધારૂં છું કે, ચિત્રોની વિરૂદ્ધમાં કરાતા પોકારમાં સમાયલા સઘળા મુદ્દાઓનો જવાબ આટલા શબ્દોમાં સમાઇ જાય છે અને મ્હને આશા છે કે તેથી બુદ્ધિશાળી જનો સંતુષ્ટ થશે જ. તથાપિ, કોઇને કાંઇ શંકા રહેતી હશે 'તો યથાશક્તિ ખુલાસો કરવા ખુશી થઇશ. આપનો

મેઘજી હીરજી, જૈન બુકસેલર.

વિનીત પ્રુફેસર આખા લેખમાં જગાએ જગાએ 'વિદ્વાન મુનિ શ્રી ચારિત્રવિજયજી' એવા શબ્દો લખે છે, એ શું અપમાનજનક છે? "મ્હારા પુસ્તકમાંનાં ચિત્રોમાં અનિષ્ટ તત્ત્વ છે એમ વિદ્વાન મુનિશ્રી ચારિત્રવિજયજી ફરમાવે છે" 'ફરમાવે છે' એ શબ્દ શું વિનયની હદ નથી કરતો? "જો ખરેખર જ એમ હોય તો હું ખુશીથી સઘળી પ્રતોનો નાશ કરવા તૈયાર થાઉં" શું આ ઓછી નમ્રતા છે? "પરન્તુ આપણે શાન્તિથી આ બાબતપર વિચાર કરવો જોઇએ છે." ના, શાન્તિથી કે અશાન્તિથી ગમે તેમ પણ 'મહારાજાધિરાજ'ના અભિપ્રાય ઉપર વિચાર કરવો એ જ મહારાજાધિરાજને મન અપમાન અને અવિનયપણું લાગે છે! અને એ માની લીધેલા અવિનયનું વૈર લેવા એ ઐક્યની હિમાયત માટે પંકાયલા મુનિ કેવો ભયંકર અને ક્ષુદ્ર માર્ગ ગ્રહણ કરે છે તે પણ જોવાનું છે. મી. મેઘજી ઉપરના ખુલ્લા પત્રમાં મહારાજશ્રી લખે છે "તમોએ તમારા ચિત્રોમાં આડા પાંદડા વગેરેનું આચ્છાદન કરી બન્નેને સમજાવવા પ્રયત્ન કર્યો છે, પણ તે તમારી કલ્પિત કલ્પનાથી તમોએ બન્નેને એક રીતે છેતર્યા છે એમ અમારે શું કામ કહેવું ન જોઇએ?" (કહ્યા કરો, એક વાર નહિ પણ હજાર વાર, શરીરમાં લોહી ફરતું રહે ત્યાં સુધી અને મ્હોટા અવાજથી કહ્યા કરો! જૈન સમાજ હવે ત્હમારી દોરીથી નાચતા પુતળા તરીકે વધારે વાર રહેવાને તૈયાર નથી એ પણ ભેગુંભેગું યાદ રાખજો! ત્હમારા ચ્હડાવ્યા ચ્હડી જાય અને શ્વેતામ્બરો-દિગમ્બરો લડી પડે એ આશામાં હવે ઠગાશો નહિ) "કેમકે શ્વેતામ્બરોને કછોટાનો દેખાવ માન્ય છે. દિગમ્બરોને કછોટાનો ભાવ માન્ય છે. પાંદડાથી પ્રભુના શરીરનો ભાગ ઢાંકી શ્વેતામ્બરોને રાજી કરવા ફાંફાં માર્યા છે કે પ્રભુ નગ્ન નથી અને દિગમ્બરોને એમ સમજાવવા યત્ન કર્યો છે કે પ્રભુ નગ્ન છે, પણ આડા પાંદડાઓ હોવાથી નગ્ન દેખાતા નથી. આ દહીં-દૂધમાં પગ રાખવાવાળી તમારી યુક્તિ શ્વેતામ્બરો અને દિગમ્બરો સમજ્યા નથી અને સંતોષ પામ્યા છે એમ જો તમો માનતા હો તો તમો તમારી સમજમાં છેતરાઓ છો."

મહારાજશ્રીના આ શબ્દો તદ્દન નિરર્થક જ નહિ પણ વૈરની તૃપ્તિ ખાતર લોકોને ઉશ્કેરવાના ઇરાદાથી લખાયલા છે એમ, મી. મેઘજીનો આ બાબતને લગતો જવાબ વાંચનાર હરકોઇ વિદ્વાન

જોઇ શકશે. મી. મેઘજી પ્રથમથી જ કહે છે કે "મહાવીર પિતાના બે ભિન્નભિન્ન માન્યતાવાળા પુત્રો પૈકી એકેકની શ્રદ્ધાને-માન્યતાને આઘાત ન થાય એવી રીતે ચિત્ર આળેખવામાં મ્હારો ચિત્રકાર ફતેહમંદ થયો છે." મી. મેઘજી બે કોમને રાજી રાખવા કે પ્રસન્ન કરવાની ઇચ્છા ધરાવતા નથી, પણ નાહક કોઇને આઘાત ન થાય એવી ઇચ્છા ધરાવે છે, કે જેમ કરવું એ દરેક સજ્જનનીઆધાર્મિક ફરજ છે. ભગવાનને વસ્ત્રરહિત કે વસ્ત્રસહિત બતાવવાથી કોઇને પણ આઘાત થશે જ એમ મી. મેઘજીએ કરેલી આગાહીને આ ઉદાર વિચારના કહેવાતા વિદ્વાન મુનિએ પોતાની ટીકાથી જ સાચી પાડી છે ! તેથી ભગવાનનું ચિત્ર વસ્ત્રરહિત પણ ન દેખાય અને વસ્ત્રસહિત પણ ન દેખાય એવી રીતનું બનાવરાવવામાં મી. મેઘજીએ ખરેખર ડહાપણ અને ભલાઇ જ વાપરી હતી. આ ભલમનસાઇને, 'સ્વાર્થી પ્રપંચ' ઠરાવવો એ તો માત્ર ચારિત્રવિજયજીના જ ચારિત્રને છાજે.

ચારિત્રવિજયજીનો તા. ૧૧ જુનના 'જૈન'ના અંકમાં પ્રસિદ્ધ થયેલો ખુલ્લો પત્ર એવો તો ઉંધે રસ્તે દોરનારો અને તર્કશાસ્ત્રના જ્ઞાનની ગંધ વગરનો છે કે ત્હેની એકેક તુચ્છતાની ચિકિત્સા કરવી એ માત્ર સમય અને સ્થળનો દુરૂપયોગ કરવા બરાબર જ ગણાય. જે કોમના વિદ્વાનમાં વિદ્વાન અને સુધરેલા વિચારના કહેવાતા મુનિઓના પણ આવા હાલ હોય તે કોમના બીજાઓનું તો કહેવું જ શું ?

'બોલે ત્હેનાં બોર વેચાય':—મુંબઇની શ્રી 'ગોકળભાઇ મૂળચંદ જૈન બોર્ડીંગ' બાબતમાં મ્હારા તરફથી કરાયલી ટીકાઓ અને હિતાવહ સૂચનાઓ ગતાંકમાં પ્રકટ થઇ ચૂકયા પછી એ તરફ શેઠ મજકુરનું લક્ષ ખેંચાવા પામ્યું છે અને હમણાં સુપ્રીન્ટેન્ડન્ટ પણ બદલવામાં આવવા ઉપરાંત બીજી કેટલીક જાતના સુધારા દાખલ થવા પામ્યા છે. શેઠ મજકુરની આવી કાળજી માટે ધન્યવાદ !

સૂત્રનો વરઘોડો !:—અમુક ગામમાં શ્રી દશવૈકાલિક સૂત્રનો વરઘોડો કહાડવામાં આવ્યાના સમાચાર એક જૈન પત્રમાં વાંચતાં મ્હને ખેદ થયો કે જૈનોને વીસમી સદીથી પાછા હઠવાની ઇચ્છા કેમ થતી હશે ? પાલખીમાં સૂત્રને 'બીરાજમાન કરી' ઠાઠમાઠથી આખા શહેરમાં વરઘોડો ફેરવવો એ તે જમાના માટે જરૂરનું હતું કે જ્યહારે અમુક સૂત્રપર વ્યાખ્યાન શરૂ કરવાનું છે એવી જાહેર

ખબર આમલોકોમાં ફેલાવવાનો કદાચ એ એક જ રસ્તો હશે. એ જાહેર ખબર આજે બીજા એથીએ સહેલા અને ઓછા ખર્ચાળ રસ્તે ફેલાવી શકાય છે તો પછી આ દ્રવ્ય અને સમયના નિરર્થક વ્યયની શી જરૂર? તેવી જ રીતે વળી, અમુક સૂત્ર વાંચવા માંડતાં રૂપીઆ મુકાવાય છે એ પણ આ જમાના માટે હાસ્યાસ્પદ ગણાય તેવો રીવાજ છે. પૂર્વે યતિઓ જ્યારે સૂત્રો વાંચતા ત્યારે પોતાના ઉદરનિર્વાહ માટે જોઇતાં નાણાં આવે આવે રસ્તે મેળવી લેતા. પરન્તુ અકિંચન સાધુજી વડે સૂત્ર વંચાય અને તે છતાં રૂપિયા ધરવાનો રીવાજ ચાલુ રહે એ તો આપણી બુદ્ધિવિષયક નબળાઇ જ સાબીત કરે.

**'ખોટો' નહિ, પણ 'ઘણો વહેલો'!**:—'કૉન્ફરન્સ પ્રકાશ' જણાવે છે કે, પૂજ્ય રૈખરાજજી મહારાજની સંપ્રદાયનો મુનિ લખમીચંદજી લોકોને ઠગી ખાય છે; દાખલા તરીકે વરોરા મુકામે તેણે ચાતુર્માસ કરીને સૂત્ર નિમિત્તે રૂપીઆ પડાવ્યા, અત્તર, ઘડીઆળ, સુરમો વગેરે પરિગ્રહ રાખ્યો, ગૃહસ્થ વેશમાં રાત્રીસમયે ફરવા નીકળી પડતો અને અનેક અવગુણનું દિગ્દર્શન કરાવતો, ઇત્યાદિ 'જૈનસમાચાર' અને 'હિતેચ્છુ'ના વાચકોને આ ખબરથી કાંઇ આશ્ચર્ય લાગશે નહિ સવાલ માત્ર એટલો જ છે કે, આવા બદમાશોને ખુલ્લા કરવાની અને સમાજને ચેતવવાની જરૂર વાડીલાલને સોળ વર્ષ ઉપર જણાઇ હતી અને કૉન્ફરન્સને સોળ વર્ષ પછી જણાઇ ' તે વખતે વાડીલાલને કૉન્ફરન્સના ચાલકોએ ફરમાન કર્યું હતું કે સાધુ સમ્બન્ધમાં કંઇ છાપવું નહિ, આજે તે જ કૉન્ફરન્સ પોતે છાપું કહાડીને સાધુઓનાં પોગળ બહાર પાડી લોકોને ચેતવવાની પ્રવૃત્તિ સેવે છે ' સાબીત થાય છે કે, વાડીલાલ તે વખતે 'ખોટો' નહોતો, પણ 'ઘણો વહેલો' હતો, કાં તો વાડીલાલને લાયક સમાજ ન હતો અગર તો સમાજને લાયક વાડીલાલ ન હતો ! ખેર, મરતામરતાંએ લોકોની આખો ઉઘડી એટલુંએ ઠીક છે, કારણ કે આ નહિ તો બીજા ભવમાંએ સુધારો થવા પામશે ! બાકી હું તો હવે સુધારો થવાની આસ્થા રાખતો જ નથી, પ્રતિદિન તમામ ફીરકાના જૈન સાધુવર્ગમાં ભ્રષ્ટતા વધતી જ જશે એમ મ્હને તો 'દેખાય' છે. આશ્ચર્યની વાત એ છે કે, ગાય મરવા પડે છે ત્હારે જ કૃપણ કાકા કહે છે કે 'જાઓ, એ ત્હમને દાનમાં આપી', તેમ કોઇ બદમાસ સાધુ જ્યારે પકડાઇ જાય છે ત્હારે જ એના ગુરૂ વગેરે 'સતા' થાય છે અને જાહેર કરે

છે કે એને અમે સમુદાયથી બાતલ કર્યો છે' ત્યહાં સુધી તો પોતે જાણવા છતાં-નજરે એનાં કુકર્મો જોવા છતાં-ગુરૂઓ 'આંખ આડા કાન' કરે છે અને કેટલાક તો વળી એમનો બચાવ પણ કરે છે. નૂતન હિંદને આવા ગુરૂઓ અને ચેલાઓથી હરકોઇ ભોગે બચાવવાની જરૂર છે, સ્વર્ગનો ઇજારો રાખનારા પાખંડીઓને દેશપાર કરવાની જરૂર છે, લોકોનું ખૂન પીનારી અને એમને નિર્માલ્ય બનાવનારી ઉધાઇઓને જહાનમની ખાઇમાં મ્હોં છુપાવવાની ફરજ પાડવી જોઇએ છે.

**જૈનોની સંખ્યા ઘટતી જવાની બૂમઃ**—બ્રાહ્મણોને 'પાછળબુદ્ધિઆ' અને વણિકોને 'આગમબુદ્ધિ' તરીકે લોકો કહેતા આવ્યા છે, પરન્તુ એ કહેવત કદાચ જૈન સિવાયના વણિકોને માટે હશે ! કારણકે, જૈનો હમેશ લૂટાઇ ગયા પછી જ જાગીને પોક મૂકવાની આદતવાળા છે. હમણાં હમણાં જૈનોની સંખ્યા ઘણી જ ઘટવા લાગી છે, અને નવા જૈનો મુદ્દલ થતા નથી, એવી બુમ ચોતરફથી થવા લાગી છે. દેરાવાશીમાંથી સ્થાનકવાશીમાં અને સ્થાનકવાશીમાંથી દેરાવાશીમાં 'ઘેટાં'ઓને ખેંચી જવામા બળબુદ્ધિલક્ષ્મીનો ફોકટ વ્યય કરવામાં મરદાનગી સમજનારા જૈનો હવે આ જાણીને કદાચ ચમકશે કે, પંજાબમાં ઘણા જૈનો આર્યસમાજી થવા લાગ્યા છે. નજફગઢ (દિલ્લી)થી લાલા જ્યોતિસ્વરૂપ જૈન લખે છે કે, "મુકામ કાસન (ગુડગાંવ)માં ૩૦-૩૫ જૈન કુટુંબો વસે છે. એક જૈનના ઘેર નજફગઢથી જૈનની જાન આવી; બન્ને પક્ષ આર્યસમાજી હતા અને લગ્નવિધિ આર્યસમાજની રીતે થઇ. સાંભળવામા આવ્યું કે અત્રે સર્વ જૈનો એમ જ કરે છે. વળી અહીંની આસપાસનાં ૫-૭ ગામોમાં પણ જૈનો આર્યસમાજી થવાની તૈયારીમાં છે." વધતી જતી મૃત્યુસંખ્યાના કારણથી, વધતી જતી વિધવાઓની સંખ્યાના કારણથી અને અજૈનમાંથી જૈન બનાવવાની શક્તિને અભાવે, તેમજ જૈનમાથી અજૈનમાં જવા લાગેલા મનુષ્યોની વધતી જતી સંખ્યાના કારણથી જૈનોની સંખ્યા પ્રતિદિન ઘટતી જાય છે. મોડા મોડા પણ દિગમ્બરો—શ્વેતામ્બરો હવે આ રોગ સમજવા લાગ્યા છે અને શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન કોન્ફરન્સે તો મુંબઇ ખાતેની છેલ્લી બેઠક વખતે એક ઠરાવ પણ-જો કે સાધુઓથી ડરતાં ડરતાં-પસાર કર્યો છે કે, ઉચ્ચ હિંદુઓના માણસોને જૈન બનાવવા (જો કે સાધુઓની 'મંજુરી' લઇને ! ). આમાં સાધુઓની ડખલની શી જરૂર હતી તે સમજાતું નથી; સાધુઓ પ્રાયઃ એવા નમાલા

થયા કે જૈન ધર્મનો પ્રચાર કરવાની એમની પહેલામાં પહેલી ફરજ અદા કરવાને બદલે જૈન જૈનમાં ટંટા વધારી જૈન સમાજનું બળ ઘટાડવાના કારણ રૂપ બન્યા, અને તેથી જ સાધુઓએ બજાવવાનું ધર્મપ્રચારનુ કાર્ય શ્રાવકવર્ગે માથે લેવાનો વિચાર કરવો પડયો, એ સાધુવર્ગને માટે ઓછુ શરમાવા જેવું નથી. પણ એથીએ વધારે શરમાવા જેવું તો એ છે કે, શ્રાવકોને આ ઠરાવ કરતાં સાધુઓની ડખલની ધાસ્તી રાખવાની જરૂર જણાઇ છે. દિલ્હીના એક ઉત્સાહી શ્વેતામ્બર બન્ધુ લાલા શ્રીહુમલ હમણાં આ પ્રકારના પ્રચાર માટે મુસાફરીએ નીકળ્યા છે અને ગુજરાતી, મારવાડી જૈનોની સમ્મતિ મેળવવા કોશીશ કરે છે એ પ્રશંસાપાત્ર છે. જૈનોની સંખ્યા ઘટતી જાય છે તે અટકાવવા તરફ તેમજ બીજી તરફથી નવી ભરતી કરવા તરફ: એમ બન્ને બાબત .તરફ પુરતું લક્ષ આપવાની જરૂર છે. જે શરીર નવો ખોરાક લેતું નથી તે જીવી શકતું નથી. આ ધર્મ ખરો અને આ ખોટો એવા વિવાદ ખાતર નહિ, .પરન્તુ પોતાના અસ્તિત્વના નિભાવ ખાતર પણ દરેક સમાજે નવી ભરતી કરવી જ જોઇએ છે. અને આર્યસમાજમા આજે જે ચૈતન્ય જોવામાં આવે છે ત્હેનાં ઘણાં કારણોમાં મુખ્ય આ પણ છે કે, તે સમાજ 'જીવતો' છે, જહેમાં પ્રતિક્ષણ નવો ખોરાક લેવામાં આવે છે. શરીરશાસ્ત્રનો આ નિયમ કોઇ સમાજે ભૂલવો જોઇતો નથી, કારણ કે મનુષ્યશરીર અને મનુષ્યસમાજ બન્નેની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનાં કારણો એકસરખા જ છે. જૈનોની સંખ્યા ઘટતી અટકાવવા માટે મુખ્ય રસ્તા આ છે: (૧) આ અંકમાં અન્યત્ર આપેલા આંકડાથી જણાય છે તેમ લાખો જૈન યુવતીઓ અને યુવાનો સંતાનોત્પત્તિ કરવાની શક્તિ હોવા છતા અવિવાહિત રહી જાય છે, ત્હેમને પુનર્લગ્નની છૂટ આપવી, (૨) આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન ફેલાવવા કોશીશ કરવી, (૩) સમગ્ર જૈન જાતિ માટે લાખો રૂપિયાનું સંયુક્ત કેળવણી ફંડ કરીને કેળવણીનો બહોળો પ્રચાર કરવો, કે જેથી સમર્થ જૈનોની સંખ્યા વધારે થવાથી બીજાઓ ઉપર જૈન ધર્મનો પ્રભાવ પડી શકે. અને અજૈનમાંથી જૈન બનાવવા માટે: (૧) જૈન સાધુઓએ ધર્મના નામથી જ અજાણ્યા એવા જે ઘણા પ્રદેશો છે ત્યાં વિહાર કરી લોકોમાં જૈન ધર્મ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવો, (૨) અજૈનોને જૈન બનાવવામાં આવે ત્હેમની સાથે જૈનોએ રોટી-બેટી વ્યવહારમાં-અલબત પોતપોતાના દરજ્જાની અનુકુળતા પ્રમાણે-ભેળાવું,

(૩) જૈન સંપ્રદાયોની 'માન્યતા'ઓને નહિ પણ જૈન ફીલસુફીને આજ વ્યવહારૂ રૂપમાં ગોઠવીને જૂદી જૂદી ભાષાના ગ્રંથો બહાર પાડી લોકોમાં હેનો બહોળો ફેલાવો કરવો, (૪) જૈન ફીલસુફીનો અભ્યાસ કરવા ગ્રેજ્યુએટો લલચાય એ માટે અમુક જૈન ગ્રંથોની પરીક્ષા અને ઇનામોની રચના કરવી, (૫) 'હિંદુ યુનીવર્સીટી'માં જૈન સાહિત્યને સ્થાન અપાવવા કોશીશ કરવી., (૬) 'મુંબઇસમાચાર' તથા 'સાંજવર્તમાન' નામનાં જાહેર પેપરોમાં, હેમના માલેકો પારસી હોઇ, દર અંકે કૉલમના કૉલમો પારસી ધર્મ અને સમાજને લગતી બાબતોનાં આવે છે, તેવી રીતે એક ગુજરાતી અને એક હિંદી ભાષાનું એમ બે સાપ્તાહિક પત્રો સમર્થ જૈન વિદ્વાનોની પાસે કઢાવવાં, કે જેમાં પ્રજાકીય ચર્ચાની સાથેસાથે જૈન ધર્મને લગતી ખબરો, ઉપદેશ, ચર્ચા વગેરે પણ આવે, અને એ પત્રો પાણીના મૂલ્યે ફેલાવવાં. આ માત્ર જૈનસમાજના રક્ષણ અને અભિવૃદ્ધિ માટે defensive અને offensive યુદ્ધની સામાન્ય યોજના-માત્ર રૂપરેખા-બતાવી છે, પરન્તુ એ યોજના અમલમાં મૂકવા માટે ત્રણે ફીરકાની સંયુક્ત કમીટી હોવી જરૂરની છે, કે જે બુદ્ધિમાન અને શ્રીમાન સભ્યોની બનેલી હોય.

**હિન્દુ યુનીવર્સીટી અને જૈનો**—બનારસમાં હમણા સ્થપાયલી હિન્દુ યુનીવર્સીટીમાં જૈન ધર્મને પણ સ્થાન મળે એવી આશા જૈનો વાજબી રીતે રાખી શકે. દિગમ્બર જૈનો સૌથી પહેલાં ત્યાં પહોંચી ગયા છે અને ઇંદોરવાળા શેઠ હુકમીચંદજીએ તો ત્યાં એક જૈન મંદિર બનાવવા માટે રૂ. ૧૫૦૦૦) આપ્યા છે. વળી જૈન બોર્ડીંગ સ્થાપવા પણ હીલચાલ ચાલે છે. યુનીવર્સીટીના કોર્ટમાં પાંચ જૈનોનો સમાવેશ કરવાનું ઠર્યું છે, જેમાંનાં ૨ નામો દિગમ્બર જૈનોએ આપ્યાં છે અને બાકીનાં ૩ નામો પસંદ કરવાનાં હતાં અને તે ૩ નામો શ્વેતામ્બર મૂર્તિપૂજક અને સ્થાનકવાશી એમ બન્ને વર્ગમાંથી પસંદ કરવાનાં હતાં, પરન્તુ શ્વે૦ મૂર્તિપૂજક કૉન્ફરન્સે ત્રણે નામ પોતાના ફીરકામાંથી જ ચુંટી મોકલ્યા હતાં, જાણે કે ૩॥ લાખની સંખ્યા ધરાવતા સ્થાનકવાશી જૈન સંઘ સમસ્તની હયાતી નાબુદ જ થઇ ગઇ નહોય ! શ્વે૦ મૂર્તિપૂજક કૉન્ફરન્સના કેળવાયલા કાર્યવાહકો પણ આવા નિશ્ચયમાં કેમ શામેલ થઇ શક્યા હશે, એઓ પણ પોતાનાં હલકા સ્વાર્થ અને ક્લેષના ભાવનાઓને કેમ ધારી શક્યા હશે એ સમજવું મુશ્કેલ છે. સ્થાનકવાશી કૉન્ફરન્સની બેપરવાઈ નબળાઇ માટે તો કહેવું જ શું !

# पुरुषोत्तमने प्रार्थना.

'ગીતાંજલી'ના એક કાવ્યનું અનુકરણ.

જ્યાં ભીરૂપણું ન હોય
માનવોના મનમાં,

રમી રહી હોય
સારી પેઠે
નિર્ભયતા,

નમેલાં નહોય મસ્તકો
પુરૂષોનાં,

સફલ કરતા હોય જનો
પોતાની
સદભિલાષો,

કોઇ પણ જાતની ન્હોય
બાધા
જ્ઞાનના સ્વતન્ત્ર
વિહારમાં,

પ્રાન્તીય ભેદોથી
ખંડખંડ ન થયા હોય
દેશભૂમિના,

ને

મનુષ્યોની નસેનસમાં
વહેતું હોય
ગરમ ગરમ
લોહી
એકતાની મહાશક્તિનું,

અંતઃકરણથી પ્રકટતી હોય
ગંભીર અને ઉત્તમ
ધ્વનિઓ,

દોડતા હોય
પૌરુષના
મહાન સ્રોતો,

વહેતી હોય
જ્યાંથી
દિશાદિશાઓમાં
ઉત્તમોત્તમ સહસ્ર સહસ્ર

ફલ આપનારી
પવિત્ર કર્મધારાઓ,

ન કરતી હોય મેલું
વિચાર-ગંગાજલને
કુરીતિઓની
રૂઢીઓની
ગટરો,
અને

તું-એક માત્ર તુંજ
મ્હારા પરમપરાક્રમશાલી
પ્રિયતમ
નેતા હોય
લોકોના વિચારોનો
કામોનો
આમોદોનો
ને
પ્રમોદોનો :
એવા

સ્વતન્ત્રતાના સ્વર્ગમાં
પરિવર્તન કરી દે
ઓ પુરૂષોત્તમ !
અમારા દેશ
આ
આર્યાવર્તને !

ઝાલરાપાટન (રાજપૂતાના) } પંડિત ગિરિધર શર્મા.

# जैन सूत्रोनुं दिग्दर्शन.

શરૂઆતઃ—શ્રી આગમવાણી અનંત પ્રકારના અર્થને દર્શાવે છે. જેમણે સમ્યગ્પ્રકારે આત્મા જાણ્યો છે તેમને જ તે પરમ પવિત્ર વાણી ભોગ પડી શકે છે; બીજાઓને ભોગ પડે ખરી પણ તે નહિ જેવી જ. શ્રી આગમવાણી કેવલ અધ્યાત્મજ્ઞાનમય છે, પણ કેવલ ખગોળભૂગોળાદિના હેતુભૂત નથી. ચૌદ રાજલોક આ પિંડમાં છે, તેની પેલીપાર સિદ્ધશિલા અર્થાત્ અજરામર ચક્ર છે, તે ઉપર પરમ જ્યોતિસ્વરૂપ અનંત-સર્વજ્ઞાનમય સાક્ષાત્ આત્મારામ બિરાજમાન છે; તે પરમજ્યોતિનુ જે આવડે તે નામથી પ્રતિપાદન થઇ શકે એમ છે. એ જ્યોતિની જ્ઞાનમય સત્તા સમગ્ર પિંડમાં છે. પિંડ અને બ્રહ્માંડની એકતા છે. બ્રહ્માંડના નિમિત્તથી પિંડમાં સમજવા માટે શ્રી પરમકૃપાળુ વીતરાગદેવોએ આગમવાણીમાં પુનઃ પુનઃ સમજાવવા પ્રયાસ કરેલો છે. નમસ્કાર તે વીતરાગદેવને કે જેમણે ભવ્ય જીવોના ઉપકારને અર્થે અલૌકિક આગમવાણીનો વિસ્તાર, આ વિશ્વમાં કરેલો છે.

સૂત્રનું લક્ષણઃ—સૂત્રનું લક્ષણ આપતાં ભગવાન સૂત્રકાર ઉપદેશે છે કે,

> अप्पगंथ महत्थं बत्तीसादोसविरहिअं जं च ।
> लक्खणजुत्तं सुत्तं अट्ठहिअगुणेहि उववेअं ॥

અર્થઃ—ગ્રંથ નાનો હોય પણ તેનો અર્થ મહાન્ થતો હોય, તથા બત્રીસ દોષ રહિત હોય તથા લક્ષણયુક્ત આઠગુણ ઉપપેત હોય તે 'સૂત્ર' કહેવાય છે.

ભગવાન સૂત્રકારના ઉપરના લક્ષણ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, સૂત્ર એટલે જેમાં ટૂંકામાં ઘણી બાબત કહી દીધી હોય તે. સૂત્રમાં લાંબીલાંબી વાતો હોઇ શકે જ નહિ. લાંબીલાંબી વાતોનો સમાવેશ 'વાર્તિક' વગેરેમાં થઇ શકે છે. મૂલ સૂત્ર તો તદ્દન ટૂંકામાં જ હોવું જોઇએ. વાક્ય ટૂંકું હોય પણ તેનો અર્થ ઘણો જ વિસ્તીર્ણ હોવો જોઇએ. ઉપરાંત સૂત્રમાં બત્રીસ દોષ કે જે હવે પછી કહેવામાં આવે છે તે નહિ હોવા જોઇએ તથા સૂત્ર આઠગુણયુક્ત હોવું જોઇએ.

**સૂત્રના બત્રીસ દોષ**—સૂત્રો બત્રીસ દોષોથી રહિત હોવાં જોઇએ. જો બત્રીસમાંથી એક પણ દોષ દેખાય તો તે 'સૂત્ર' નથી પણ સૂત્રના નામથી કોઇએ ઘુસાડી દીધું છે એમ સમજી શકાય તેવું છે; માટે સૂત્રમાં બત્રીસમાંથી એકે દોષ નહિ હોવો જોઇએ. ગણધર ભગવંત ભાષિત સૂત્રોમાં કદિપણ એક પણ દોષ હોય જ નહિ. જો દોષયુક્ત કોઇ સૂત્ર દેખાય તો તે ગણધરરચિત નથી, પણ ગણધરના નામથી કોઇએ રચેલ છે એ તો સર્વ સુજ્ઞજનો સમજી શકે તેવુ ખુલ્લુ છે. ભગવાન્ સૂત્રકાર બત્રીસ દોષો ગણાવતાં ફરમાવે છે કે " अलिअ, मुवघाय जणयं, निरत्थय मनवत्थथल, दुहिलं, निस्सार, महिअ, मूलं, पुणरुत्त, वाहत मजुत्तं ॥ कम-भिन्न, वयणभिन्न, विभत्तिभिन्नं च, लिंगभिन्नं च, अणभिहिअ, मपदमेवय, सहावहीणं च वहिअंच, काल, जति, च्छविदोसो, समयविरुद्धं च, वयणमित्तं च, अत्थावत्ती दोसो, नेउव-समासदोसो अ ॥ उवमा, रुवगदोसो, निद्देस, पयत्थ, संधिदो-सोअ, एए असुत्त दोसा बत्तीसाहु तिणाअव्वा " અલિકમાં એક તો અછતા ભાવનુ બોલવુ, બીજુ છતા ભાવનો નાશ કરવો. ઉપઘાતજક—જીવહિંસા જેમાં હોય તે. નિરર્થક—અસબંધાર્થ. અનવસ્થા દોષ;—અવાછિનાર્થ સભવવડે વિવક્ષિતાર્થનો ઉપઘાત કરી શકાય તે **સ્થલદોષ**, જેમ કે નરકબલો દેવદત્ત; અક્ષરનું નિરર્થકત્વ અને તેથી પાપવ્યવહારનુ પોષણ જેવડે થાય તે **દુહિલદોષ**; નિસ્સાર, અક્ષરપાદાદિક વડે અતિ માત્ર તે **અધિકદોષ**; અક્ષર ભેદે દીધું તે ઉન—હેતુદ્રષ્ટાંતમાં ખામીવાળું તે ઉન કહેવાય છે; **પુનરૂક્ત દોષ**—તેના બે ભેદ છે, શબ્દથી અને અર્થથી; પૂર્વના વચનવડે ઉત્તરનુ વચન હણાય તો **વ્યાહતદોષ**; જે વચન યુક્તિથી મળતું ન આવે તે **અયુક્ત**; અનુક્રમરહિત તે **ક્રમભિન્ન દોષ**; વચનનો વિપરિત ભાવ તે **વચનભિન્નદોષ**; જ્યાં વિભક્તિ વિપરીત હોય ત્યાં **વિભક્તિભિન્નદોષ**; લિંગ વિપરીત હોય ત્યાં **લિંગભિન્નદોષ**; સિદ્ધાંતનું નહિ ઉપદેશેલું બોલવું તે **અનભિહિત-દોષ**, એક પદને સ્થાને બીજું પદ વાપરવું તે **અપદદોષ**; જે વસ્તુનો જે સ્વભાવ હોય તેથી અન્યથા ઉપદેશવું તે **સ્વભાવહીનદોષ**; પ્રાર ભેલુ સવિસ્તર વખાણીને વળી પાછું વખાણવું તે **વ્યવહિતદોષ**; કાલત્રયના પ્રયોગમાં ભૂલ કરવી તે **કાલદોષ**; નહિ અટકવાની જગોએ

અલ્પકાળ તે યતિદોષ; અલંકાર રહિત તે અયતિદોષ; સિદ્ધાંત વિરૂદ્ધ લખવું તે સમયવિરૂદ્ધદોષ; હેતુવિના વચન આવે તે વચનમાત્રદોષ; અર્થાપત્તિદોષ; એક સમાસને સ્થાને અન્ય સમાસ કરવો તે અસમાસદોષ; વધુઓછી ઉપમા આપવી તે ઉપમાદોષ; પર્વતના અધિકારમાં સમુદ્રના અવયવો વર્ણવવા તે રૂપકદોષ; બોલેલા શબ્દોનું એકવાક્યપણું ન કરે તે નિર્દેશદોષ; વસ્તુના પર્યાયને બીજો પદાર્થ ગણી લેવો તે પદાર્થદોષ; સદોષ સંધિ કરવી તે સંધિદોષ.

ઉપર ગણાવેલા દોષોનો સરવાળો બરાબર બત્રીસ થાય છે. એ દોષોનું વિવેચન કરીએ તો ઘણું વિસ્તિર્ણ થાય તેમ છે, માટે એનો વિસ્તાર જાણવાની જિજ્ઞાસાવાળે શ્રી ' અનુયોગ દ્વાર સૂત્ર ' ઉપરની સંસ્કૃત ટીકા વાંચી જવી. ટીકા વાંચી ગયા બાદ સ્વબુદ્ધિથી તેનો વારંવાર વિચાર કરી જવો. જો અનુયોગદ્વાર સૂત્રની ટીકા વાંચતા પહેલાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવશે તો ઉપર ગણાવેલા બત્રીસ દોષનું યથાર્થ સ્વરૂપ ગુરૂગમથી સુખેથી સમજી શકાશે. સૂત્રનો અભ્યાસક થનારને ન્યાયશાસ્ત્ર ઘણુંજ મદદ રૂપ થઈ પડે છે. જો સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વ અને ઉત્તર મીમાંસા સભાષ્ય વાંચી ગયા પછી સૂત્રોનો અભ્યાસ કરવામાં આવશે તો સૂત્રના અભ્યાસકને બીજા અભ્યાસકો કરતાં અલૌકિક આનંદ આવ્યા વગર રહેશેજ નહિ. ઉપરોક્ત બત્રીસ દોષ ઉપરથી એટલું તો સામાન્ય સમજવાળો માણસ પણ સમજી શકશે કે સૂત્રો બહુજ ટૂંકા હોય અને અર્થ ઘણો હોય, સૂત્રો સિદ્ધાંતથી અવિરૂદ્ધ હોય, સૂત્રોમાં પુનરૂક્તિ દોષનો અભાવ હોય, વ્યાકરણ દોષનો અભાવ હોય, નકામા શબ્દ પ્રયોગો તેમાં હોયજ નહિ, પરસ્પરવિરૂદ્ધ વર્ણન તેમાં હોય નહિ, વગેરે. શ્રી પ્રાતઃસ્મરણીય ગણધર રચિત સૂત્રોમાં તો એ દોષો પૈકીનો એક પણ દોષ હોવોજ નહિ જોઇએ. આ બત્રીસ દોષનું યથાર્થ સ્વરૂપ સમજવા માટે વ્યાકરણનું અધ્યયન કરવું જરૂરનું છે. વ્યાકરણ અને ન્યાય શાસ્ત્રના અભ્યાસ વગર સૂત્રના દોષો સમજી શકાશે નહિ; દોષો નહિ સમજવાથી સૂત્ર કયું અને ઉત્સૂત્ર કયું તે સમજી શકાશે નહિ; સૂત્ર અને ઉત્સૂત્રને નહિ સમજનાર ધર્મને શી રીતે પામશે ? માટે આ બધું સમજવા સારૂ વ્યાકરણ અને ન્યાયના અભ્યાસની ખાસ જરૂર છે. જે લોકો

વ્યાકરણ અને ન્યાયાદિનો અભ્યાસ નથી કરતા અને પાધરા જ સૂત્રાદિ વાંચવા મંડી પડે છે ને લોકો ઘણી વખત સૂત્રોના અર્થ કરતાં કરતાં ભૂલો કરી બેસે એ સંભવિત છે. સૂત્રો ઉપર જે 'ટબ્બા' પુરાયા છે તે પૈકી કેટલાક ટબ્બા તો વ્યાકરણથી દૂર નાસનારા અજ્ઞાન જનોએ પૂરેલા હોવાથી તેમાં સાડલાને બદલે સૂંડલો લખવા જેવી અનન્ત સંસાર સ્વપરને વધારવા જેવી અસહ્ય ભૂલો થયેલી છે. ભાવાર્થ એવો છે કે વ્યાકરણ અને ન્યાયશાસ્ત્ર ભણવાની જરૂર છે. આવા પ્રકારના અભ્યાસ દ્વારા જ* ઉપરોક્ત બત્રીસ દોષોનું યથાર્થ સ્વરૂપ સમજી શકાશે.

સૂત્રમાં ઉપરોક્ત બત્રીસ દોષો નહિ હોવા જોઇએ, ઉપરાંત તે સૂત્ર આઠ ગુણવડે ઉપપેત-યુક્ત હોવું જોઇએ. સૂત્રના આઠ ગુણ માટે ઉપદેશ છે કે—

निद्दोस सारवं तं च हेउजुत्तमलंकिअं ।
उवणीयं सोवयारंच मिअमहुरमेवच ॥

અર્થ:—નિર્દોષ, સારવત, અન્વયવ્યતિરેક રૂપ હેતુયુક્ત, અલંકૃત, ઉપનિત-ઉપનયદૃષ્ટાંતયુક્ત, સોપચાર એટલે ગ્રામ્ય ભાષા રહિત અને સંસ્કૃત ભાષાસહ, મિત એટલે અક્ષરાદિ પ્રમાણ સહ અને મધુર, એ આઠ ગુણ સહિત 'સૂત્ર' હોય.

આ આઠગુણો ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સૂત્રમાં કેવલ નિર્દોષ એટલે કુદરતી બાબતો હોવી જોઇએ, એટલે કે સુત્ર વાંચવાથી કુદરતનુ નિર્દોષ ભાન થવાની સાથે કુદરત તરફ નિર્દોષ પ્રેમ જાગૃત થવો જોઇએ વળી સૂત્ર વાંચવાથી અંદરથી નવિન-ચમત્કારિક બાબતો સમજાવી જોઇએ. સૂત્રની ભાષા અન્વયવ્યતિરેકહેતુયુક્ત હોવી જોઇએ. વખતે વખતે સૂત્રમાં અલંકાર પણ આવવા જોઇએ. કેટલાક રહસ્યાગ્રહીઓ સૂત્રમાં અલંકારિક ભાષા વાપરી હોય છે તેને અલંકારિક ભાષા તરીકે સમજતા નહિ હોવાથી તથા તેને મુળ ભાષાવસ્તુ સમજતા હોવાથી ઘણી વખત ભૂલ ખાઇ જાય છે. સૂત્રમાં અલંકારો આવે તેને અલંકારો જ સમજવા, પણ તે રૂપકોને મુળ-

---

* સૂત્રોનો ખરો અર્થ સમજવો અને લખવો એ માટે માત્ર વ્યાકરણ અને ન્યાયશાસ્ત્રનું જ્ઞાન આવશ્યકીય છે એમ નથી; તે ઉપરાંત સહજ બુદ્ધિપ્રાબલ્ય અને શુદ્ધ આશય એ બે પણ અનિવાર્ય આવશ્યકતા ધરાવે છે.—V. M Shah.

રૂપે હતાં એમ માની ભૂલ ખાવી નહિ. અલંકાર શાસ્ત્રને નહિ જાણનારો તથા સૂત્રના લક્ષણને સંપૂર્ણ રીતે નહિ સમજનારો જરૂર તેવી ભૂલ ખાય છે. વળી સૂત્રમાં ઉપનિત-ઉપનય દૃષ્ટાંત પણ હોય છે. ઉપનયને તો સમાજનો ઘણો ભાગ નહિ સમજતો હોવાથી સૂત્રમાં રહેલા, અત્યારથી એટલે હાલમાં જે અર્થો પ્રચલિત છે તેથી જુદા જ પ્રકારના અર્થોને ( ઉપનયથી અજ્ઞાત માણસો ) જાણી શકતા નથી. ઉપનયનો રંગ તો ઓર જ છે ! જ્યારે ઉપનયની દૃષ્ટિથી સૂત્રોનો વિચાર કરવામાં આવે છે ત્યારે શ્રી કૃપાળુ વીતરાગ દેવના અનંતજ્ઞાનની અનંતી ખુબીઓ તરફ અપૂર્વ પૂજ્યબુદ્ધિ જાગ્રત થાય છે. દરેક સૂત્રોના જેમ શબ્દાર્થો પ્રમાણે અર્થ કરવામાં આવે છે અને તે અર્થો સત્ય અને પુજનીય છે તેમજ દરેક સૂત્રોના અર્થો ઉપનય દૃષ્ટિથી પણ થઇ શકે છે, પણ ઉપનય ઘટાવીને અર્થ કરવા એ એક કઠિન બાબત છે. એ કઠિન બાબતને પણ માણસ ધારે તો પહોંચી શકે છે. જ્યારે જૈન સમાજમા ઉપનય દૃષ્ટિથી ઘટાવેલા સૂત્રાર્થોનો પ્રચાર થશે ત્યારે જૈન કોમ એક અલૌકિક સૃષ્ટિનો અનુભવ પામશે એમાં શક નથી. હાલમા સૂત્રોના સામાન્ય અર્થો જ મુખ્યત્વે પ્રચલિત છે. કોઇક વિરલ પુરૂષ જ સૂત્રના અર્થોને ઉપનય દૃષ્ટિથી જુએ છે સૂત્રોનું ઉપનય દૃષ્ટિથી અવલોકન કરી, જગતમાં તેનો પ્રચાર કરવાની જરૂર છે. એક અપેક્ષાએ આધ્યાત્મિક અર્થ અને ઉપનય અર્થ એ બન્ને સમાન છે. સૂત્રોનું આધ્યાત્મિક દૃષ્ટિએ અવલોકન કરવાથી વિશેષ વિશેષ વીતરાગ ભાવના વૃદ્ધિ પામે છે. એ પ્રમાણે સૂત્રોમાં ઉપનયની જરૂરીઆત છે. સૂત્રમાં ગામડીઆ ભાષાનો એટલે વ્યાકરણના નિયમ વિરૂદ્ધ ભાષાનો ઉપયોગ નહિ હોવો જોઇએ, પણ સંસ્કૃત, માગધી વગેરે નિયમબદ્ધ ભાષાનો-ઉપયોગ થવો જોઇએ. એ નિયમબદ્ધ ભાષાના ઉપયોગને જ સોપચાર ગુણ કહેવામાં આવે છે. સોપચાર ગુણવાળી ભાષા એટલે શિષ્ટો વાપરે છે તે ભાષા. વળી સૂત્રો અક્ષરાદિ પ્રમાણ સહ તથા મધુર હોવાં જોઇએ. સૂત્રોમાંથી શાન્તિરૂપ મધુરતા આવવી જોઇએ. બીજાને અપ્રીતિ ઉપજે, ખોટું લાગે, દુઃખ ઉપજે, દ્વેષ આવે, એવા શબ્દો જેમાં હોય તે શ્રી ગણધરરચિત સૂત્રો નથી એમ સમજવું. શ્રી વીતરાગદેવની વાણી સાંભળીને દરેક શ્રોતાને અપૂર્વ શાન્તિ ઉપજે એવી મધુરતા સૂત્રોમાં હોય છે.

કોઇ કોઇ સ્થળે સૂત્રોના ૭ ગુણો પણ ગણાવેલા જણાય છે, તે આ પ્રમાણે છે—

अप्पक्खरमसंदिद्धं सारवं विस्सओमुहं ।
अत्थोभमणवज्जं च सुत्तं सव्वण्णु भासियं ॥

અર્થ:—અલ્પાક્ષર, અસંદિગ્ધ એટલે સંદેહ રહિત, સારવત્, વિશ્વતોમુખ એટલે પ્રતિસૂત્ર ચરણાનુયોગાદિ ચાર અનુયોગ વ્યાખ્યાયોગ્ય, અસ્તોભ તે ચકારવાકારાદિક નિપાત રહિત, અનવદ્ય એટલે વ્યાપારાદિની પ્રરૂપણા રહિત, એ ૭ ગુણોપેત સૂત્ર શ્રી સર્વજ્ઞ વીતરાગ દેવે પોતાના અભેદ માર્ગમાં ભાખ્યાં છે.

ઉપર બતાવેલા શ્લોકને લગતો શ્લોક વેદાતામ્નાયમાં નીચે પ્રમાણે સંસ્કૃતમાં આપેલ છે:—

अल्पाक्षरमसंदिग्धं सारवद्विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥

અર્થ:—જેમાં થોડા અક્ષર હોય, સંશયયુક્ત જેમાં કાંઇ ન હોય, જેમાં સાર રહેલો હોય, જે સર્વત્ર લાગુ પડે, જેમાં અર્થનો અટકાવ ન થાય અને જેમાં અપૂર્ણતા ન હોય તેને સૂત્રવિદો 'સૂત્ર' કહે છે.

સૂત્રાગમમાં સકલદોષરહિત અને સંપૂર્ણલક્ષણયુક્ત સૂત્ર જાણ્યા પછી સમજાશે કે અમુક પદ તો સ્વસમય પદ છે, એટલે કે સ્વસમયગત જીવાદિક અર્થને કહેનારૂં છે તથા અમુક પદ પરસમયપદ —પરગત પ્રધાનાદિકના અર્થને કહેનાર પદ છે, તથા અમુક સ્વસમય અને પરસમય પદમાં પરસમય પદ છે તે બહિર્દષ્ટિવાળું કે જગદભિમુખ કે આત્મવિમુખવૃત્તિવાળું હોઇ કુવાસનાના હેતુભૂત જન્મમૃત્યુના કારણભૂત એટલે બંધ પદ છે અને સ્વસમય પદ તે આત્માભિમુખવૃત્તિવાળું કે અંતર્દષ્ટિવાળું કે સમ્યગ્જ્ઞાનવાળું હોઇ મોક્ષપદ છે. દેહાદિક, કર્માદિકનું વ્યાખ્યાન કરનારૂં પદ તે પરસમયપદ છે અને કેવલ આત્માનું વ્યાખ્યાન કરનારૂં પદ તે સ્વસમયપદ છે.

**સૂત્રની વ્યાખ્યાનું લક્ષણ**—સૂત્રની વ્યાખ્યાનું લક્ષણ શ્રી ગ્રંથકારો નીચે મુજબ આપે છે—

संहिता च पयंचेव पयत्थो पयविग्गहो ।
चालणापयसिद्धिय छव्विहं विद्धिलक्खणं ॥

અસ્ખલિત સૂત્રનું ઉચ્ચરવું તે સંહિતા. યથા કરેમિ ભયાંત સામાયિકમિત્યાદિ. પદચ્છેદ તે કરેમિ એ એક પદ, ભયાંત બીજું પદ વગેરે. પદાર્થ એટલે પદના જૂદા અર્થ કરવા તે, જેમકે કરેમિ પદ અંગીકાર કરવા માટે પ્રવર્તે છે અને ભયાંત પદ ગુરૂની આમંત્રણાને અર્થે પ્રવર્તે છે તથા સમ એટલે રત્નત્રય અર્થાત્ આત્મિક ગુણોનો આય એટલે લાભ તે સામાયિક. પદવિગ્રહ એટલે પદનો સમાસ છોડવો તે; જેમકે 'भयस्य अन्तो भयान्त' ભયનું જે અંત તે ભયાંત. પાંચમુ ચલના છે. ચલના એટલ સૂત્રના અર્થ જાણવાની યુક્તિ પંચાવયવરૂપ હેતુ પ્રકારે અથવા અનુપપાતિ રૂપ કારણવડે તેમજ સ્થાપવામાં આવે તે પ્રસિદ્ધિ એટલે પ્રત્યવસ્થાન. આમ છ વિધિએ એટલે પ્રકારે સૂત્રની વ્યાખ્યાનું લક્ષણ જાણવું.

ઉપરોક્ત કથનથી ઘણુ સમજવાનું મળે છે. જેમ જૈનમા સંહિતા શબ્દ છે અને તે અસ્ખલિત સૂત્રોચ્ચારને જ કહેવામાં આવે છે, તેમ વેદમાં પણ સંહિતા શબ્દ છે જે મૂળ ઇશ્વરી વાણી તરીકે વેદના ભાગને ગણવામા આવે છે તેને સંહિતા કહે છે, જેમકે ઋગ્વેદ સંહિતા, યજુર્વેદ સંહિતા, સામવેદ સંહિતા અને અથર્વ વેદ સંહિતા. વેદના સંહિતા ભાગનુ પણ અસ્ખલિત ઉચ્ચારણ કરવામાં આવે છે. સૂત્રોચ્ચારણ પણ અસ્ખલિત થવું જોઇએ. અસ્ખલિત રીતે વાંચનાર વક્તા તો શ્રોતા ઉપર અલૌકિક છાપ પાડી શકે છે. અસ્ખલિત ઉચ્ચારણની સાથે પદભેદ જાણવાની જરૂર છે. પદભેદ જાણ્યા વગર પદચ્છેદ થઇ શકશે નહિ. પદભેદ જાણવાથી જુદા જુદા પદો ખ્યાલમાં આવી જાય છે. પદભેદ સાથે પદાર્થનું જ્ઞાન પણ હોવું જોઇએ. પદાર્થ જાણ્યા વગર સૂત્રાર્થ સમજી કે સમજાવી શકાય જ નહિં. પદના અર્થ બરાબર કરવા માટે પદવિગ્રહ જાણવાની જરૂર છે. પદવિગ્રહનું જ્ઞાન સમાસ જાણ્યા વગર થઇ શકે નહિ અને સમાસનું જ્ઞાન વ્યાકરણ શિખ્યા વગર થઇ શકે નહિ; માટે પદવિગ્રહનું જ્ઞાન મેળવવા સારૂ વ્યાકરણ ભણવાની જરૂર છે. વ્યાકરણનું અધ્યયન કરવાથી જ સમાસ, સમાસનો વિગ્રહ કે પદ વિગ્રહ, પદના અર્થ, પદના ભેદ તથા અસ્ખલિત શુદ્ધ ઉચ્ચારણ થઇ શકશે, અને વ્યાકરણ નહિ ભણવાથી એ કશું માત્ર ટબ્બા વાંચી જવાથી બની શકશે નહિ, માટે વ્યાકરણનું અધ્યયન કરવું

આવશ્યક છે. વ્યાકરણશાસ્ત્રના પુરતા જ્ઞાન વગર કોઇ પણ માણસ સૂત્રોનો યથાર્થ ઉચ્ચાર અને યથાર્થ અર્થ કરી શકશે નહિ. વ્યાકરણ શાસ્ત્ર ભણીને ગુરૂગમથી સૂત્રના અર્થ કરવાની યુક્તિઓ પણ શિખવાની જરૂર છે; કારણ કે સૂત્રના એકેક શબ્દના અનંતા અર્થ થઇ શકે છે અને કાંઇક બુદ્ધિશાળી હોય છે તે પણ સૂત્રના એકથી વધારે અર્થ બેસાડી શકે છે. માટે કયે સ્થળે કયો અર્થ કરવો અને તે શા કારણથી અને કયા નિયમથી વગેરે યુક્તિઓ શીખી લેવી જોઇએ. સૂત્રોમાં સર્વ વાતો લખી હોય પણ તેમાંથી ખાસ અગત્યની વાત તો મહાત્મા ગુરૂઓ દ્વારા જ જાણી શકાય છે; માટે સૂત્રનું રહસ્ય જાણવા માટે કેટલીક યુક્તિઓ હોય છે તે ગુરૂગમથી જાણવાની જરૂર છે. સૂત્રનું **રહસ્ય** નહિ જાણનાર અને માત્ર **દેવલોકનાં અંતરદર્શક માપોનું** જ કે **ભંગજાળનું** જ પોપટની પેઠે વિવેચન કરી જનાર 'પોથાપંડિત' પોતે જ સૂત્રના દિવ્ય રહસ્યથી અજ્ઞાત હોઇ બીજાઓને તે શી રીતે સૂત્રના રહસ્યનો અમૃતમય સ્વાદ ચખાડી શકશે ? સૂત્રની વ્યાખ્યાનું છઠ્ઠું લક્ષણ 'પ્રસિદ્ધિ' છે, જે સ્પષ્ટ ઉપદેશે છે કે સૂત્રના વક્તા થનારે અને સૂત્રનો અભ્યાસ કરનારે **ન્યાયશાસ્ત્ર** ભણવું જ જોઇએ. ન્યાયશાસ્ત્ર જાણ્યા વગર કોઇ પણ બાબતનું ચોકસ સ્થાપન થઇ શકશે નહિ. વ્યાપ્તિ, વ્યાપ્ય, વ્યાપક, સાધન, લિંગ, હેતુ, પક્ષ, પંચાવયવ ( પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન,) અજહલ્લક્ષણા, અરજહત્સ્વાર્થ લક્ષણા, જહલ્લક્ષણા, જહત્સ્વાર્થ લક્ષણા, વગેરે વિષયો ન્યાયશાસ્ત્રમાંથી ખાસ અધ્યયન કરવા યોગ્ય છે. તે વિષયોનું અધ્યયન કર્યા વગર અને વ્યાકરણ શાસ્ત્ર શિખ્યા વગર સૂત્રનું સંપૂર્ણ વક્તા તરીકેનું કાર્ય કદિપણ **યથાર્થ** બજાવી શકાશે નહિ માટે સૂત્રના વક્તા તરીકે મહાન્ પવિત્ર કાર્ય કરનારે ઉપરના છએ લક્ષણોનો સંપૂર્ણ વિચાર કરીને વ્યાકરણ તથા ન્યાયશાસ્ત્રનું જ્ઞાન મેળવીને અને આત્મજ્ઞાનના આરાધક વીતરાગદશાધારક બહુસૂત્રી ગુરૂમહાત્મા પાસેથી સૂત્રના પરમ પવિત્ર **રહસ્યને** સમજી લઇને ત્યાર બાદ પોતાનું પવિત્ર કાર્ય શરૂ કરવું જોઇએ. જે સૂત્રવક્તાઓ આ પ્રમાણે કરે છે અને કરશે તે સ્વપરનું હિત અવશ્ય સાધવા ભાગ્યશાળી બનશે જ. શ્રી પરમ કૃપાળુ વીતરાગ દેવના એકેક શબ્દનો વિચાર કરીએ છીએ ત્યારે તેમાંથી અનંત જ્ઞાનદર્શક રહસ્ય મળી આવે છે. ધન્ય છે તે વીતરાગ દેવને !

**સૂત્રોની ગુંથણી ગણધરો કરે છેઃ**—શ્રી તીર્થંકર દેવ તો માત્ર ઉપદેશ જ આપે છે. તે ઉપદેશને ગણધર મહાત્માઓ સંક્ષેપમાં એટલે સૂત્રરૂપે ગુંથે છે. શ્રી તીર્થંકરોનો ઉપદેશ એ જ સૂત્રોના અર્થ જાણવા. ભગવાન સૂત્રકાર ઉપદેશે કે ' अत्थं भासइ अरहा सुत्तं गुथंति गणहरा ' શ્રી અરિહંત દેવ અર્થ કહે છે અને તે ઉપરથી ગણધરો સૂત્ર ગુંથે છે. ઘણા સૂત્રોનું અવલોકન કરતાં એમ સ્પષ્ટ સમજાય છે કે શ્રી ગણધરદેવોએ તો દ્વાદશાંગી જ રચી હતી. સર્વ તીર્થંકરોને સમયે ગણધરો દ્વાદશાંગી જ રચે છે. એ દ્વાદશાંગીને સૂત્રના મૂળ પાઠોમાં ગણિની પેટી કે ગણિનો ભંડાર કહેલ છે. " दुवालसंगं गणिपिडगं तंजहा आयरो सुअगडो ठाणं समवाओ विवाहपणत्ती नाता धम्मकहाओ उवासगदसाओ अंतगडदसाओ अणुत्तरोववाइअदसाओ पण्हावागरणाइं विवाग सुअं दिट्ठिवाउअ " જ્ઞાની પુરુષના અંગરૂપ દ્વાદશાંગ છે. ગણ એટલે ગચ્છ, તેના પતિ એટલે ગણિ અર્થાત્ આચાર્ય, તેમનો પિટ એટલે સર્વસ્વ તે દ્વાદશાંગી વાણી જ છે. આચાર્યોનું સર્વસ્વ દ્વાદશાંગી વાણી છે. દ્વાદશાંગી વાણી શ્રી ગણધરોએ ગુંથેલ છે. શ્રી તીર્થંકરોએ જે અર્થો સમજાવ્યા હતા તે અર્થોનો અનંતમો ભાગ શ્રી ગણધરો સમજી શકવા હતા. જે સમજ્યા હતા તેનો અનંતમો ભાગ ગણધરોએ સૂત્રરૂપે ગુંથેલ છે. આ ઉપરથી એટલું તો સમજી શકાય તેવું છે કે, ભલે શ્રી ગણધરોને કેવલજ્ઞાન થયું ત્યારે સર્વ વાત સમજી ગયા પણ જ્યારે શ્રી ગણધર મહાત્માઓએ સૂત્રો ગુંથ્યાં ત્યારે તેઓ શ્રી અનંતજ્ઞાની કૃપાળુ વીતરાગ દેવના સત્ય અને અચળ સિદ્ધાંતને **સંપૂર્ણ રીતે** સમજી શક્યા નહતા, પણ અનંતમો ભાગ સમજી શક્યા હતા અને તેનો પણ અનંતમો ભાગ ગુંથી એટલે લખી શક્યા હતા. જ્યારે ગણધરો જેવા મહાન પુરુષો પણ શ્રી તીર્થંકરના સત્ય આશયને સર્વાંશે સંપૂર્ણ સમજી શક્યા નહિ ત્યારે સામાન્ય મનુષ્યોનું તો ગજું જ શું ? તે સમયની આવી સ્થિતિનો વિચાર કરતાં ઘણું જ સુંદર શિક્ષણ મળે છે. આજના જમાનાના ક્રિયા અને વાડાના કદાગ્રહીઓ પૈકી પોતાને પોતાની મેળે ' જ્ઞાનના ધોરી ' તથા ' ધર્મના થાંભલા ' માનનારાઓ જો એમ પોતાના મનમાં સમજી બેઠા હોય કે અમે સૂત્રોને બરાબર સમજી ગયા છીએ, અને રચાણો સૂત્ર વિરુદ્ધ અર્થ કરે છે, તો

તેઓ એવા પ્રકારનો દાવો કરનારા, ખોટે રસ્તે છે; કારણ કે સૂત્રના એકેક શબ્દના અનંતા અર્થ થઇ શકે છે. અનંતા અર્થમાંથી માત્ર એક જ અર્થને અંધપરમપરાથી વળગી રહી બીજા અર્થોનો નિષેધ કરવાવાળા ખરેખર સત્યથી દૂર જ રહી જાય છે. તેવા લોકોનો કદાગ્રહ નહિ ગએલો હોવાથી તેઓ શ્રી વીતરાગના અભેદ-ભાવદર્શક ધર્મને પામ્યા જ નથી, કિંવા તેમને તથાપ્રકારનું ' સમકિત ' ફરસ્યું જ નથી. સમકિતને નહિ પામનારા અભવિ પણ નવ પૂર્વ સુધી તો ભણી શકે છે. જેમના ગર્વનું ખંડન થઇ ગયું હતું એવા ગણધરો પણ માત્ર અનંતમો ભાગ સમજી શકયા હતા અને જે સમજ્યા તેનો અનંતમો ભાગ ગુંથી શકયા હતા, વળી જે ગુંથી ગયા હતા તેના ઉપર અનેક વિપત્તિરૂપ સંસ્કારો થઇ ગયા, સમુદ્રવિચ્છેદ ગયો, અને એક બિંદુરૂપ શ્રુતજ્ઞાન અવશેષ રહ્યું, તે શ્રુતજ્ઞાનને પણ સંપૂર્ણપણે નહિ સમજનારા અને કોઇએ બતાવેલા અમુક અર્થને 'પરંપરા' માની તેને કદાગ્રહ–મમત્વ–દુર્મન્ત્ર–થી વળગી રહેનારાઓ કેવડી મોટી ભૂલ કરે છે ! જેઓ સાચા છે, સાચી વાત અનુભવપૂર્વક સમજ્યા હોય, તેમનો અનુભવ અખંડિત હોય, તો તેવા પ્રજ્ઞાન, નિર્મમત્વી, આત્માનુભવી મહાત્માઓને આ લખાણની સાથે કશો સંબંધ નથી.

**દ્વાદશાંગી સિવાયના સૂત્રોની રચના કરનારાઃ**—દ્વાદશાંગીનો આધાર લઇને અથવા તેમાંથી ઉદ્ધાર કરીને શ્રી મહાવીર પ્રભુની પાટે થનારા મહાન્ પવિત્ર અને પ્રતિભાશાળી આચાર્યોએ કેટલાંક સૂત્રો રચેલાં છે. દશવૈકાલિક સૂત્ર શ્રી શિય્યંભવસૂરિએ રચેલ છે, પનવણાસૂત્ર શ્રી કાલિકાચાર્યે ( તેવીશમી પાટે ) રચેલ છે, શ્રી નંદીસૂત્ર શ્રી મહાવીરનિર્વાણ પછી ૯૮૦ વર્ષે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે રચેલ છે. ઉપાંગોની રચના પણ જુદાજુદા આચાર્યોએ કરી છે. સૂત્ર રચનારા સર્વ આચાર્યો મહાન પ્રતિભાશાળી હતા, માટે તેમના વચનમાં શંકા કરવા જેવું છે જ નહિ. દ્વાદશાંગી સિવાયના સર્વ સૂત્રો દ્વાદશાંગીમાંથી ઉદ્ધાર કરીને જ જુદા પાડેલા છે; જેમકે શ્રી કલ્પસૂત્રને ભદ્રબાહુસ્વામીએ દશાશ્રુતસ્કંધમાંથી ઉદ્ધાર કરીને જુદું પાડયું. દરેક શાસ્ત્રોની ભાષા જુદાજુદા પ્રકારની એટલે એકેક-ની ભાષાથી કાંઇક તફાવતવાળી હોવાથી એમ પણ સમજી શકાય છે કે તે સૂત્રો એક જ સમયમાં રચાએલાં નથી, પણ ભિન્ન-

ભિન્ન પવિત્ર આચાર્યોએ દેશકાળને જરૂર જણાયા તે પ્રમાણે દ્વાદશાંગીમાંથી ઉદ્ધાર કરીને રચેલ છે. આચારાંગ સૂત્રના બને શ્રુતસ્કંધોની ભાષામાં તફાવત છે. આચારાંગથી સૂયગડાંગ સૂત્રની ભાષા જુદી છે. સૂયગડાંગથી પ્રશ્નવ્યાકરણની ભાષા કાંઇક અટપટી છે. અંગ કરતાં ઉપાંગોની ભાષા કાંઇ જુદા જ પ્રકારની છે. જો કે દરેકમાં માગધીના જેવી દેશભાષા છે, તોપણ તેમની સરળતા વગેરેમાં કેટલાક ભેદો છે. વળી મૂળસૂત્રોમાં શ્રી તીર્થંકર દેવોના ઉપદેશ ઉપરથી ગણધરોએ દ્વાદશાંગી રચી એમ અનેક ઠેકાણે પાઠ ચાલ્યા છે, પણ ચોરાશી રચી, પીસતાલીશી રચી કે બત્રીશી રચી એવા પાઠો દ્વાદશાંગી મૂળમાં કોઇપણ ઠેકાણે ચાલ્યા નથી. દ્વાદશાંગીમાંથી ઉદ્ધાર થઇને જ સર્વ વિદ્યમાન સૂત્રો રચાયાં છે, તોપણ મૂળ તો દ્વાદશાંગી જ છે. દ્વાદશાંગી સિવાયના સૂત્રો પરમપવિત્ર પ્રતિભાશાળી આચાર્યોએ રચેલ છે.

**સૂત્રોનો સંક્ષેપ ઇતિહાસ:**—શ્રી મહાવીર પ્રભુએ જે ઉપદેશ આપેલ હતો તે ઉપદેશનો અનંતમો ભાગ શ્રી ગૌતમાદિ ગણધરો માંડમાંડ સમજી શક્યા હતા; જે સમજ્યા હતા તેનો અનંતમો ભાગ ભવ્યજીવોના ઉપકારને અર્થે સૂત્રરૂપે—દ્વાદશાંગી રૂપે—ગુંથી શક્યા હતા, સૂત્રોની ગુંથણી ગણધરોને 'લબ્ધિ' રૂપે હતી. દ્વાદશાંગીના પદોની સંખ્યા એટલી બધી હતી કે તે લખી શકાય જ નહિ, પણ લબ્ધિરૂપે જીહ્વાગ્રે ઘણા કાળ સુધી તે વાત ચાલી હતી. જેમ જેમ દેશકાળ ફરતા ગયા તેમ તેમ પવિત્ર આચાર્યોને સૂત્રોની પરિપાટીમાં ફેરફાર કરવાની જરૂર જણાઇ, તેથી પ્રથમ ભદ્રબાહુસ્વામીએ સૂત્રોનો ઉદ્ધાર કર્યો તથા નિર્યુક્તિઓ રચી. સૂત્રોમાં માણસના નામો, ગામના નામો વગેરે દાખલ કરીને સૂત્રોની રચના ફરી રચાઇ આગળ, જતાં સ્કંદિલાચાર્યજી થયા, તેમને સૂત્રોની રચના ઘણી જ કઠિન લાગવાથી તેમણે ફરીથી દેશકાળને અનુસરીને સૂત્રોની સહેલી ભાષામાં રચના કરી. આ ફેરફારને માથુરીવાચના કહેવામાં આવે છે, ત્યાર પછી ઘણા દુષ્કાળો વગેરે આપત્તિઓ શાસન ઉપર આવી ગઇ, તેને પરિણામે પવિત્ર વિદ્યાનો લોપ થવા લાગ્યો. ચૌદપૂર્વો વગેરે નષ્ટ થઇ ગયાં, માત્ર એક પૂર્વમાં પણ દેશ ઉણું જ્ઞાન હતું જેમને, એવા શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ શ્રીમહાવીર પ્રભુના નિર્વાણ પછી ૯૮૦ વર્ષે થયા; તેમણે દેશકાળને અનુસરીને ઘણા સાધુઓને

બોલાવીને તેમની સાધુપરિષદ્ શ્રી વલ્લભીપુરપાટણ ( પાળા પાસે ) બનાવી. આ પરિષદ્ ૯૮૦ થી ૯૯૩ સુધી ચાલી અને તેમાં જે જે મહાત્માઓને જે જે સંસ્કારો યાદ હતા તે તે સંસ્કારોને સૂત્રોના આકારમાં લખાવી લીધા. જેમને જે સંસ્કારો યાદ હતા તે સંસ્કારો તથાપ્રકારના સૂત્રરૂપે પદ્ય તથા ગદ્યમા લખી લેવરાવ્યા. હાલમાં જે પીસતાલીસ અને તે ઉપરાંત સૂત્રો ઉપલબ્ધ થાય છે તે શ્રી મહાન્ ઉપકારી પ્રાતઃસ્મરણીય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને આભારી છે ૧૪૪૪ ગ્રંથના રચનાર શ્રી હરિભદ્રસુરિજી કે જેમણે દશ-વૈકાલિક સૂત્ર ઉપર ટીકા લખી છે તેઓ પણ સાધુપરિષદ્ ભરનાર શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમકાલિન હતા. પરિષદ્મા કેટલીક વાતો સૂત્રના નામથી લખાણી અને કેટલીક વાતો ગ્રંથના નામથી લખાણી. ગ્રંથ અને સૂત્રો માત્ર પર્યાય શબ્દો જ છે. આને માટે ભગવાન સૂત્રકાર ઉપદેશે છે કે '**सुअसुत्त गंथ सिद्धंत**' આત્મનિષ્ઠ અને તત્ત્વવેત્તા મહાત્મા સમીપેથી સાંભળ્યું તે શ્રુત, અર્થના સૂચનથી સૂત્ર, પ્રકીર્ણગ્રથનથી ગ્રંથ, સિદ્ધ એટલે પ્રમાણના પ્રતિષ્ઠિત અર્થના અંતસંવેદનને નિષ્ઠારૂપ લઇ જાય તે સિદ્ધાંત, આપ્તવચન તે આગમ, પ્રશસ્ત અથવા પ્રથમ જે વચન તે પ્રવચન, આચાર્યપરંપરાએ ચાલ્યું આવે છે માટે પણ આગમ કહેવાય છે. "**सुअसुत्तं गंथ सिद्धंत सासण आणत्ति वयण उवएसे पन्नवण आगमेअ एगट्ठा पज्जवासुत्ते**" શ્રુત, સૂત્ર, ગ્રંથ, સિદ્ધાંત, શાસન, આજ્ઞાપ્તિ, વચન, ઉપદેશ, પ્રજ્ઞાપના, આગમ, એ એકાર્થ પર્યાય શબ્દો છે. આ ઉપરથી સમજાય છે કે, વલ્લભીપુર સાધુપરિષદ્માં લખાયલા સૂત્રો અને ગ્રંથો બંને પરમ પવિત્ર અને પરમ માનનીય છે. વર્તમાન સમયમાં જે સૂત્રો દેખાય છે તે તો સમુદ્રમાં બિંદુ જેટલા જ અવશેષ રહેલા છે. અસલ તો આચારાંગ સૂત્રમાં અઢારહજાર પદ હતા. એક પદમાં પંદર કરોડ શ્લોકો હોય છે. આ હિસાબે આચારાંગ સૂત્રમાં ૧૮૦૦૦×૧૫૦૦૦૦૦૦૦૦૦=૨૭૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ આટલા શ્લોકો જોઇએ પછી ઠામ બમણા શ્લોકો આચારાંગ પછીના સૂયગડાંગાદિમાં જોઇએ. હાલમાં આચારાંગ સૂત્રમાં તો માત્ર ૨૫૦૦ પચીસેં જ શ્લોક અવશેષ રહ્યા છે. સૂત્રોની આવી સ્થિતિ છતાં જે યાદ હતું તે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે જાણે હાલનાં સૂત્રો કેમ પુરેપુરાં હોય એવી રીતે ઉપકાર અર્થે રચી કાઢેલ છે. ઉપાસક દશાંગ

માંથી તો બીજાની પેઠે ઘણુંજ વિચ્છેદ ગયું છે, છતાં બીજા સૂત્રોની પેઠે જ આ સૂત્ર જાણે કેમ પુરેપુરૂં હયાત હોય એવી રચના દેખાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે શ્રી કૃપાળુ દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણે હાલના સૂત્રોની રચના અસલના સૂત્રોની રચનાની માફક જાણે સૂત્રો કેમ પુરેપુરાં હોય એમ બતાવવા પ્રયાસ કર્યો છે; અને તેમાં શુભ હેતુ એ છે કે, ખંડિત પુસ્તકો વાંચવાથી સામાન્ય જીવોને આનંદ આવતો નથી માટે ખંડિત સૂત્રોને શ્રી પ્રાતઃસ્મરણીય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે અખંડિત જેવાં રચેલ છે. હાલના તમામ સૂત્રો એકઠાં કરીએ તો પણ મૂળ સૂત્રના એક પદના, એટલે ગૌતમાદિ ગણધરોએ જે સૂત્રો રચ્યાં હતા તે મૂળ સૂત્રના એક પદના, એક લક્ષાંશ ભાગ જેટલાં પણ નથી. આવી સ્થિતિ છતા પણ હાલ જે સૂત્રો હયાતી ધરાવે છે તે સૂત્રો ખરેખર ઘણાં જ ઉપકારક છે, અને એ ઉપકાર શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને આભારી છે, હાલના સૂત્રામા શ્રીગૌતમાદિ ગણધરોના જ વિચારો છે. આ સૂત્રોમાં આચાર્યોએ પ્રભુની વાણીના યાદ રહેલા સંસ્કારોનો જ સંગ્રહ કરેલો છે. હાલ જે સૂત્રસંગ્રહ છે તેટલું સમજાય તો પણ કામ થઇ જાય તેવું છે. પ્રશ્નવ્યાકરણમા મંત્ર વગેરે વિદ્યા હતી તેને બદલે હાલ પાંચ આશ્રવ અને સંવર છે તે કાલક્રમનું પરિણામ છે. હાલના સર્વ સૂત્રો મૂળ સૂત્રના અવશેષ રહેલા સંસ્કાર જ છે. પણ તે પરમપવિત્ર અને મનનીય તથા અનુકરણીય છે.

શ્રી અભયદેવસૂરિ વિક્રમ સંવત્ ૧૧૨૦ માં થયા, તેમણે નવાંગી સંસ્કૃત ટીકા લખી છે. મલયગિરિજી તથા શિલગાચાર્યજી વગેરે પણ અપૂર્વ ટીકાકારો થઇ ગયા છે. હાલમાં જે સૂત્રો વિદ્યમાન છે તે નિર્યુક્તિ, ટીકા, ભાષ્ય, ચૂર્ણિ વગેરે સહિત વાંચવાથી જ મૂળ સૂત્રનો સત્ય આશય સમજી શકાય તેવું છે. પૂર્વાચાર્યોએ બહુ બહુ વિચાર કરીને જ પંચાંગીવાણી રચેલ છે. જે આચાર્યને ઓછામાં ઓછું દશ પૂર્વનું જ્ઞાન હોય તે શ્રુત કેવલી ગણાય અને તેનું વચન પ્રમાણ ગણાય. દશ પૂર્વથી ઓછા જ્ઞાન વાળાનું જ્ઞાન સર્વથા પ્રમાણ ગણાય નહિ; કારણ કે શ્રુતિ કેવલી સિવાયના માણસો વખતે ભૂલ પણ ખાઇ જાય તો ના કહેવાય નહિ. છદ્મસ્થોની નજરે જોયેલી વાત પણ ઘણી વખત જુઠી પડે છે. ત્યારે કાને સાંભળેલી વાત કદાચ જુઠી પડી જાય તો તેમાં નવાઇ જેવું

નથી, આવી જૈન ધર્મની પરિપાટી છે અને તે ખાસ મનન કરવા જોગ છે. શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણને એક પૂર્વમાં પણ દેશે ઉણું જ્ઞાન હતું, છતાં પણ એમણે ભવ્ય જીવોના ઉપકારને અર્થે જે પ્રયાસ સેવીને સૂત્રો પુસ્તકારૂઢ કરાવ્યાં છે તે શુભ પ્રયાસ માટે શ્રી જૈન શ્વેતાંબર સંપ્રદાય સદાને માટે તે મહાત્માના ઉપકાર તળે દબાયલી રહેશે જ. હાલમાં લગભગ ચોરાશીએ આગમો જુદા જુદા ભંડારો-માંથી મેળવી શકાય છે. એ, ભંડાર મંડાવનાર શ્રી તપગચ્છાધિપતિ-ઓને આભારી છે. બીજા ગચ્છોનો પણ આભાર છે ખરો

**જૈન સૂત્રોની યાદી:**—ઉત્કાલિક સૂત્રો એટલે ૩૨ અસઝાય ટાળીને જ વાંચી શકાય તેવાં સૂત્રો નીચે પ્રમાણે છે—

(૧)દશવૈકાલિક—આમા સાધુના આચારોનું વર્ણન છે.(૨)કપ્પિ-યા કપ્પિય—આમાં થીવરના આચારની હકીકત છે. (૩) ચુલકલ્પ-સૂત્ર—આમાં થીવરના આચારની હકીકત છે. (૪) મહાકલ્પસૂત્ર—આમાં ચોવીશ તીર્થંકરોનો સવિસ્તર આચાર છે. (૫) ઉવવાઇ—આમાં દેવ, નારક, સિદ્ધ, ગમન, ઉપજવું—ની હકીકત છે. (૬)રાયપ્પસેણી—સૂર્યાભદેવ તથા પ્રદેશી રાજાની હકીકત છે. (૭) જીવાભિગમ—આમાં જીવ અજીવનો વિચાર છે. (૮) પન્નવણા—આમાં જીવ અજીવની પરૂ-પણા છે. (૯) મહાપન્નવણા—આમા જીવ અજીવની વિશેષ પરૂપણા છે.(૧૦)પમ્માયપ્પમાય—આમાં પ્રમાદના ફળનો વિચાર છે.(૧૧) નંદી—આમા પાંચ પ્રકારના જ્ઞાનની હકીકત છે.(૧૨) અનુયોગદ્વાર—આમાં નય નિક્ષેપા, સાત સ્વર, આઠ વિભક્તિ, રસ વગેરેની હકીકત છે.(૧૩) દેવેંદ્રસ્તવ—આમાં દેવતા ઇન્દ્ર વગેરેનુ વર્ણન છે. (૧૪) તંદુલવેયા લીય—આમાં જીવની ગર્ભમાં ઉત્પત્તિ, તેની સ્થિતિ વગેરેનુ વર્ણન છે. (૧૫) ચંદાવિજય—આમા ચંદ્રમાનું ચાલવુ (૧૬) સૂર્યપન્નતિ—આમાં સૂર્યનુ ચાલવુ(૧૭) પોરસીમંડલ—આમાં હસ્તવિહસ્તે કરીને પોરસીના માપનુ વર્ણન છે. (૧૮) મંડલ પ્રવેશ—આમાં સૂર્યચંદ્રના માંડલાનું ચાલવું છે. (૧૯) વિદ્યાચારણ વિણિછીઇ—આમાં વિદ્યાચારણની લબ્ધિ-નુ વર્ણન છે (૨૦) ગણિ વિદ્યા—આમા જ્યોતિષ વિષય છે.(૨૧)ધ્યાન વિભત્તિ—આમા ધ્યાનનું વિવરણ છે. (૨૨) મરણ વિભત્તિ— આમાં સત્તર પ્રકારના મરણનો અધિકાર છે. (૨૩) આતમવિસોહી—આમાં આચારને વિશુદ્ધ કરવાના ઉપાય-પ્રાયશ્ચિતના ભેદ છે. (૨૪) વીતરાગ સૂય—આમાં સરાગીથી વીતરાગી થવાનો અધિકાર છે. (૨૫) સલેહણા

સૂત્ર—આમાં સંલેખણાનો અધિકાર છે. (૨૬) વિહારકપ્પો—આમાં વિહારના ભેદનું વર્ણન છે. (૨૭) ચરણવિસોહી—આમાં ચારિત્ર મહાવ્રતનો અધિકાર છે. (૨૮) આઉરપચ્ચખાણ—આમાં દિનદિન પ્રતિ પચ્ચખાણ કરવાનો વિધિ છે. (૨૯) મહાપચ્ચખાણ-આમાં મોટા પચ્ચખાણનો વિધિ છે. (૩૦) દૃષ્ટિવાદ-એમાં ચૌદપૂર્વોની હકીકત છે. આને કેટલાક ઉત્કાલિકમાં ગણે છે અને કેટલાક નથી ગણતા. નંદીસૂત્રમાં નામ નથી. (૩૧)વિણ્હિયસ્સ. (૩૨)ચરણવિસોહી (૩૩) આયવિભતિ.

કાલિકસૂત્રો—દિવસ અથવા રાત્રિના પહેલા અને ચોથા પહોરમાં ભણી શકાય. આમાં નીચે પ્રમાણે સૂત્રો આવી શકે છે.—

૧ ઉત્તરાધ્યયનજી—આમાં વિનયાદિ ૩૭ અધ્યયન છે અને તેમાં મૃગાપુત્ર, નમિરાજ, કેશી-ગૌતમસંવાદ વગેરે ઉત્તમ હકીકત છે. ૨ દશાકલ્પ. ૩ વ્યવહાર—આમાં આલોયણારૂપ વ્યવહાર છે. ૪ નિશીથ—આમા પ્રાયશ્ચિતનુ સ્વરૂપ છે. ૫ મહાનિશીથ—આમાં પ્રાયશ્ચિતનું સ્વરૂપ છે. ૬ ઋષિભાષિત. ૭ જંબુદ્વિપપન્નતિ. ૮ દ્વીપ સાગર પન્નતિ. ૯ ચંદ્રપન્નતિ. ૧૦ ખુડીયાવિમાન વિભત્તિ—આમા વિમાનોની પક્તિ વિષે હકીકત છે. ૧૧ મહાલીયા વિમાન વિભતિ—આમાં વડા વિમાનિક દેવોની હકીકત છે. ૧૨ અંગચૂલિયા—આ અંગોની ચૂલિકા છે. ૧૩ વગ્ગચૂલિયા—આમાં અંતગડાદિ વર્ગની ચૂલિકા છે. ૧૪ વિવાહ ચૂલિયા—ભગવતીની ચૂલિકા. ૧૫ અરૂણોવવાઇ—અરૂણદેવતા પ્રગટ કરવાની હકીકત છે. ૧૬ વરૂણોવવાઇ—વરૂણદેવતા પ્રગટ કરવાની હકીકત છે. ૧૭ ગુરૂલોવવાઇ—અરૂણોવવાઇ તથા વરૂણોવવાઇની પેઠે આ સૂત્રનું પણ એકાગ્રપણે પઠન પાઠન કરવાથી વ્યંતર દેવતા પ્રગટ થાય છે. ૧૮ ધરણોવવાઇ—આનું પઠન કરવાથી ધરણ નામે દેવ પ્રત્યક્ષ થાય છે. ૧૯ વેસમણોવવાઇ—આનું પઠન કરવાથી વૈશ્રમણ નામે દેવ પ્રગટ થાય છે. ૨૦ વેલંધરોવવાઇ—આનું પઠનપાઠન કરવાથી વેલંધર દેવતા પ્રગટે છે. ૨૧ દેવિંદોવવાઇ—આના પઠનથી દેવેન્દ્ર દેવતા આવે છે. ૨૨ ઉઠ્ઠાણસુયે—જે ગ્રામ ઉપર છ્યો રાખી આ ભણે તે ગ્રામ આકુલવ્યાકુલ થાય. ૨૩ સમુઠ્ઠાણસુયે—સૌમ્યદષ્ટિ રાખી ભણે તો ગામલોક સુખી થાય. ૨૪ નાગપરિયાવલિયાઓ—આનું પઠન કરવાથી નાગકુમાર દેવતા પ્રગટ થાય છે. ૨૫ નિરયાવલિયાઓ. ૨૬ કપ્પિયાઓ.

૨૭ કપ્પવડીંસિયાઓ— કલ્પવિમાનને વિષે ઉપજ્યા તેનો અધિકાર છે. ૨૮ પુપ્ફચુલિઆઓ. ૨૯ વન્હીદશાઓ. ૩૦ પુપ્ફીઆઓ. એ ૩૦ અને તેમાં ૧૧ અંગો ઉમેરતાં ૪૧ થાય છે. ૪૨ વિન્હયાણું. ૪૩ દ્વીપસાગર પન્નતિ જે ઉપર આવી ગઇ છે તેના દ્વીપપન્નતિ અને સાગરપન્નતિ એમ બે સૂત્રો કરવાથી એક સંખ્યા વધશે.

**બીજાં કાલિક સૂત્રો**—(૧) આશિવિષ સર્પ વિચારણા સૂચક 'આશિવિષ ભાવ જાણુ (૨) દિઠ્ઠિવિષ ભાવજાણું—દૃષ્ટિવિષ સર્પોની વિચારણા સુચક, (૩) ચરણભાવણાણું-વિદ્યાચારણ જંઘાચારણ શ્રમણની ભાવના વિચાર સૂચક, (૪) મહાસુપીણી ભાવણાણું-ચૌદ સ્વપ્નની ભાવના વિચાર, (૫) તેયગ્ગિ નિસગાણું-તેજસ અગ્નિનો નિસર્ગભાવ, (૬) કપ્પીયા કપ્પીયાણુ, (૭) સમણભાવણાણું. ૩૩+૪૩+૭=૮૩+૧ આવશ્યક સૂત્ર ગમે ત્યારે ભણાય છે. = બધા મળીને ૮૪ સૂત્રો થાય છે.

બીજી હકીકત એ જાણવા જેવી છે કે, ખુડખુડાગ વિમાન વિભક્તિના પહેલા વર્ગમાં ૩૭ અધ્યયન છે. બીજો વર્ગ ૩૮ અધ્યયનનો છે અને ત્રીજો વર્ગ ૪૦ અધ્યયનનો છે મહાલિયા વિમાન વિભક્તિનો પહેલો વર્ગ ૪૧ અધ્યયનનો, બીજો ૪૨ અધ્યયનનો, ત્રીજો ૪૩ અધ્યયનનો, ચોથો ૪૪ અધ્યયનનો અને પાંચમો વર્ગ ૪૫ અધ્યયનનો છે. ઋષિભાષિતમાં ૪૪ અધ્યયન છે. વીર્યપ્રવાદ અધ્યયનના ૭૧ પાહુડા છે.

**દ્વાદશાંગી**—આમા આચારાગ, સુયગડાંગ, ઠાણુંગ, સમવાયાંગ, ભગવતીજી, જ્ઞાતા, ઉપાસકદસાંગ, અંતકૃતદસાંગ, અનુત્તરોવવાઇ, પ્રશ્નવ્યાકરણ, વિપાક અને દૃષ્ટિવાદનો સમાવેશ થાય છે.

**દ્વાદશાંગીની હકીકત આ પ્રમાણે છે.**

**૧ આચારાંગ સૂત્ર**—આમા સાધુના આચારની હકીકત છે. તેનાં કુલ ૧૮૦૦૦ પદ અને બે શ્રુતસ્કંધ ગણાય છે. પહેલા શ્રુત સ્કંધના ૯ અધ્યયન અને બીજા શ્રુત સ્કંધના ૧૬ અધ્યયન મળી કુલ ૨૫ અધ્યયન છે. શ્રી સમવાયાંગ સૂત્રના ૨૫ મા સમવાયમાં આચારાંગની જે નોંધ કરી છે તેની સાથે સરખાવતાં શ્રી સમવાયાંગ સૂત્રમા તો આચારાંગના પહેલા શ્રુતસ્કંધના અધ્યયનો ગણાવતાં ૭ મુ મોક્ષ, ૮ મુ ઉપધાન અને ૯ મુ મહાપરિજ્ઞા ગણાવેલ છે, પણ હાલમાં જે આચારાંગ સૂત્રની પ્રતિ ચાલે છે તેમાં ૭ મું

મહાપરિજ્ઞા, ૮ મું મોક્ષ અને ૯ મું ઉપધાન અધ્યયન છે. તેમજ આચારાંગની બીજા શ્રુતસ્કંધની નોંધ, સમવાયાંગમાં એવી છે કે ૮ થી ૧૪ શાતાસાતક્રિયા, ૧૫ મું ભાવના, ૧૬ મું વિમુક્તિ અધ્યયન છે, પણ હાલમાં તો ૮ મું સ્થાનનું અને ૯ થી ૧૪ સુધી ૭ ક્રિયાનાં અધ્યયનો છે. આ ઉપરથી સમજાય છે કે પૂર્વાચાર્યોએ કોઇ શુભ આશયથી તે અધ્યયનો આગળ પાછળ ફેરવી નાંખેલાં હશે. શ્રી આચારાંગ સૂત્રમાં અસલ ૧૮૦૦૦ પદ હતાં પણ હાલમાં માત્ર ૨૫૦૦ શ્લોક જ રહી ગયા છે અને બાકીનું વિચ્છેદ ગયું, જેથી તેમાં શ્રી વીતરાગદેવના શું વિચારો હતા તે હાલ કોઇ ઘણે ભાગે જાણી શકતું નથી. શ્રી નંદી સૂત્રમાં આચારાંગ સૂત્ર માટે એવી નોંધ છે કે તેના પહેલા શ્રુતસ્કંધના ૮ અધ્યયનના ૪૪ ઉદ્દેશા અને ૯ મા અધ્યયનના ૧૬ ઉદ્દેશા મળી કુલ ૬૦ ઉદ્દેશા. એ સાઠ ઉદ્દેશા હાલમાં નથી, પણ ઓછા છે. બીજા શ્રુતસ્કંધના ૧૬ અધ્ય-યનના ૨૫ ઉદ્દેશા છે. અક્ષર સંખ્યાતા છે, ગમા અનંતા છે, પર્યવ અનંતા છે. ભાવ–અસંખ્યાતા ત્રસ અને અનંતા સ્થાવરના ધર્મા-સ્તિકાયાદિકે કરી સાશ્વતા.

(૨) સૂયગડાંગ સૂત્ર—આ સૂત્રના અસલ તો ૩૬૦૦૦ પદ હતાં અને ૨૩ અધ્યયન હતાં. હાલમાં માત્ર ૨૧૦૦ શ્લોક જ રહ્યા છે, બાકીના વિચારો વિચ્છેદ ગયા છે. આમાં પહેલા શ્રુતસ્કંધમાં ૧૬ અધ્યયન છે અને તેમા ૩૬૩ પાખંડીઓનું સ્વરૂપ, શ્રી ઋષભદેવજીનો તેમના ૯૮ પુત્રો પ્રતિ ઉપદેશ અને સાધુ આચાર વગેરે હકીકત છે. બીજા શ્રુતસ્કંધના ૭ અધ્યયન છે તેમાં આર્દ્રકુમાર, ગોશાલો, ઉદક-પેઢાલ વગેરેની ચર્ચા છે. ટીકાકાર એવો અર્થ કરે છે કે 'सूत्रार्थो सूचनात् सूत्रं सूत्रेण कृतं सूत्रकृत सूत्कृयते सूयगडेणं.'

(૩) ઠાણાંગસૂત્ર'—આમાં જીવાજીવના વિસ્તારથી ભાંગા કહેલા છે. આનો એક જ શ્રુતસ્કંધ છે અને તેના ૧૦ ઉદ્દેશા છે. એમાં પહેલા ઉદ્દેશામાં એકેક વસ્તુ કઇ કઇ છે તે ગણાવ્યું છે, બીજામાં બબ્બે, એમ દશમા ઉદ્દેશામાં દશદશ વસ્તુ ગણાવી છે. આ સૂત્રમાં અસલ તો ૭૨૦૦૦ પદ હતાં પણ હાલ તો માત્ર ૩૭૭૦ શ્લોક જ બાકી રહ્યા છે. શ્રી નંદી સૂત્રમાં લખ્યું છે કે ઠાણાંગજીના ૧૦ અધ્યયન અને ૨૧ ઉદ્દેશા છે.

(૪) સમવાયાંગ સૂત્ર—આમાં એક જ શ્રુતસ્કંધ છે અને તેમાં એકથી માંડીને અનંતા બોલ સુધીની હકીકત છે. આમાં અસલ તો

૧૪૪૦૦૦ પદ હતાં, પણ હાલ તો માત્ર ૧૬૬૭ શ્લોક બાકી રહ્યા છે. સમસ્ત પદાર્થ આમાં ઉતાર્યા માટે સમવાય સૂત્ર કહેવાય છે.

**(૫) વિવાહપન્નત્તિ:**—આમાં ૧૪૧ શતક અને ૧૦૦૦ ઉદ્દેશા છે. અને તેમાં ગૌતમ સ્વામીએ પૂછેલા ભિન્ન ભિન્ન ૩૬૦૦૦ પ્રશ્નો છે. આમા સૂક્ષ્મ ભંગજાળ, જીવવિચાર, લબ્ધિવિચાર ઉપરાંત ગૌતમ સ્વામી, ખંધક સ્વામી, ઋષભદત્તજી, સુદર્શન શેઠ, શિવરાજ ઋષિ, જમાલી, ગંગદત્તજી, આનંદ, દેવાનંદા, સુદર્શન, સંખ, પોખલી, કાર્તિક શેઠ, રેવતી, સુલસા, તામલી, ગોશાળો, વગેરેને લગતી હકીકત સવિસ્તર આપેલી છે. શ્રી ભગવતી સૂત્રમાટે નંદી સૂત્રમાં એવું કથન છે કે, તેના ૧૪૧ શતક, એંશી હજાર ઉદ્દેશા અને ૨૮૮ હજાર પદો છે ! સમવાયાંગમાં એવી હકીકત છે કે, ભગવતી સૂત્રના ૧૦૧ અધ્યયન અને દશ હજાર ઉદ્દેશા છે, ચોરાશી હજાર પદ છે. આ તફાવતને બાજૂપર મૂકતાં જણાય છે કે, પ્રથમ ૨૮૮૦૦૦ પદ હતાં, પણ હાલમા માત્ર ૧૫૭૫૨ શ્લોક જ બાકી રહ્યા છે. શ્રી વિવાહપન્નત્તિનું બીજું નામ ભગવતી સૂત્ર છે. ટીકાકાર એનો અર્થ કરે છે કે ' व्याख्यायन्ते अर्था यस्यां सा व्याख्या–विवाह ' ।

**(૬) જ્ઞાતાસૂત્ર:**—એના બે શ્રુતસ્કંધ છે. પહેલા શ્રુતસ્કંધના ૧૯ અધ્યાય છે; તેમાં ૧ મેઘકુમાર, ૨ ધના શેઠ, ૩ મોરનાં ઇંડાં, ૪ કાચબો, ૫ શેલકાચાર્ય, ૬ તુંબો, ૭ રોહીણી, ૮ મલ્લી, ૯ માકંદી, ૧૦ ચંદ્રમા, ૧૧ દાવદવનામા વૃક્ષ, ૧૨ સુબુદ્ધિ મંત્રી, ૧૩ નંદ મણીઆર, ૧૪ તેતલી પુત્ર, ૧૫ નંદી ફલ, ૧૬ અમરકંકા–દ્રૌપદી, ૧૭ આકીર્ણ ઘોડો, ૧૮ શેઠ પુત્રી, ૧૯ પુંડરિક–કુંડરિક, એ ઓગણીશ અધ્યયનો સમવાયાંગના ઓગણીસમા સમવાય પ્રમાણે આપેલાં છે તે હાલના જ્ઞાતા સૂત્ર સાથે અનુક્રમ વગર મેળવી શકાય છે. હાલના જ્ઞાતા સૂત્ર અને સમવાયાંગ તથા નંદીમાં આપેલી જ્ઞાતાજીની હકીકતમાં ફેર પડવાનું કારણ પાછળથી ઘણુ વિચ્છેદ ગયુ તે મુખ્યત્વે છે. જ્યારે નંદી અને સમવાયાંગ લખાયાં ત્યારે જ્ઞાતામાં ૧૯ અધ્યયન તથા ૧૦ કથા વર્ગ ઉપર અમુક કરોડ આખ્યાયિકાઓ હતી. હાલમા ૧૯ અધ્યયન તથા ૧૦ કથાવર્ગ છે. શ્રી જ્ઞાતાજીના બીજા શ્રુતસ્કંધમાં ૨૦૬ અધ્યાયમાં શ્રી પાર્શ્વનાથજી પ્રભુજી ૨૦૬ પાસત્થી ( શિથિલ ) સાધ્વીઓની કથા છે. અસલ તો શ્રી જ્ઞાતાજીમાં ૫૭૬૦૦૦ પદો હતાં, પણ હાલમાં તેમાંથી લગભગ ૫૫૦૦ શ્લોકો અવશેષ રહેલા જણાય છે. ટીકાકાર જ્ઞાતાધર્મકથાનો અર્થ એવો કરે છે કે

'ज्ञातानि उदाहरणानि तत्प्रधाना धर्मकथा ज्ञाताधर्मकथा.' શ્રી નંદીસૂત્રમાં જ્ઞાતાજી માટે નોંધ કરતાં જણાવે છે કે પહેલા ૧૦ અધ્યયનમાં આખ્યાયિકા નથી, પાછલા નવ અધ્યયનમાં આખ્યાયિકા છે. બીજા શ્રુતસ્કંધમાં ધર્મકથાના ૧૦ વર્ગ છે. એકેક વર્ગમાં પાંચસો પાંચસો આખ્યાયિકાઓ, દશ વર્ગે ૫૦૦૦ આખ્યાયિકાઓ. એકેક અધ્યયનમાં ૫૪૦ આખ્યાયિકાઓ, ૯ અધ્યયનમાં ૪૮૬૦ આખ્યાયિકા. એકેક આખ્યાયિકા ઉપર ૫૦૦ ઉપઆખ્યાયિકા, એ પ્રમાણે ૫૦૦૦ આખ્યાયિકા ઉપર ૨૫૦૦૦૦૦ પચીસ લાખ ઉપાખ્યાયિકા થઇ.બાકીના અધ્યયનની ૪૮૬૦ આખ્યાયિકા ઉપર ૨૪૩૦૦૦૦ ઉપાખ્યાયિકા. આખ્યાયિકા એટલે કથા, ઉપાખ્યાયિકા એટલે કથા ઉપર કથા, ઉપોપાખ્યાયિકા એટલે કથા ઉપર કથા ઉપર કથા. એકેક ઉપાખ્યાયિકા ઉપર ઉપોપાખ્યાયિકા ૫૦૦ પાંચસો. પ્રથમની ૨૫૦૦૦૦૦ ઉપાખ્યાયિકા ઉપર ૧૨૫૦૦૦૦૦૦૦ એક અબજ અને ૨૫ કરોડ ઉપોપાખ્યાયિકા થઇ. બાકીની ૨૪૩૦૦૦૦ ઉપાખ્યાયિકા ઉપર ઉપોપાખ્યાયિકા ૧૨૧૫૦૦૦૦૦૦ એકસો સાડી એકવીશ કરોડ ઉપોપાખ્યાયિકા થઇ. *

(૭) ઉપાશકદશાંગસૂત્ર—આનો એક જ શ્રુતસ્કંધ છે. એમાં શ્રી મહાવીર પ્રભુના દશ શ્રાવકોનો અધિકાર છે. અસલ તો આમાં ૧૧૫૨૦૦૦ પદો હતા, પણ હાલમાં તો માત્ર ૮૧૨ શ્લોકો બાકી રહેલા જણાય છે. ૧ આનંદશ્રાવક તેમને ૧૨ કરોડ સોનામહોરો અને ૪૦૦૦૦ ગાયો હતી; ૨ કામદેવ શ્રાવક—તેમને ૧૮ કરોડ સોનામહોરો અને ૬૦૦૦૦ ગાયો હતી, ૩ ચુલણી પિતા—તેમને ૨૪ કરોડ સોનામહોરો અને ૮૦૦૦૦ ગાયો હતી; ૪ સુરદેવ-તેમને ૧૮ કરોડ સોનામહોરો અને ૬૦૦૦૦ ગાયો હતી; ૫ ચુલ્લશતક—તેમને ૧૮ કરોડ સોનામહોરો અને ૬૦૦૦૦ ગાયો હતી; ૬ કુંડકોલિક—તેમને ૧૮ કરોડ સોનામહોરો અને ૬૦૦૦૦ ગાયો હતી; ૭ સકડાળપુત્ર-તેમને ૩ કરોડ સોના મહોરોઅને ૧૦૦૦૦ ગાયો હતી; ૮ મહાશતકજી-તેમને ૨૪ કરોડ સોનામહોરો અને ૮૦૦૦૦ ગાયો હતી; ૯ નંદિનીપિતા—તેમને ૧૨ કરોડ સોના-

* આખા લેખમાં જ્યાં જ્યાં આંકડાની ગણત્રી આવે છે તે બરા-બર તપાસવાનું, અને 'અધ્યાત્મ'ના નામથી લોકોને ચકીત કરનારા વિદ્વા-નોની સચ્ચાઇનો ખ્યાલ કરવાનું કામ બુદ્ધિશાળીઓને સોંપી અત્યારે તો હું ચુપ રહીશ. ના. મો. શાહ.

મ્હોરો અને ૪૦૦૦૦ ગાયો હતી; ૧૦ તેતલીપિતા–તેમને ૧૯ ક્રોડ સોનામહોરો અને ૪૦૦૦૦ ગાયો હતી. શ્રી સ્થાનાંગસૂત્રના દશમા ઠાણામાં ઉપાસકદશાંગની નોંધમાં દશમા શ્રાવક તેતલી પિતાને બદલે શાલિકાપુત્ર દર્શાવેલ છે. શ્રી ટીકાકાર ઉપાસકદશાનો અર્થ એવો કરે છે કે 'उपासकाः श्रावकाः तद्गत क्रियाकलाप-प्रतिबद्धादशा दश अध्ययन उपलक्षिता उपासकदशा.'

(૮) અંતગડદશા સૂત્ર—આ અંતકૃતદશાસૂત્રમાં અસલ તો ૨૩૦૪૦૦૦ તેવીસ લાખ અને ચારહજાર પદો હતાં અને હાલમાં તો માત્ર ૯૦૦ નવસેં શ્લોક પ્રમાણ અવશેષ રહેલ છે, બાકીનો ભાગ વિચ્છેદ ગએલ છે. હાલમાં જે અંતગડજીના નામથી ચાલે છે, તેમાં તો એક શ્રુતસ્કંધ છે, તેના ૮ વર્ગના ૯૦ અધ્યયન છે. પહેલા વર્ગના દશ અધ્યયનમાં શ્રી અંધકવિષ્ણુના ૧૦ પુત્રોનો અધિકાર છે, બીજા વર્ગના આઠ અધ્યયનમાં વાસુદેવજી વગેરે આઠનો અધિકાર છે, ત્રીજા વર્ગના તેર અધ્યયનમાં ગજસુકુમાર વગેરે આઠ પુત્રો, પાંચ વસુદેવજીના પુત્રો, મળી તેરનો અધિકાર છે, ચોથા વર્ગના દશ અધ્યયન છે તેમાં શ્રી વાસુદેવજીના મયાલિ વગેરે પાંચ પુત્રો, સાંબ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સત્યનેમિ, દ્રઢનેમિ, એમનો અધિકાર છે. પાંચમા વર્ગના દશ અધ્યયનમાં શ્રી કૃષ્ણ ભગવાનની લક્ષ્મીજી વગેરે આઠ પટ્ટરાણીઓ કે જેઓ શત્રુંજય તીર્થ ઉપર મોક્ષે ગઇ છે તેમનો તથા જંબૂ કુમારની મુલશ્રી તથા મૂલદત્તા રાણીઓનો અધિકાર છે. છઠ્ઠા વર્ગના સોળ અધ્યયન છે તેમાં તેર ગાથાપતિઓ, અર્જુનમાળી, અતિમુક્તકુમાર, અને અલખ રાજાનો અધિકાર છે. સાતમા વર્ગના તેર અધ્યયનમા શ્રેણિક રાજાની નંદા પ્રમુખ તેર રાણીઓના અધિકાર છે. આઠમા વર્ગના દશ અધ્યયન છે, તેમાં શ્રેણિક રાજાની કાલી રાણી વગેરે દશ રાણીઓએ રત્નાવળી, કનકાવલી, લઘુસિંહક્રિડિત, વૃદ્ધસિંહક્રિડિત વગેરે દશ પ્રકારનાં તપ કર્યાની હકીકત છે. આ સૂત્રમાં લખેલા ૯૦ જીવો તેજ ભવે મોક્ષ ગએલા છે. સંસારનો અંત કર્યો એવા જીવોનો આમાં અધિકાર છે. આ સૂત્ર માટે શ્રી નંદીસૂત્રમા એવી નોંધ છે કે આના આઠ વર્ગ, આઠ ઉદ્દેશા અને આઠ સમુદ્દેશા છે. શ્રી સમવાયાંગમાં તો હાલમાં જે સૂત્ર પ્રચલિત છે તેથી તથા શ્રી નંદીથી પણ કંઇક જુદીજ નોંધ નીકળે છે. શ્રી સમવા-

વાંગમાં એવી નોંધ છે કે અંતગડજીના ૧૦ અધ્યયન, ૭ વર્ગ, ૧૦ ઉદ્દેશા, ૧૦ સમુદ્દેશા. વળી શ્રી ઠાણાંગ સૂત્રના દશમા ઠાણામાં તો અંતગડજી માટે એવી નોંધ છે કે તેનાં દશ અધ્યયન તે ૧ નમી, ૨ માતંગ, ૩ સોમીલ, ૪ રામગુપ્ત, ૫ સુદર્શન, ૬ જમાલી, ૭ ભગાલી, ૮ કિંકર્મપલ્લીતિ, ૯ ફાલિત, ૧૦ અંડિતપુત્ર. વિચાર કરતાં જણાય છે કે હાલના ૯૦ અધ્યયનમાં આ દશ અધ્યયનો સમૂળાંજ નથી. શ્રી ઠાણાંગજીના દશ અધ્યયનોની વાત સમવાયાંગ સાથે મળતી આવે છે પણ નંદી તથા હાલમાં ચાલતા અંતગડની સાથે મળતી આવતી નથી, જેથી એમ સમજાય છે કે વિચ્છેદ ગયા પછી બાકીનો ભાગ કોઇ શુભાશયથી હાલ છે તે પ્રમાણે પૂર્વાચાર્યોએ જોડવેલ હશે.

(૯) અનુત્તરોવવાઇ—હાલમાં આ સૂત્રના ત્રણ વર્ગ છે. પહેલા વર્ગના જે દશ અધ્યયન છે તે તથા બીજા વર્ગના ૧૩ અધ્યયન છે, તે મળીને, ૨૩ અધ્યયનમાં શ્રી શ્રેણિક રાજાના ત્રેવીશ પુત્રોનો અધિકાર છે, ત્રીજા વર્ગના દશ અધ્યયનમાં ધનાશાહ પ્રમુખ દશ જીવોનો અધિકાર છે. કુલ તેત્રીશ અધ્યયનના તેત્રીશ જીવો મહા તપના પ્રતાપથી અનુત્તર વિમાનમાં ગયાની હકીકત છે. શ્રી ટીકાકાર અનુત્તરોવવાઇનો એવો અર્થ કરે છે કે 'अनुत्तरोपपातिकाः वक्तव्यता प्रतिबद्धा तेषां अनुत्तरोपपातिक दशा.' અસલતો આ સૂત્રના ૪૬૦૮૦૦૦ પદો હતા, પણ હાલમાં માત્ર ૨૯૨ શ્લોક જેટલું જ લખાણ અવશેષ રહેલું છે. શ્રી નંદીસૂત્રમાં નોંધ છે કે અનુત્તરોવવાઇના ત્રણ વર્ગ અને ત્રણ ઉદ્દેશા છે, પણ શ્રી સમવાયાંગમાં એવી નોંધ નીકળે છે કે અનુત્તરોવવાઇ સૂત્રના ૧૦ અધ્યયન, ૩ વર્ગ અને ૧૦ ઉદ્દેશા સમુદ્દેશા છે. ઠાણાંગ સૂત્રના દશમા ઠાણામાં તો શ્રી અનુત્તરોવવાઇના દશ અધ્યયનોના નામ પણ આ પ્રમાણે ગણાવ્યાં છે–૧ ઋષિદાસ, ૨ ધન્ના, ૩ સુનક્ષત્ર, ૪ કાર્તિક, ૫ સંસ્થાન, ૬ શાલિભદ્ર, ૭ આણંદ, ૮ તેતલી, ૯ દશાર્ણભદ્ર, ૧૦ અયમંતા મુનિ. સમવાયાંગજી અને ઠાણાંગજીની વાત મળે છે, પણ નંદીની સાથે તેમજ હાલના અનુત્તરોવવાઈ સાથે મેળવતાં તફાવત પડે છે. ઉપર કહેલાં દશ અધ્યયનો પૈકી પહેલાં ત્રણ અધ્યયનો હાલના અનુત્તરોવવાઇના ત્રીજા વર્ગમાં છે તથા દશમું અધ્યયન

હાલના અંતગડના છઠ્ઠા વર્ગના ૧૫ મા અધ્યયન તરીકે માલુમ પડે છે. ૪ થી ૯ સુધીના અધ્યયનો હાલના અનુત્તરોવવાઇમાં નથી.

(૧૦) પ્રશ્ન વ્યાકરણ:—હાલમાં પ્રશ્ન વ્યાકરણના નામથી જે સૂત્રનો પ્રચાર છે તેમાં બે શ્રુતસ્કંધ છે. પહેલા શ્રુતસ્કંધમાં આશ્રવદ્વારના પાચ અધ્યયનો છે. બીજા શ્રુતસ્કંધમાં સંવર દ્વારના પાંચ અધ્યયન છે. અસલ તો આ સૂત્રના ૯૨૧૬૦૦૦ પદો હતાં પણ હાલમાં તો માત્ર ૧૨૫૦ સાડાબારસેં શ્લોકો જ અવશેષ રહેલા જણાય છે. પ્રશ્નવ્યાકરણ માટે નંદીસૂત્રમાં એવી નોંધ છે કે તેમાં એક શ્રુતસ્કંધ અને પીસતાલીસ અધ્યયનના પીસતાલીસ ઉદ્દેશા સમુદ્દેશા છે. અને તેમાં મંત્ર વિદ્યા, વશીકરણી ઉચ્ચાટિની પ્રમુખ વિદ્યા, નાગકુમાર સુવર્ણકુમાર વગેરેની સાથે સંવાદ કરવા વગેરેની અનેક વિદ્યાઓ હતી. નંદીસૂત્રની નોંધની એકે વાત હાલના પ્રશ્નવ્યાકરણ સાથે મળતી આવતી નથી. શ્રી ઠાણાંગ સૂત્રના દશમા ઠાણામાં તો પ્રશ્નવ્યાકરણના દશ અધ્યયન ગણાવ્યા છે. ૧ ઉપમા, ૨ સંખ્યા, ૩ ઋષિભાષિત, ૪ આચાર્યભાષિત, ૫ મહાવીરભાષિત, ૬ ક્ષોમકવચનાં પ્રશ્ન, ૭ કોમલ પ્રશ્ન, ૮ આદેશનાં પ્રશ્ન, ૯ અંગુઠાના પ્રશ્ન, ૧૦ ભૂવનનાં પ્રશ્ન. આ ઉપરથી સમજાય છે કે અગાઉના પ્રશ્નવ્યાકરણ કરતાં હાલના પ્રશ્નવ્યાકરણની રચના જૂદી જ છે. હાલમાં મંત્ર જંત્ર વગેરે વિદ્યાઓ નથી, પણ માત્ર જુદા જ પ્રકારના આશ્રવ અને સંવરદ્વાર છે. અસલનાં દશ અધ્યયની સાથે હાલના દશ અધ્યયનનો જરા પણ સંબંધ નથી. પ્રશ્નવ્યાકરણનો અર્થ ટીકાકાર એવો કરે છે કે ' प्रश्नः प्रतीतः तन्निर्वचनं व्याकरणं प्रश्नानाम च व्याकरणानाम् च योगात् प्रश्नव्याकरणानि '

(૧૧) વિપાક સૂત્ર—એમના બે શ્રુતસ્કંધ છે. પહેલો શ્રુતસ્કંધ દુઃખવિપાક છે, એમાં મૃગાલોઢીઆ વગેરે દશ જીવોએ પાપના ફળ ભોગવ્યાની હકીકત છે. બીજો શ્રુતસ્કંધ સુખવિપાક નામનો છે, એમાં સુબાહુ વગેરે દશ જણે શુભ કરણીના સુખફલો ભોગવ્યાની વાત છે. ટીકાકાર વિપાક સૂત્રનો અર્થ એવો કરે છે કે ' शुभाशुभकर्मपरिणामस्तत्प्रतिपादकं श्रुतं विपाकश्रुतं ' શુભાશુભ કર્મના પરિણામને પ્રતિપાદન કરનારૂં શ્રુત તે વિપાક શ્રુત. આ સૂત્રના અસલ તો ૧૮૪૩૨૦૦૦ પદો હતા, પણ હાલ તો માત્ર ૧૨૧૬

ઓકજ બાકી રહેલા છે. શ્રી નંદીસૂત્રમાં આ સૂત્ર માટે એવી નોંધ છે કે તેના બે શ્રુતસ્કંધ, વીશ અધ્યયન, વીશ ઉદ્દેશા તથા સમુદ્દેશા છે. શ્રીઠાણાંગ સૂત્રમાં આ સૂત્રની નોંધમાં કર્મવિપાકદશાના દશ અધ્યયન ગણાવ્યાં છે:—૧ મૃગાપુત્ર, ૨ ગોત્રાસ, ૩ અંડ, ૪ શકડ, ૫ બ્રાહ્મણ, ૬ નંદિસેન, ૭ સૌરિક, ૮ ઉંબરદત્ત, ૯ સહસોદાહ આમલક ૧૦ કુમારલચ્છિ. આ દશ અધ્યયનોમાં ત્રીજા અધ્યયનમાં અંડને બદલે હાલમાં તેના બીજા જન્મના નામ અભગ્ગથી અધ્યયન લખાયું છે. પાંચમા બ્રાહ્મણને બદલે બ્રહસ્પતિદત્તનું અધ્યયન છે. સાતમા અને આઠમા અધ્યયનો ઉલટસુલટ થયાં છે. નવમા અધ્યયન સહસોદાહ આમલકને બદલે હાલમાં દેવદત્તાનું છે, દશમા કુમારલચ્છીને બદલે હાલમાં અંજુનું છે.

(૧૨) દૃષ્ટિવાદ:—આ અંગ હાલમાં વિચ્છેદ ગએલું ગણાય છે. એમાં અસલ તો ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦ શત સહસ્રલાખ એટલે એક નિખર્વ પદો હતાં. એમાં મુખ્ય પાંચ બાબતોનો સમાવેશ થતો હતો. પાંચ બાબતોમાં પરિકર્મ, સૂત્ર, પૂર્વગત, અનુયોગ અને ચુલીકા લઘુ અધ્યયનો સમાઈ જાય છે. (૧) પરિકર્મ.—તેના સાત ભેદ ૧ સિદ્ધશ્રેણીની ગણના, ૨ મનુષ્યશ્રેણીની ગણના, ૩ પુષ્ટશ્રેણી, ૪ અવગાહનાશ્રેણી, ૫ અંગીકાર કરવા યોગ્ય શ્રેણી, ૬ છોડવા યોગ્ય શ્રેણી, ૭ ચુતાચુત શ્રેણીની ગણના. ૧ લી સિદ્ધશ્રેણીના ૧૪ પ્રકાર છે તે આ પ્રમાણે:—માતૃકાપદ, સ્થિતિપદ, પાદઅર્થ પદ, આગાશ પદ, કેતુભૂત, રાશીબદ્ધ, એકગુણ, દ્વીગુણ, ત્રિગુણ, કેતુભૂત, પ્રતિગ્રહ, સંસાર પ્રતિગ્રહ, નંદાવર્ત, સિદ્ધાબદ્ધ. ૨ મનુષ્યશ્રેણીના ચૌદ પ્રકાર પણ સિદ્ધશ્રેણીની માફક ગણવા, પણ છેલા સિદ્ધાબદ્ધને બદલે મનુષ્યાબદ્ધ ગણવા. એજ પ્રમાણે પુષ્ટ શ્રેણી, અવગાહના શ્રેણી વગેરે બાકીના છએ પ્રકારની શ્રેણીના અગ્યાર અગ્યાર પ્રકાર છે. આ સાત પરિકર્મ માંહેના પહેલા ૭ સ્વસમયપ્રતિબદ્ધ છે. સાતે પરિકર્મ સુધી આશાબાર્થતિ જાણવા. (૨) સૂત્ર:—૨૨ સૂત્ર×૪ નય=૮૮ ભેદ જાણવા. ૨૨ સૂત્ર આ પ્રમાણે છે;—રજુઅંગ, પરિણતાપરિણત, બહુભંગીક, વિપ્રત્યયિક, અનંતર, પરંપરસમાન, સંયૂથ, ભિન્ન, યથાત્યાગ, સૌવસ્તિક, ઘંટ, નંદાવર્ત, બહુલ, પૃષ્ટાપૃષ્ટ, વિયાવર્ત, એવંભૂત, દ્વિકાવર્ત, વર્તમાનોત્પાદક, સમભિરૂઢ, સર્વતોભદ્ર, પ્રણામંત, દ્વિપ્રતિગ્રહ. આ બાવીશ સૂત્રને વ્યવહાર, ઋજુ, શબ્દ અને સંગ્રહ એ ચાર નયે ગુણતાં

આકારથી ભેદ થાય છે. (૩) પૂર્વગત:-૧ ઉપ્પાય પુવ્વં-ઉત્પાદ પૂર્વ-એમાં ષડ્દ્રવ્યનો ઉત્પાદક ભાવ ગ્રહણ કરી અંગીકારને જે કહ્યું તે ઉત્પાદપૂર્વ. એમા૧૦વસ્તુ અને ૪ચુલિકા હતી. ૧૧૦૦૦૦૦૦૦પદ હતાં. ૨ અગ્રાયણીય-અગ્રણીય.—એમાં ચૌદ વસ્તુ અને ૧૨ ચૂલિકા હતી, એમાં સર્વ દ્રવ્યના પર્યાયનું જ્ઞાન હતું. જીવનો અગ્રપરિણામ પામીએ તેથી અગ્રણીય. તેના પદ ૯૬ લાખ હતાં. ૩ વીર્યપ્રવાદ:—તેમાં બાળપંડિત-વીર્યના ભેદ એટલે જીવ વીર્યના વિભાગ હતા. એમાં આઠ વસ્તુ અને આઠ ચૂલિકા હતી. ૭૦ લાખ પદ હતાં. ૪ અસ્તિનાસ્તિપ્રવાદ:-એમાં આઠ વસ્તુ અને ૧૦ ચૂલિકાઓ હતી. સ્યાદ્વાદ અભિપ્રાય અને ૬૦ લાખ પદ હતાં. ૫ જ્ઞાનપ્રવાદ:—સત્ય જ્ઞાનની સવિસ્તર હકીકત લગભગ એક કરોડ પદમાં હતી. એમાં બાર વસ્તુ હતી. ૬ સત્યપ્રવાદ:—એમા સત્યની વ્યાખ્યા હતી તથા સત્ય સંયમનુ લક્ષણ હતું. તેમાં પદ એક કરોડ તથા વસ્તુ બે હતી. ૭ આત્મપ્રવાદ.---એમાં આત્મા એ શુ છે? આત્મા એક છે કે અનેક છે? આત્મા જ્ઞાની છે કે અજ્ઞાની છે? આત્મા દેહવ્યાપક છે કે વિશ્વવ્યાપક છે? આત્મા અનાદિ અનંત છે કે સાદિ સાંત છે? વગેરે ચમત્કારી બાબતો હતી. આમા સોળ વસ્તુ અને છવીશ કરોડ પદ હતાં. જો આ પૂર્વ હયાત હોત તો જૈનબંધુઓ સચ્ચિદાનંદમય આત્માનુ સ્વરૂપ ઘણી જ સહેલાઇથી તર્ક વિતર્ક વગર સાચી રીતે સમજી શકત. ૮ કર્મપ્રવાદ:—આમા ૩૦ વસ્તુ તથા ૧ કરોડ અને ૮૦ હજાર પદ હતાં. કર્મ એ શુ છે? કર્મ કોણ બાંધે છે? કેવી રીતે બાંધે છે? કેવી રીતે ભોગવે છે? આત્મા અને કર્મને કેવો સંબંધ છે? અરૂપી અનંતજ્ઞાની આત્માને કર્મ લાગી શકે કે નહિ? વગેરે બાબતના સવિસ્તર ખુલાસાઓ આમાં હતા. ૯ પ્રત્યાખ્યાન:—આમાં વીશ વસ્તુ હતી. મૂલગુણ અને ઉત્તરગુણ: પચ્ચખ્ખાણનું વર્ણન હતું. જ્ઞાનીઓને કેવાં પચ્ચખ્ખાણ હોય, અજ્ઞાનીને કેવાં પચ્ચખ્ખાણ હોય, સામાન્યને કેવાં પચ્ચખ્ખાણ હોય, કોને પચ્ચખ્ખાણની જરૂર, કોને પચ્ચખ્ખાણની નહિ જરૂર, વગેરે બાબતોના આમાં સવિસ્તર ખુલાસા હતા. આમાં ૮૪ લાખ પદ હતાં. ૧૦ વિદ્યાપ્રવાદ:—એમાં આકાશમાં ચાલવાની, જળમાં ચાલવાની, અગ્નિમાં ચાલવાની, એમ ભેદ જાણવાની, વગેરે અનેક દિવ્ય વિદ્યાઓ હતી. તેમાં ૧૫ વસ્તુ અને ૧ કરોડ ૧૫ હજાર પદ હતાં. ૧૧ અવંધ્ય

—કલ્યાણપ્રવાદ:—એમાં ૧૨ વસ્તુ અને ૨૬ કરોડ પદ હતાં. કલ્યાણ શું વસ્તુ છે તેનું તથા તપ સંયમના ફળ અફળ નથી તેમ બંધ્ય નથી તેનું વર્ણન હતું. ૧૨ પ્રાણાયુપૂર્વ-પ્રાણપ્રવાદ:—એમાં ૧૩ વસ્તુ તથા એક કરોડ અને ૫૬ લાખ પદ હતાં. પ્રાણ એ શું છે? આયુષ્ય શું વસ્તુ છે? વગેરે બાબતોના ખુલાસા આમાં હતા. ૧૩ ક્રિયાવિશાળ પૂર્વ:—આમાં ૩૦ વસ્તુ તથા ૯ કરોડ પદ હતાં. આમાં ક્રિયાનું વર્ણન હતું. ૧૪ લોકબિંદુસાર—આમાં ૨૫ વસ્તુ અને ૧૨॥ સાડા બાર કરોડ પદ હતાં. આમાં આખા લોકનો સંક્ષેપમાં સાર બતાવી સત્ય આત્મજ્ઞાન બતાવ્યું હતું. (૪)અનુયોગ:એના બે ભેદ, પ્રથમાનુયોગ અને ગંડિકાનુયોગ. પ્રથમાનુયોગમાં અરિહંત દેવનો પૂર્વ ભવથી તે મોક્ષે પહોંચ્યા સુધીનો અધિકાર તથા તેમના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, ગણધરાદિકનુ વર્ણન હોય છે. ગંડિકાનુયોગમાં—કુલકરના પૂર્વ જન્માદિ, ચક્રવર્તિ, વાસુદેવ, બલદેવ, હરિવંશ, યદુ વંશની ઉત્પત્તિ ઉત્સર્પિણી, અવસર્પિણી વગેરેનું વર્ણન હોય છે. (૫) ચૂલિકા:—પહેલા ચાર પર્વને ચૂલિકા છે, બાકીનાં ૧૦ પૂર્વને નથી દૃષ્ટિવાદમાં સર્વભાવ, સકલપદાર્થ, નયાદિકના ભાવની પરૂપણા હતી. દૃષ્ટિવાદનો એક શ્રુતસ્કંધ, ચૌદ પૂર્વ, ૨૨૫ વસ્તુ, ૩૪ નાની વસ્તુ અને શતસહસ્ર લાખ પદો હતાં. દૃષ્ટિવાદનું લક્ષણ ટીકાકાર એવું આપે છે કે ' दृष्टयः दर्शनानि-वदनम्-वादि-दृष्टीनाम् वादो-दृष्टिवाद: दृष्टिनाम् वापातो यत्रासौ दृष्टिपात: । सर्वनय दृष्टय एवेहाख्यायन्त.' હાલમાં દૃષ્ટિવાદ નામનું બારમું અંગ વિચ્છેદ જવાથી તેની સાથે તત્વજ્ઞાનની ઉંચામાંઉંચી અનેક બાબતો વિચ્છેદ ગઇ છે અને તેને લીધે જૈન દર્શન મોટી ખામીવાળું તથા અપૂર્ણ જેવું દેખાય છે શ્રી નંદીસૂત્રમાં તો દ્વાદશાંગીને સાશ્વતી કહેલ છે. दुवालसंगम् गणी पिडगं .........धुवे णितिए सासए अक्खए अव्वए अवट्ठिए णिच्चे. દ્વાદશાંગીવાણી ધ્રુવ, નિત્ય, શાશ્વત, અક્ષય વગેરે લક્ષણવાળી છે. આ શ્રી ભગવાન સૂત્રકારના વચનાનુસાર કોઇ પણ અપેક્ષાએ દ્વાદશાંગી શાશ્વતી છે. માટે કોઇ પણ અપેક્ષાએ દૃષ્ટિવાદ સહિત બારે અંગોનો સંભવ જણાય છે. પૂર્વ એક લબ્ધિરૂપ હોઇ તે લબ્ધિ રૂપે જ વિખ્યાત છે. પૂર્વ કોઇ લખાતાં નથી, કોઇએ લખ્યાં નથી અને કોઇ લખશે નહિ.

લબ્ધિ કાંઇ લખાતી નથી, એ તો કુદરતી પ્રાપ્તિરૂપ છે. આવી સ્થિતિ છતાં જો કોઇ લખવા ધારે તો તેને પહેલું પૂર્વ લખતાં એક હાથી બૂડે એટલી શાહી જોઇએ, બીજું પૂર્વ લખતાં બે હાથી બૂડે એટલી શાહી જોઇએ, ચૌદ પૂર્વ લખતાં હજારો હાથી ડૂબે એટલી શાહી જોઇએ. આ એક અલંકાર જેવું છે, કારણ કે પૂર્વ તો લબ્ધિરૂપ હોઇ કોઇએ લખ્યાં નથી અને લખશે પણ નહિ. આ અપેક્ષાએ, અત્યારે, લખેલાં પૂર્વો હોય જ ક્યાંથી? લખેલાં નહિ હોવાથી તે અપેક્ષાએ એ ચૌદ પૂર્વો વગેરે વિચ્છેદ ગયાં છે તેમજ તેવા પ્રકારની લબ્ધિ પણ હાલમાં સાધારણ જગતની નજરમાં નથી આવતી, એ અપેક્ષાએ અનેકાંતદૃષ્ટિએ દૃષ્ટિવાદનો વિચ્છેદ સમજવો

**ઉપાંગો**—આચારાંગજીનું ઉપાંગ ઉવવાઇ છે, સુગડાંગનું ઉપાંગ રાયપસેણી છે, ઠાણાંગનું ઉપાંગ જીવાભિગમ છે, સમવાયાંગનું ઉપાંગ પન્નવણા છે, ભગવતીનું ઉપાંગ જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ છે, જ્ઞાતાજીનું પહેલું ઉપાંગ ચંદ્રપ્રજ્ઞપ્તિ અને બીજું ઉપાંગ સૂર્યપ્રજ્ઞપ્તિ છે, ઉપાસકદશાનું ઉપાંગ નિરિયાવલિકાજી છે, અંતગડનું ઉપાંગ કપ્પવડિંસયા છે, અનુત્તરોવવાઇનું ઉપાંગ પુપ્ફીયા છે, પ્રશ્નવ્યાકરણનું ઉપાંગ પુપ્ફચુલિયા છે, વિપાકનું ઉપાંગ વન્હિદશા છે. હવે ઉપાંગોમાં શેની હકીકત છે; તેનો વિચાર કરીએ.

૧ **ઉવવાઇ:**—આમાં ચંપાનગરી, કોણિક રાજા, સમોવસરણની રચના, બાર પ્રકારનું તપ, અંબડ શ્રાવક, સમુદ્‌ઘાત વગેરે અધિકાર છે.

૨. **રાયપસેણી**—આમાં પ્રદેશી રાજા તથા કેશી સ્વામીનો સંવાદ છે.

૩ **જીવાભિગમ:**—આમાં અઢીદ્વીપનું, ચોવીસ દંડકનું, વિજયપોળીઆનું વર્ણન છે. જીવના સૂક્ષ્મ ભેદો સુંદર રીતે વર્ણવ્યા છે.

૪ **પન્નવણાજી:**—આમાં જીવાજીવની જંગજાળ ગુંથાવે છે. આ સૂત્ર કાલિકાચાર્યજીએ રચેલ છે.

૫ **જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ:**—આમાં જંબુદ્વીપના ક્ષેત્ર, પર્વત, દ્રહ, નદી વગેરેનું વર્ણન છે. છ આરા, જુગળિઆ, ઋષભદેવજી, નવનિધાન, ચૌદરત્ન, જ્યોતિષચક્ર વગેરેનું વર્ણન છે.

૬ **ચંદ્રપ્રજ્ઞપ્તિ:**—આમાં ચંદ્રનું વિમાન, માંડલા, ગતિ, નક્ષત્રયોગ, ગ્રહણ, રાહુ, ચંદ્રના પાંચ સંવત્સર વગેરે અધિકારો છે.

૭ સૂર્યપ્રજ્ઞપ્તિ:—આમાં સૂર્ય વિમાન, માંડલા, દક્ષિણાયન, ઉત્તરાયણ, સર્વ રાહુ, ગણિતાંક, દિનમાન, સૂર્ય સંવત્સર, વગેરે જ્યોતિષચક્રની હકીકત છે.

૮ નિરિયાવલિકા:—આમાં શ્રેણિક રાજાને તેના પુત્ર કોણિકે કેદ કર્યાનો તથા ત્યાંજ શ્રેણિક રાજાનું મૃત્યુ થયાનો તથા ચેડા મહારાજાને લગતો અધિકાર છે. ૧૭૧૦૦૦૦૦ મનુષ્યોનો લડાઇમાં ઘાણ નીકળી ગયો; પાઠાંતરે ૧૮૦૦૦૦૦૦ માણસો પણ લખ્યા છે.

૯ કપ્પવડિંસીયા:—આનાં ૧૦ અધ્યયન છે. આમાં પદ્મ, મહાપદ્મ વગેરે દિક્ષા લઇને દેવલોકમાં ગયાનો અધિકાર છે.

૧૦ પુપ્ફીયા:—આનાં દશ અધ્યયન છે. આમાં સોમલ બ્રાહ્મણ અને પાર્શ્વનાથ સ્વામીનો સંવાદ, બહુપુત્તીયા વગેરે દેવીઓ તથા ચંદ્ર, સૂર્ય, શુક્ર, મણિભદ્ર, પૂર્ણભદ્ર, વગેરેની પૂર્વકરણી વગેરે છે.

૧૧ પુપ્ફચૂલિયા:—આમાં દશ અધ્યયન છે. શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, વગેરેની પૂર્વ કરણીની હકીકત છે.

૧૨ વહ્નિદશા:—આમાં દશ અધ્યયન છે. આમાં શ્રી બલભદ્રજીના પુત્ર નિષઢકુમાર વગેરેના અધિકારો છે.

છેવટ—ઉપર પ્રમાણે જૈન સૂત્રોના દિગ્દર્શનનો પહેલો પાઠ છે. બીજા પાઠમાં જૈનસૂત્રોમાં પરસ્પર વિરોધ, શ્વેતાંબર જૈનસૂત્રો સંબંધી દિગંબર જૈનોની માન્યતા, દિગંબર જૈનસૂત્રોનું શુ થયું, સ્થાનકવાસી સંપ્રદાયમાં બત્રીસ જ સૂત્રો છે એવી માન્યતા શી રીતે ઘૂસી ગઇ, તપગચ્છવાળાઓ પીસતાલીસ સૂત્રો છે એવું શા આધારે કહે છે, શ્રી તીર્થંકરદેવો અર્ધમાગધી ભાષામાં ઉપદેશ આપતા હતા અને હાલના સૂત્રોમાં અર્ધમાગધી ભાષા નથી એવું કેટલાક ભાષાશાસ્ત્રીઓ માને છે તે સંબંધીના કારણોનું વિવેચન, વગેરે વિષયો અવસરે બહાર પડશે. इत्यलम् ॐ शान्तिः शान्तिः शान्तिः

તા. ૩–૭–૧૯૧૧
રાજકોટ (કાઠિયાવાડ.)

ગોકુળદાસ નાનજીભાઇ ગાંધી.

# 'हितेच्छु' माटे जाहेर प्रजा शुं कहे छे?

**ધ્રોળના મુખ્ય કારભારી** તા. ૨૨-૩-૧૬ ના પત્રમાં લખે છે કેઃ—

Dear Sir, The undersigned, a comparative stranger to you admires your writings descriptive of your views and the ideal life you appear to lead. Though I am not a Jain and do not follow the tenets of that religion, I can not help saying that your views and writings are cosmopolitan and never partial. I read your writings with interest and am very much pleased with them. Thanking you once more for your writings. I remain,

yours very faithfully
MULSHANKER D. DAVE,
Chief Karbhari Dhrol State.

મી. કાવસજી અરદેસર બાલા બી. એ. એલ્ એલ્ બી. તા. ૯-૧૨-૧૫ ના પત્રમાં લખે છેઃ—

મહેરબાન સાહેબ, આપ તરફથી પ્રગટ થતા 'જૈનહિતેચ્છુ' નો એક અંક મારા વાંચવામાં આવ્યો અને મને તે ઘણો જ પસંદ પડયો છે. ગ્રાહક તરીકે મારૂં નામ નોંધશો અને નીચલે સરનામે અંકો ચાલુ મોકલ્યા જશો. બીજું મારે એ પૂછવાનું છે કે જ્યારથી એ પત્ર બહાર પડવા લાગ્યું છે ત્યારથી આજ સુધીના બધા અંકો મળી શકશે કે કેમ તથા દરેક વોલ્યુમની કિંમત શું થશે તે જણાવવાની તસ્દી લેશો તો આપ સાહેબનો બહુ આભારી થઇશ.

કલકત્તાની જૈન તેરાપંથી સભાના ઓનરરી સેક્રેટરી શ્રીયુત છોગમલ ચોપડા બી. એ. લખે છે કેઃ—

Your articles are read with greatest interest by our brethen. I am strongly of opinion that your writings will soon open the eyes of the intelligent among all sects of Jainism.

**I am really glad to see you spending so much of energy, time and money simply for the Love of Truth. May your efforts be crowned with Success!**

**ગોસાઇ જ્ઞાનગિરિ** જયરામગિરિ કચ્છથી ચૈત્ર વ. ૭ ના પત્રમાં લખે છે:—

'ધારેલા કાર્યમાં વધારે પ્રોત્સાહિત થાઓ' એવી ખરા જીગરની આશિષપૂર્વક લખવાનું કે, આપના નિષ્પક્ષપાતી વિચારો 'જૈનહિતેચ્છુ'માં વાંચવા પામતાં આપના પ્રત્યે જે પૂજ્યભાવ ઉત્પન્ન થયો છે તે લખી જણાવતાં શ્લાઘાનો ભય રહે છે. તો પણ કહીશ કે, આપના જેવા પુરૂષો બહાર પડશે ત્યારે જે જનસમાજ પ્રગતિમાન થશે અમો ધર્મગુરૂઓ અમારી ખરી ફરજ અદા કરી શકતા નથી, જ્યારે આપ જ્ઞાનો પ્રવાહ વહેવડાવી રહ્યા છો તે પ્રેમ-દ્દષ્ટિથી જોવા જ્યારે કોઇ પણ વ્યક્તિ પ્રમાદ નહિ કરે ત્યારે સૌજન્ય જમાનો દૃષ્ટિગોચર થશે જ.

**બેલારીથી** એક જાણીતા સરાફ શ્રીયુત રામપ્રતાપ બનીચંદ લખે છે:—

પરમપૂજ્ય, જૈન તથા જૈનેતર હિતેચ્છુ બાઇશ્રી! આપના બે અંકો લાતુરમા શેઠ કેશવલાલ વિષ્ણુદાસની દુકાનેથી વાંચી મને બહુ આનંદ થયો નગ્ન સત્ય, મહાવીર કહેતા હવા, જૈન દૃષ્ટિએ લગ્ન અને પુનર્લગ્ન વગેરે લેખોથી મને ઘણી અસર થઇ. મારૂં નામ ગ્રાહકના લીસ્ટમાં નોંધશો તથા પાછલા જેટલા અંકો શીલીકમા હોય તેટલા મોકલશો વિધવાલગ્ન બાબતના આપના વિચારો તદ્દન સાચા છે. અનેક સંકટો ખમવા છતાં અને વેપારની જંજાળ વચ્ચે પણ તમે જે સમાજસેવા નિડરતાથી અને પૈસાના ભોગે કરોછો તેમાં તમને સંપૂર્ણ ફતેહ મળો એ જ આશિષ.

**પુરૂલીઆ** જંકશન (બી. એન રેલ્વે)ના સ્ટેશન માસ્તર લખે છે:—

સાહેબ, આપનું હિતેચ્છુ અને કબીર મને વેલ્યુપેબલથી મોકલશો. હું જૈન નથી છતાં આપનાં લખાણો મને આનંદ સાથે જ્ઞાન આપે છે. આપના પુસ્તકો અને માસિકનો બહોળો ફેલાવો થાય અને તેથી માણસોનાં અંતઃકરણ સાફ થાય એવી પરમકૃપાળુ પ્રત્યે મારી સદા પ્રાર્થના છે. તા. ૧૦—૨—૧૬ શુભચિંતક સેવક, માવજી રવજી.

---

**ભુલ સંશોધન:**—પૃષ્ટ ૨૦૩ માં 'યશસ્તિલક ચમ્પૂ'ના કેટલાક શ્લોકો ઉતારવામાં આવ્યા છે તે ગ્રન્થના કર્તા શ્વેતામ્બરાચાર્ય નહિ પણ દિગમ્બરાચાર્ય સોમદેવસૂરિ છે.

# ફી લીધા સિવાય છાપવામાં આવશે.

(૧) કોઇ પણ ગચ્છના જૈનને નોકરી કે વિદ્યાભ્યાસને લગતી મદદ જોઇતી હશે તેઓ જો પોતાની તે બાબતની જાહેરખબર ટુંકામાં લખી મોકલશે તો 'જૈનહિતેચ્છુ'માં તે વિનામૂલ્ય છાપવામાં આવશે.

(૨) લાયક વર અને લાયક કન્યા મેળવવાની સગવડ ખાતર જેઓને 'જૈનહિતેચ્છુ' પત્રનો આશ્રય લેવો જરૂરનો જણાય તેઓ એવી જાહેરખબર (પત્રવ્યવહાર માટે પોતાના પૂરા નામ-ઠામ સાથે તથા છાપવાને માટે એક કલ્પિત નામ સાથે) લખી મોકલશે ન્હેમની પાસેથી પણ કાંઇ ફી લેવામાં આવશે નહિ. આવી જાહેરખબરોના જવાબ આ ઑફિસમાં આવશે તો તે ફોડયા વગર ત્હેના માલીકને પહોંચાડવામાં આવશે અને આવા કામમાં રાખવી જોઇતી દરેક કાળજી, ગુપ્તતા અને સભ્યતા રાખવામાં આવશે.

☞ પ્રત્યુત્તર મેળવવા ઇચ્છનારે પોષ્ટેજ બીડવાનું ભૂલવું નહિ.

મેનેજર 'જૈનહિતેચ્છુ,' નાગદેવી સ્ટ્રીટ-મુંબઇ.

# ટુંકી જાહેરખબરો.

**મફત મળશે:**—શેઠ મદનજી સોમચંદ, વેરાવળ (કાઠીયાવાડ) એઓને ૦-૨-૦ પોષ્ટેજ મોકલવાથી ૪૦૦ પૃષ્ઠનું 'પ્રતિક્રમણ સ્પષ્ટિકરણ' નામનું પુસ્તક મફત મળે છે, જે મી કુરસનજી નંદલાલ શાહે લખ્યું છે અને મુનિ શ્રી ત્રિલોકચંદ્રજીએ સંશોધ્યું છે.

**જોઇએ છે**—શ્રી બિકાનેર વિદ્યોત્તેજક જૈન પાઠશાળા માટે એક મેટ્રીક કે મેટ્રીક ફેઇલ શિક્ષક જોઇએ છે. સ્થાનકવાસી જૈન ધર્મ પાળતા, હિંદી ભાષા બોલી જાણતા, ધાર્મિક અભ્યાસવાળા ઉમેદવારોએ શ્રીયુત અગરચંદજી ભેરૂદાનજી શેઠીઆ, બિકાનેર એ શિરનામે અરજી મોકલવી. પગાર યોગ્યતાનુસાર

**જોઇએ છે:**—લિંબડી સ્થા૦ જૈન બોર્ડીંગ તથા જૈનશાળા માટે સુપ્રીન્ટેન્ડન્ટ અને ધાર્મિક શિક્ષક તરીકે ઉત્સાહપૂર્વક કામ બજાવી શકે એવા, મેટ્રીક સુધીના અભ્યાસવાળા, સંસ્કૃત જાણનારા જૈનની જરૂર છે. પગાર રૂ. ૧૫ થી ૩૦ સુધી યોગ્યતાનુસાર. લખો, શ્રી અજરામરજી જૈન વિદ્યાશાળાના સેક્રેટરી જોગ, મુ. લિંબડી.

**મદદની જરૂર છેઃ**—કચ્છ-નળીઆ ખાતે ૭ વર્ષથી ચાલતા 'જૈન બાળાશ્રમ'માં ૪૦-૫૦ નિરાધાર જૈન બાળકોને રાખીને ભણાવવામા આવે છે. ઉદાર ગૃહસ્થોની પ્રાસંગિક સખાવતોથી કામ ચાલે છે. હાલમાં આ સંસ્થા નાણાં સબંધી ઘણીજ મુશ્કેલી ભોગવે છે, માટે સખી ગૃહસ્થોએ પોતાનો ઉદાર હાથ લંબાવવા કૃપા કરવી. નાણા મોકલવાનુ ઠેકાણું,-શા. જયચંદ નથુભાઇ, મેનેજર, કચ્છી જૈન બાળાશ્રમ, નળીઆ (કચ્છ).

**નોકરી જોઇએ છેઃ**—રાજકોટની કોમર્શીયલ ક્લાસનું શિક્ષણ લઇ, સરાફી નામામા પ્રવિણતાનુ સર્ટીફીકેટ ધરાવનાર યુવાન જૈનને હિસાબી કામને લગતી નોકરી જોઇએ છે પત્રવ્યવહાર—માણેકચંદ મકનજી મહેતા, આમરણ (કાઠીયાવાડ).

**નોકરી જોઇએ છેઃ**—મેટ્રીક સુધીનો અભ્યાસ કરેલા, જમાનાને અનુકુળ ધાર્મિક જ્ઞાન ધરાવતા જૈન યુવાનને નોકરી જોઇએ છે. એ માટે લખો, વાડીલાલ મૂળજીભાઇ, લિંબડી (કાઠિયાવાડ).

નોકરી જોઇએ છેઃ—એક પ્રમાણિક અને મહેનતુ, અંગ્રેજી ૪ ધોરણ શિખેલા, ૧૮ વર્ષના જૈનને નોકરી જોઇએ છે લખો—"જી" c/o તુળશીદાસ ડાહ્યાભાઈ કમીશન એજન્ટ, વારીઆ સ્ટ્રીટ, જામનગર (કાઠિયાવાડ)

મફત મળે છેઃ—'પરલોક પ્રકાશ' નામનુ પુસ્તક, કે જે સ્વ૦ ઝવેરી મોણસી અમુલખ મોરબીવાળાના સ્મરણાર્થે, મરણ પ્રસંગે બેસણામા વાચવામા 'ગરૂડ પુરાણ'ની ગરજ સારે એવી ઢબથી બનાવવામા આવ્યુ છે, તે પુસ્તક, પોષ્ટેજ ૦-૨-૦ મોકલનારને મફત મળશે. શરત એ કે, ઓછામા ઓછા આવા પાચ પ્રસગે તે પુસ્તક વાચી સભળાવવાનુ વચન આપવું જોઇશે લખો-કસ્તુરી વિનયચંદ પોપટભાઈ, પ્રમુખ—શ્રી જૈન લાયબ્રેરી-મોરબી

**એક જૈન કન્યા માટે**—જેની ઉમર વર્ષ ૧૩ ની છે, સાધારણ ગુજરાતી લખી-વાચી જાણે છે અને તનદુરસ્ત છે,—એક વર જોઇએ છે કે જે જૈનના કોઇ પણ ફીરકાનો હશે તો ચાલશે, પરંતુ ઓછામા ઓછુ બી. એ. સુધીનું જ્ઞાન પામેલો અથવા ઓછામા ઓછી વાર્ષિક રૂ ૧૫૦૦ ની સ્વતંત્ર આમદાનીવાળો હોવો જોઇએ લખો—
નં ૧ c/o 'જૈનહિતેચ્છુ' ઑફિસ

**જોઇએ છે કન્યા**—વણિકની કોઇ પણ જ્ઞાતિની, કોઈ પણ પ્રાતની કોઇ પણ ધર્મની, તનદુરસ્ત, વિવેકી પરન્તુ ભણેલી ન હોય એવી—એક સારી અને સ્વતંત્ર આવકવાળા કેળવાયલા જૈન યુવાન માટે. લખો—નં. ૨ c/o 'જૈનહિતેચ્છુ' ઑફિસ.

### ગુજરાતી ભાષામાં અપૂર્વ અને અદ્વિતીય ગ્રંથ

# श्री भक्तामर-मंत्र-माहात्म्य ॥

**પૃષ્ઠ ૨૫૦, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧ વી. પી. ખર્ચ ૨ આના.**

**'ભક્તામર'** સ્તોત્રની મહત્તા ઘણાઓના સમજવામાં છે; પરન્તુ તેના અપૂર્વ મહાત્મ્યથી તથા 'મંત્ર' અને 'જંત્ર' તરીકેના તેના વિશુદ્ધ ઉપયોગથી હજી ઘણાઓ અજાણ્યા પણ છે. ભક્તામર સ્તોત્રનો પ્રત્યેક શ્લોક એક એક અપૂર્વ બળધારી મંત્ર છે અને તે મંત્રની સિદ્ધિ યથાવિધિ કરવામાં આવે તો અનુપમ ફળસિદ્ધિ કરી આપવાનું સામર્થ્ય પણ તેનામાં રહેલું છે. તેવી જ રીતે પ્રત્યેક શ્લોકનો જંત્ર તરીકે ઉપયોગ કરી શકાય છે, પરન્તુ તે શ્લોકની સાથે ઉપયુક્ત 'ઋદ્ધિ' અને 'મંત્ર' જોડવાની જરૂર હોય છે કે જેને ઘણાઓ મેળવી શકતા નથી. પ્રત્યેક શ્લોકનો મંત્ર અને જંત્ર તરીકે ઉપયોગ કેમ કરવો, તેથી કેવું ફળ પ્રાપ્ત થાય અને ફળના જિજ્ઞાસુ પુરૂષમાં કેવી યોગ્યતા હોવી જોઇએ તે તો કોઇકજ જાણી શકે છે

**'શ્રી ભક્તામર-મંત્ર-માહાત્મ્ય'** નામનો જે આ નવીન ગ્રંથ મુનિ શ્રી છોટાલાલજીએ અને ચુ. વ. શાહે ગુજરાતી ભાષામાં તૈયાર કર્યો છે તેમાં સર્વ કોઇને સમજ પડે એવી રીતે **ભક્તામરના, શ્લોકો, તેના અર્થ, પ્રત્યેક મંત્ર તથા ઋદ્ધિના પાઠ, જાપ, જંત્ર તૈયાર કરવાનો વિધિ, જંત્રોની આકૃતિ, તેથી થતુ ફળ** વગેરે સંબંધી વિસ્તૃત સમજૂતી આપવામાં આવી છે. વિશેષમાં એ મંત્રોના પાઠથી કોના કોના ઉપરની કેવી કેવી આપત્તિઓ અને કેવાં કેવાં અરીષ્ટો કેવી કેવી રીતે દૂર થયાં તે દર્શાવનારી પ્રાચીન ગ્રંથોમાં આપેલી **બોધક અને ચમત્કારપૂર્ણ કથાઓ પણ આપેલી છે.** પ્રત્યેક શ્લોકનુ ફળ દર્શાવનારી કથાઓનો મોટો સંગ્રહ આ પુસ્તકમા આપવામાં આવ્યો હોવાથી **પુસ્તકનું કદ લગભગ ૨૫૦ પૃષ્ઠનું** થયું છે અને તેને સારા ટકાઉ કાગળમાં છાપીને તથા છીંટના પાકા પુંઠાથી બાંધીને બહાર પાડવામાં આવ્યું છે.

મંત્રોમાં જે અપૂર્વ શક્તિ રહેલી છે તેને નહિ સમજનાર કેટલાકો તેને વહેમ ગણે છે પરન્તુ મંત્રશક્તિ શું શું કરી શકે તે અને તેમા કેટલું સત્ય રહેલું છે તે 'સાયન્ટીફીક' રીતે સમજાવવાને આ ગ્રંથમાં **'મંત્રશક્તિ' વિષે એક મોટો નિબંધ આપવામાં આવ્યો છે** કે જેથી મંત્રોને નહિ માનનારાને પણ સત્યનો પ્રકાશ મળી શકે. વળી તેમાં **ભક્તામર સ્તોત્રના** જ માનવામાં આવતા કેટલાક વધારાના **શ્લોકોનું સંશોધન કરીને આપવામાં આવ્યું છે.**

મળવાનું સ્થળ—**ચુનીલાલ વર્ધમાન શાહ;** સારંગપુર, **અમદાવાદ.**

# जैन हितैषी।

[ सम्पादक, श्री नाथूराम प्रेमी. ]

हिन्दीमें जैन समाजका यही एक मुख्य मासिक पत्र है। इसका सम्पादन बड़ी ही निष्पक्ष कलमसे होता है। जैनोंके तीनों सम्प्रदायके विचारशील सज्जन इसे पढ़ते हैं. और इसकी मुक्तकण्ठसे प्रशंसा करते हैं। अनेक साधु, यति, मुनिराज इसके ग्राहक हैं। जैन कान्फरेंस हेरल्ड, जैनहितेच्छु आदिके मनीषी विद्वानोंने इस पत्रकी समय समय पर अच्छी समालोचनायें की हैं।

सामाजिक, धार्मिक, ऐतिहासिक, नैतिक लेखोंके सिवाय इसमें मनोरंजक उपन्यास, गल्पे, जीवनचरीत, समालोचनायें आदि भी निकलती हैं।

इतिहास सम्बन्धी लेखोंके लिए इस पत्रकी विशेष प्रसिद्धि है।

नये वर्षसे इसका साइज़ बढ़ा दिया है। चित्र निकालनेका भी प्रबन्ध किया गया है।

एक बहुतही उच्चश्रेणीका हृदयद्रावक उपन्यास उपहारमें दिया जायगा।

वार्षिक मूल्य डॉकखरच आदि सहित तीन रुपया है। वर्ष जनवरीसे शुरू होता है। पहलेही अंकसे ग्राहक बनाये जाते हैं. बीचसे नहीं। नमुनेके लिए पुराने अंक भेजे जा सकते हैं। सिर्फ डॉकखर्चके लिए टिकट भेज देना चाहिए।

मैनेजर, जैनग्रन्थ रत्नाकर कार्यालय,
हीराबाग पो० गिरगांव, बम्बई.

શ્રી સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ-અમદાવાદમાં ડાહ્યાભાઇ લલ્લુભાઇ ગાંધીએ છાપ્યું.

## શ્રી મહાવીરને લાગણીઓની લીલામાં ફસાવવા એક દેવે અજમાવેલો નિષ્ફળ પ્રયોગ.

The Superman & the powerless army of Emotions.

મહાવીર (સ્વગત) બિચારી પુતળીઓ ! એમને થોડી જ ખબર છે, કે રમણીઓના સમગ્ર બળનું, જેને 'ભલી' કે 'ભૂંડી' કશી 'લાગણી' ન થઈ શકે એવા વજ્રમય મહાવીરહૃદય આગળ ભુક્કો થવા નિર્માયલું છે ! મહાવીર પોતાના દીવ્ય ઉદ્યાનની મઝાઓ મૂકી ક્ષુદ્ર લાગણીઓની લીલા તરફ નજર વડીક કરવાની દરકાર કરી શકે તેમ નથી એની એ બિચારીઓને થોડી જ ખબર છે !

## विषयानुक्रम



---

## "जैन संसारके नियम"

१—जैनसंसार प्रतिमासकी सुदी २ तक निकलजाया करेगा।

२–डाकखर्च और वी. पी. खर्च सहित जैनसंसारका वार्षिक मूल्य १॥=) है और सेठ साहूकारोंसे उनके सम्मानार्थ ५) पांच वार्षिक लिया जायगा।

३–जो महाशय ५) या इससे अधिक रु० पत्रकी सहायतार्थ देंगे उनके नाम धन्यवाद पूर्वक 'संसारमें छापे जावेंगे।

४–जो महाशय ५०) रु० पत्रकी सहायतार्थ देंगे उनका फोटो उनके संक्षिप्त परिचय सहित 'संसारमें प्रकाशित किया जायगा।

५–राजनीतिसे संबंध रखनेवाले और परस्पर कलह बढ़ानेवाले लेखोंको पत्रमें स्थान नहीं मिलेगा।

६–प्रत्येक नवयुवकको अपने लेख भेजनेके लिए 'संसार' आमंत्रण देता है।

७–लेख या कविता शुद्ध हिन्दीमें स्पष्टनागरी अक्षरोंमें कागजके एक भाग पर लिखे हुए आने चाहिए। उनके नीचे अपना नाम स्थान और पूरा पता लिखना कभी न भूलना चाहिए।

८–लेख या कविता छापना या न छापना अथवा घटाना बढ़ाना संपादककी इच्छापर निर्भर है।

९–लेख वापिस मँगानेवाला अथवा किसी पत्रका उत्तर मँगानेवालोंको आध आनेका टिकिट भेजना चाहिए।

१०–जो महाशय मनिआर्डर भेज देंगे उनसे केवल १॥) रु० ही लिया जायगा।

पत्रव्यवहारका पता–**मैनेजर जैनसंसार** जुबीली बाग तारदेव बम्बई.

---

श्रीयुक्त घीसी लालजी गोलेछाने ५) रु० पत्रकी सहायतार्थ भेजे हैं। धन्यवाद पूर्वक स्वीकार किये जाते हैं। आशा है और सज्जन भी इसी तरह अपनी उदारता दिखावेंगे।

निवेदक–
**मैनेजर**

# निवेदन

हमें यह कहते हुए हर्ष होता है कि हमारे भ्राताओंने जैन संरारको बड़े उत्साहके साथ आश्रय दिया है, । और अपने इस नवीन जातीयपत्रके साथ हार्दिक सहानुभूति दिखाई है । हमारे पास कई सज्जनोंके पत्र आए हैं, और वे लिखा हैं कि जैन श्वेताम्बर समाजमें हिन्दीके पत्र की कमी थी सो **जैन संसारने** उसकी पूर्ति करदी है । वे इसको सदास्थायी चाहते हैं ।

हमने गत अकमें निवेदन किया था कि जिन भाइयोंके पास **जैन संसार** ममूनेकी तौर पर पहुँचे वे यदि ग्राहक न बनना चाहें तो अंक पुनः लौटा दें या सूचना दें अन्यथा वे पक्के ग्राहक समझे जाएँगे; परन्तु सिवा पाँच चार महाशयोंके हमारे पास एक भी सज्जनने संसार वापिस नहीं लौटाया इससे साफ जाहिर है कि हमारे भाई अपने जातीय पत्रसे बहुत ही प्रेम करते है । अब हम एक बार और निवेदन करते हैं कि **जैनसंसार**का तीसरा अंक १।।> की वी. पी से भेजा जायगा । अत: आप लोग वी. पी. स्वीकार कर अनुगृहीत करें । जिनको वी. पी. लेना स्वीकार न हो वे इस अंकके पहुँचते ही वापिस हमें सूचना दें ताकी सभाको व्यर्थ वी, पी. का खर्चा न पड़े ।

यद्यपि हमें आशा है कि हमारे भाई वी. पी. न लौटाएँगे । तो भी उन्हें सूचना दे देना हमारा कर्तव्य है ।

आपका सेवक.

**मैनेजर.**

१ ला वर्ष। } कार्तिक सुदी २, वी० सं० २४४३। { २ रा अङ्क।

## जैनसंसारकी भावना।

( ले०—पं० गिरिधर शर्मा 'नवरत्न' )

हूँ जैन मैं विजय है बस लक्ष्य मेरा,<br>
आदर्श है त्रिजगनायक वीर मेरा।<br>
है शत्रुघात करना शुचि कर्म मेरा<br>
है पूर्ण शक्ति धरना शुभ धर्म मेरा॥

---

## जैन-संसार।

( २ )

गत अंकमें यह बताया जा चुका है, कि जैनधर्म उस प्रयत्नका नाम है—जो प्रवृत्तियोंसे हटाकर आत्मोन्नतिके अर्थात् मुक्तिके मार्गमें लगाता है।

आत्मोन्नतिका अर्थ है; आत्माकी उन्नति । अर्थात् जीव अपने असली स्वभावको भूलकर—अपने अनन्त ज्ञान, अनन्त दर्शन, अनन्त चारित्र और अनन्त वीर्यको भूलकर—कर्माधीन हो, भौतिक—पौद्गलिक-पदार्थोंके चक्करमें पड़ रहा है—मोहके वशमें पड़कर इन्द्रियोंके आधीन हो रहा है उसका इन्द्रियोंकी आधीनतासे हटकर स्वतंत्र बनना—मुक्ति प्राप्त करना—अपने आत्मस्वभावमें लीन होना—ही आत्मोन्नति है ।

आत्मा पूर्ण उन्नतस्थानपर-मोक्षस्थानमें-पूर्ण-स्वतंत्रक्षेत्रमें-पहुँचनेके लिए दो-मार्गोंसे यत्न प्रारंभ कर सकता है । एक मार्ग अत्यंत कठिन है, दूसरा उससे कुछ सरल है । पहिले मार्गमें होकर वही आत्माएँ जा सकती है, जिनका वज्रमय शरीर और मेरुतुल्य अचल मन होता है । मगर दूसरे मार्गके लिए यह बात नहीं है । दूसरे मार्गमें सामान्यसे सामान्य मनुष्य भी जा सकता है, और धीरे धीरे सरल मार्गमें चलता हुआ; छोटी छोटी कठिनाइयोंको पराजित करके अपने आपको सशक्त बनाता हुआ आगे चलकर पहिले मार्गमें ही शामिल हो जाता हैं । यहाँ ध्यान रखना चाहिए कि पूर्ण स्वतत्रस्थानमें पहुँचनेके लिए केवल पहिला ही मार्ग है । शास्त्रोंमें पहिले मार्गका नाम सर्वविरति और दूसरे मार्गका नाम देशविरति बताया है । पहिला मार्ग दुर्गम है । उसके अनुसार आजकलके लोग कठिनतासे चल सकते है । मै समझता हूँ शायद ही लाखों बल्के करोड़ोंमेंसे एक आध मनुष्य उस मार्गपर चलने योग्य निकले । अत: यहाँ दूसरे मार्गका ही पहिले विवेचन किया जावेगा ।

देशविरति-देशका अर्थ है भाग और विरतिका अर्थ है निवृत्ति; यानी किसी पूर्ण वस्तुके थोड़े भागसे—हिस्सेसे—दूर होनेको देशविरति कहते हैं । दुनियाके जंजालमें फँसानेवाले बड़े बड़े पाँच पाप—जैसे हिंसा, चोरी, झूठ, कुशील और परिग्रह—बताए गए हैं ।

इन्हीं पाँच पापोंसे स्थूल रूपसे बचना—अपनी अनिवार्य आवश्यकताको पूर्ण करनेके लिए, कि जिसके विना जीवनका टिकना सर्वथा असंभव हो, उक्त पाँच पापोंका सेवन करना विशेष नहीं करना—देश विरतिमार्ग है। इसीको अणुव्रत भी कहते है।

तमाम संसारके धर्म—मत—पंथ—उक्त पाँच बातोंको पाप बताते है। इसमें किसीका भी मतभेद नहीं है। अब इन्हींका विशेष रूपसे स्पष्टीकरण किया जायगा।

## हिंसा।

संस्कृतमें 'हिंस्' धातु है उसका अर्थ है मारना उसमें 'अ' प्रत्ययलगकर हिंसा शब्द बना है। हत्या, वध, हनन घात नाश, आदि इसीके पर्यायवाची शब्द है। किसी प्राणीको मारने का काम—उसके प्राण ले लेनेका काम—हिंसा है। केवल प्राण ले लेने तक ही इसका अर्थ पूरा नहीं हो जाता है; परन्तु और भी कई बातोंमें यह शब्द व्याप्त होता है। जैसे किसीको ताड़न करना—पीटना, किसीको बाँध देना किसीको निरपराध दंड देना, किसीके हाथोंमें बिजली पकड़ा देना, किसीको पीट पीटकर उससे अपराध स्वीकार करवाना, किसीको—अपने आश्रितको—समय पर खानेको नहीं देना, थोड़ा खानेको देना, पशुओंपर विशेष बोझा लादना, मौज शोकके लिए, कुत्तेके कान और पूँछ काट डालना, घोड़ेकी पूँछ काट डालना, घोड़ेको अख्ता बनाना, कबूतरोंको और तोतोंको-शुकोंको-पाल, उनके पंख काट उन्हें पिंजरेमें बंदकर उनकी स्वतन्त्रता छीन लेना, किसी मनुष्यको अपना जबर्दस्ती गुलाम बनाना इत्यादि सब बातें हिंसामें गर्भित होती हैं।

प्रत्येक प्राणी जीवन चाहता है— सुख चाहता है; और उक्त बातोंसे या तो उसका जीवन ही नष्ट हो जाता है, अथवा उन्हें बहुत

कष्ट उठाना पड़ता है। उनको कष्ट होनेसे वे दुराशिस् देते हैं। हमपर उनकी दुराशिसोंका प्रभाव पड़ता है, और उस प्रभावके कारण पीछेसे हमें भी कष्ट उठाना पड़ता है, जैसे हम उनकी दुर्गति करते है उसी तरह हमारी भी दुर्गति होती है। इस जीवन में ही हम देखते है कि हम जब दूसरोंको पीटने जाते है, तो कईवार उलटे हम ही पिटकर आते है। शिकारी बेचारे हिरणोंको मारनेके लिए वनमें जाते है, परन्तु कईवार ऐसा बनता है, कि वे अपने ही हथियार से—जिसको कि वे जानवरोंको मारनेके लिए काममें लाते है—आप मर जाते है। यह ससारका नियम है, कि जैसा हम काम करते है वैसा ही हमें फल भी मिलता है। हम कूए पर खड़े होकर जो बातें बोलते है. वेही बातें हम वापिस सुनते हैं। तालावके किनारे जैसे हम शब्द उच्चारण करते है वैसे ही शब्दोंकी गूँज हमें वापिस सुनाई देती है। इसी तरह इस ससार सागरका नियम है। हम यदि दूसरेको दुखी करेंगे तो हम भी दुखी होंगे और यदि दूसरेको सुखी करेंगे तो हम भी सुखी होंगे। अतः यदि दूसरेके लिए नहीं तो भी अपने लिए तो हिंसा से बचना परमावश्यकीय है।

( अपूर्ण )

---

## संबोधन

( ले० करोड़ीमलजी मालू )

उग गया सूर्य उन्नतिका चेतो सेठो,<br>
नहीं उचित तुम्हें अब ओढ गूदड़ा लेटो ॥ टेर ॥<br>
वो ज्ञान प्रभाकर उगकर किया उजारा,<br>
सब लोग जागकर निज घर द्वारसँभारा ॥<br>
नहीं उचित तुम्हें अब मौन धारकर बैठो ॥ उग० ॥ १ ॥

वो विमल दिवाकर तमको दूर भगावे,
वो अखिल चराचर उद्यम मॉंहिं लगावे।
नहीं उचित तुम्हें अब कसाकसीमें पैठो ॥ उग० ॥ २ ॥
वो विमल विभाकर मध्य वृत्तमें आया,
घुस गई तुह्मारे घरमे तमकी छाया।
तुम तम घर बाहिर करो कुरीतें मेटो ॥ उग० ॥ ३ ॥
तुम देख जमाना तजो बंधु बद फैली,
गाली वेश्याके नाच रसम सब मैली ॥
मत करो पाप जग काचे सूत लपेटो ॥ उग० ॥ ४ ॥

---

## महात्माओंके उपदेश

( ले०-हजारीलाल जैन )

( १ ) जैसे रवि का प्रकाश होतेही अंधकारका नाश हो जाता है, उसी तरह गुरुके सिखाए हुए पवित्र ज्ञान से मनुष्योंके मलिन विचार भी नष्ट हो जाते है। लोभ अज्ञानियोंको ज्ञानी नहीं होने देता है, और घमंड कंटक बनकर भक्ति मार्गका रस्तारोकता है।

( २ ) उत्तम प्रकारसे बोए हुए उपजाऊ खेतोंमें भी व्यर्थ घासपात बढ़ जाने पर जैसे फसल अच्छी नहीं होती है, इसी प्रकार जहाँ मूर्खों का नंबर बढ़ जाता है वहाँ. उन्नाति के काम भी यथा विधि नहीं चलते है।

( ३ ) मै बुरे मनुष्यों की खोज में निकला, और सारा संसार ढूँढ डाला तो भी मुझे कोई बुरा आदमी नहीं मिला; परतु जब मैंने अपना हृदय देखा तो मैने अपनेहीको सबसे बुरा पाया।

( ४ ) अपना शरीर एक नव दरवाजे वाले पिञ्जरके समान है; उसीमें जीव पक्षी का निवास रहता है। वह परतंत्रता में सदैव वहाँ बना ही रहेगा।

( ५ ) चकवीको रात्रिमें ही अपने स्वामी से अलग रहना पड़ता हैं; सवेरे फिर वह अपने पतिसे जा मिलती है; परंतु जो खल मनुष्य ईश्वर से विमुख होता है—वह कभी आनन्दरूपी स्त्रीसे नहीं मिल सकता है ।

( ६ ) उत्तम मनुष्यजन्मका बार बार मिलना अतीव कठिन है; यह यदि निष्फल खोदिया जायगा तो फिर इसका मिलना उसी तरहसे कठिन हो जायगा जैसे कि डालसे गिरकर फिर फलका डालपर लगना कठिन होता है ।

( ७ ) सर्व भक्षिणी मृत्यु अचानक आ जाती है; इस लिए उसके आनेके पहिले ही परभवके लिए हमको धर्म सञ्चय करना चाहिए । माली ज्योंही बागमें प्रवेश करता है, त्योंही कलियाँ अपनी मधुर और तोतली बोलीमें उससे विनती करने लगती हैं, कि हे महाशय आज आप उन्हीं कलियोंको ले जाइए जो कि पुष्पका रूप धारण कर चुकी है । कल हम भी फूलबनकर अवश्य आपके साथ आवेंगी ।

( ८ ) सब सबल की सहायता करते है; परंतु निर्बल का कोई सहायक नहीं होता, देखो हवा जलती हुई अग्निको द्विगुण प्रज्वलित कर देती है, परंतु बेचारे दीपकको बुझा देती है ।

(९) चलती हुई चक्की को देखकर कबीर रोने लगे और कहने लगे, हाय जो दाना इन दो पाटोंके बीचमें पड़ जाता है, वह करोड़ उपाय करने परभी ज्योंका त्यों बाहर नहीं निकलता है; तब संसाररूपी चक्कीमें पड़कर जो मनुष्य सदा ज्योंके त्यों रहना चाहते हें वे कैसे मूर्ख हैं ?

( १० ) जैसे सत्संगति से पाप की प्रवृत्तियाँ विनाप्रयास ही कम हो जाती हैं, इसी तरह दुष्टोंकी संगति से सुख और शांति भी सहजहीमें नष्ट हो जाते हैं ।

---

# संतप्त शिक्षित बालक।

ओ ! क्रूर पिता !
क्यों ब्याहते हो मुझे ?
इस नन्हीं सी उम्रमें,
उस जवान औरतके साथ ?
मेरा दुबला शरीर,
उसका गठीलाबदन,
टूटेगीं हड्डियाँ मेरी,
मजबूत बदनसे टकराकर।
चूसेगी खून मेरा,
जौक बनकर वह जवान।
मैं मर जाऊँगा
ओ जालिम पिता !
रहम करो।
आग लगे तुम्हारे सुखमें,
जल जाय ऐसा ब्याह,
धूलगिरे तुम्हारे इस ल्हावामें।
ओ पिता !
बुरे हो शिकारीसे,
काटते हो जड़को,
खाना चाहते हो आम,
चुनते हो महल हवामें,
रहना चाहते हो सुखसे।
निर्दय पिता !

न ब्याहो अभी मुझको;
कच्ची है मेरी उम्र,
पकने दो मेरा शरीर;
सोचो मैं बालक हूँ।
हाय ! कौन उत्पन्न होगा ?
कौन मिटावेगा दुःख ?
कौन बचावेगा हमारे प्राण ?
कौन पापसे उद्धार करेगा ?
कौन विपता हरेगा ?
कौन मेरे-हजारों भाइयोंको,
कौन मेरी हजारों बहिनोंको,
इन निर्दय पुरुषोंके-
पंजेसे बचावेगा ?
अच्छा ! मत मानो,
पिता ! प्रणाम।
जाता हूँ मै।
देखूँगा कैसा ब्याहरचाते हो ?
माता—कहाँ चला ओ मेरे लाल !
पुत्र—अपने प्राण बचानेको।
दुःखमें पड़नेसे बेचारी-
जवान अबला बचेगी।
मैं सुखी सशक्त बनूँगा।
माता—बेटा ! मर्यादा कुलकी ?

**पुत्र**—मेरे प्राणोंके साथ,
सदा उसकी रक्षा करूँगा।
**माता**—क्या माताको छोड़ेगा?
**पुत्र**—नहीं माँ नहीं!
स्वर्गमें जाकर भी,
भूमिपर रहकर भी,
तुम्हारा स्मरण करूँगा।
हृदयस्थ है तुम्हारी मूर्ति,
रोम रोममें है तुम्हारा नाम,
तुम मेरी पूज्य देवी,
तुम मेरी स्वर्गदात्री,
तुम मेरा अखंड सुख,
मातृदेवी! तुम्ही मेरा प्रेम'
परन्तु
वह माता माता नहीं—
वह भाई भाई नहीं—
वह मित्र मित्र नहीं—
वह घर घर नहीं—
जो पापमें गिरावे।
छुड़ावे कर्तव्यसे,
फँसावे अनन्त संसारमें।
सब शून्य है।
शास्त्र कहते है।

अपने पुत्र पुत्रियोंको,
ब्रह्मचर्यसे रक्खो;
योग्य उम्रतक पढ़ाओ
शिक्षा दो बली बनाओ।
जाता हूँ माँ, आज्ञा पालनेको-
धर्मकी।
फैलाउँगा सर्वत्र सुख,
आदर्श रक्खूँगा—
अकलङ्क देवको,
भीष्मकी भावना,
रहेगी साथ मेरे,
प्रणाम! जननी प्रणाम!'
आशीर्वाद दो,
जाऊँ मैं, बचाऊँ मैं,
दुखमें गिरनेसे भाइयोंको.
गला घुटती बहिनोंको,
सुखी बनेंगे सभी,
ब्याहेंगे योग्य वयमें,
बजेगी प्रेमकी बंसी,
फैलेगा भारतमें सुख,
**माता**—पुत्र तेरी कामना सफल हो,
परमात्मा तुझे बल दे,
धैर्य दे, बुद्धि दे॥

# संबोधन

आछा नहीं लागे कंठी डोरडा, बिन जाति उन्नाति ॥ टेर ॥
थे जाणो म्हें जात जिमावाँ, कराँ जातिकी भक्ति । जीमण घड़ी एकको स्वारथ, घटे जातकी शक्ति । जी नहीं० ॥ १ ॥ थे जाणो म्हें, लाहण ' बाँटाँ कराँ जातिकी साँतर । नहीं जातमें कमी ल्हाणकी, करो इलमकी साँतर । जी नहीं० ॥ २ ॥ थे जाणो म्हें नाच दिखावाँ, कराँ जातकी सेवा, नाच दिखाकर न्यात बिगाड़ो, खुवा जहरका मेवा ॥ जी नहीं० ॥ ३ ॥ थे जाणो म्हें कराँ दिखावो, हाय जाति की शोभा । देखा देखी लोग चालसूं पड़े जातिमें गोभा ॥ जी नहीं ॥ ४ ॥ थे जाणो म्हें जात जिमावाँ यो ही जात सुधारो । जिमा जिमा कर रोग लगाया, उल्टी न्यात बिगाड़ो ॥ जी नहीं० ॥ ५ ॥ मलो विद्या और मिठाई, ज्ञान तुलामें भाई । जो पासंगमें चढे मिठाई, करद्यो सरू पढ़ाई ॥ जी नहीं० ॥ ६ ॥ जो हो घरमें सारी साँतर, सोवे जाफत गोठ । रोगी निर्धन घणा जातमें, बालक रहवे ठोठ ॥ जी नहीं०॥ ७ ॥ विद्या औषध घर दीनाश्रम, याँकी भूखी जात । जो थे साँचा भक्त जातका, छोड़ो दूजी बात ॥ जी नहीं० ॥ ८ ॥ नाचमाच प्रेताश जातका, दोनूं लोक बिगाड़े । विद्या औषध निर्धन पालन आय अन्तमें आड़े ॥ जी नहीं ॥ ९ ॥ क्षणिक भोजकी जाफत त्यागो, करो ज्ञानकी गोठ । पड़े नींव सुखकी जातिमे, मिटे दुःखकी चोट ॥ जी नहीं ॥ १० ॥ काम घनेरा करवा लायक, जो थे करो विचार । जस कीरत दोनूं लोकाँमें, होवे लाभ अपार ॥ जी नहीं० ॥ ११ ॥ खोटे मारग करो खरच थे जाय रमाजी रूठ । अब भी आदर करो रमाको, पाछी फेरे पूठ ॥ जी नहीं० ॥ १२ ॥ हरिकी प्राणपियारी लक्ष्मी, खोटे मार्ग लगाओ । धरमी हो अपमान रमाको, करता नहीं लजाओ ! जी नहीं० ॥ १३ ॥ थोड़ा दिन रहणो है जगमें, चालो सोच विचार । शुभ कामाँमें द्रव्य लगाओ, जामें निकले सार ॥ जी नहीं० ॥ १४ ॥

करोड़ीमल मालू

# एक प्रहसन ।

राम ! राम ! ! लाला कपोतमलजी साहिब राम ! राम ! !

**कपोतमल**—राम ! राम ! ! साहिब राम ! राम ! ! कहिए गोलमोलजी साहिब ! आजकल कैसे क्या मामला है ?

**गोलमोल**—कैसे क्या ? सब ठीक है । अपना तो खूब धूलमें लठ लग रहा है ।

**कपो०**—अजी यह कैसे ?

**गोलमोल**—कैसे क्या ? आजकल कैलास पर्वतका झगडा चल रहा है, बस उसी झगडेमें हमारे दूध मलीदे उड़ते है ।

**कपो०**—क्या झगड़ा है ?

**गोलमोल**—झगड़ा क्या हुआ करता है ? वही मालिकीका । उत्तरपथी कहते हैं पहाड़ हमारा है पूरबपंथी कहते हैं हमारा है ।

**कपोत**—क्यों भाई ! वहाँ कुछ आमदनी भी होती है क्या ?

**गोल०**—अजी ! आमदनी क्या हुआ करती है ? बस यही कि वह धर्म स्थान है । भोले भाई हैं । उनसे हम कहते हैं, कि यदि यह पहाड़ पूरबपंथियोंके हाथमें चला जायगा तो अपना धर्म सब नष्ट हो जायगा और हमें नरकमें जाना पड़ेगा । लोग नरकसे डर कर हमें झगड़नेके लिए पैसा दे देते हैं !

**कपो०**—तो इसमें तुम्हारा क्या है ? पैसे तो सब वकील बैरिस्टरोंको देने पड़ते होंगे कुछ वैसे ही खर्च होजाते होंगे ।

**गोल०**—भाई तुम अभी बच्चे हो । ऐसी बातें तुम क्या समझो ! अरे आधेमें देवी देवता और आधेमें खेतरपाल । आधे रुपये वकील बैरिस्टरोंके और आधे हमारे ।

**कपो०**—तो क्या तुम्हें हिसाब नहीं देना पड़ता है ?

**गोल०**—हिसाब किताब क्या है ? अपने योंहीं सबको टलाटलू देते हैं। एक दो दिल जले-सच पूछो तो वे नरकके अधिकारी है—हमसे हिसाब पूछते है, मगर हिसाब लेना क्या सहल है ? हाँ वे कहते है हम समाजमे कह देंगे कि वह पैसा नहीं देगा. मगर उन बिचारोंकी सुनताही कौन है ?

**कपो०**—ऐसा क्यो ? क्या उनकी समाजमें कुछ चलती नहीं है ?

**गोल०**—अजी हमारे सामने उनकी क्या चलेगी ? हम ऑनरेरी काम करनेवाले है। सब जानते है कि हम पूरे धर्मी है। धर्म कामके लिए हम अपने घरबार छोडकर इस पहाड़की तलेटीमें बैठ मुकदमा लडा रहे है। हम पर सबका विश्वास है और इसीलिए हमारे सामने उनकी कुछ नहीं चलती है। अगर कोई हमसे कुछ पूछ-ताभी है तो हम कह देते है कि वे तो अंग्रेजी पढ़कर धर्मभ्रष्ट होगए है।

**कपो०**—ऊँ! ऊँ! तब तो भाई तुम पूरे बने हुए मालूम होते हो!

**गोल०**—अजी बनेहुए क्या ? पाँच पाँच सात सात हजारकी हुंडियाँ मँगवावें, आधे रुपये मुकदमेमे खर्च करे और आधे अपने हजम कर जावे और फिर डकार भी न ले। अजी भाईजी! मैंने सुना है, कि तुम्हारी बिरादरीमें भी सम्मेतशिखरकेलिए मुकदमा चल रहा है। तुम श्वेताम्बरी दिगम्बरी भी हमारी ही तरहसे लड रहे हो। उसके भी काम करनेवाले शायद मेरी ही तरह खूब उड़ाते होंगे।

**कपो०**—छिः हमारे काम करनेवाले ऐसे नहीं है। अजी हम बनिया भाई है। हमारे तो यहाँ कौड़ी कौडीका हिसाब लिखा जाता है। हमारे यहाँ तुम्हारे जैसी पोल नहीं चलती।

**गोलमोल**—तब तो जान पड़ता है, कि तुम्हारे काम करने वालोंमें कुछ अकलही नहीं है। भाई ऐसाभी कोई होगा। जो मुफ्तमे अपने घरबार छोडके बैठेगा। मुफ्तका काम होता तो किसी त्यागी साधुको आगे कर देने और कह देते कि धर्मके पीछे झगड़नेका काम तुम्हारा है। हम तो गृहस्थी है। हमसे ये काम नहीं होते। मेरी समझसे तो कुछ दालमें काला है।

**कपा०**—साहिब! मै यह तो कुछ जानता नही। हाँ इतना जरूर जानता हूँ, कि हमारे गाँवका एक भाई गवाही देने गया था। वह अपने सारे कुटुबको तो यात्रा करवा लाया और वहां रहा तब तक खूब दूध मलीदे उड़ाता रहा। बस इसके सिवा और मै कुछ नहीं जानता।

**गोल०**—अच्छा साहिब राम! राम!! मुझे इजाजत दीजिए। क्योंकि एक दिल जला मेरे पीछे पड़ा हुआ है। उसका मुँह जलाने जाना है।

प्रवाह

---

# जैनभ्राताओंसे निवेदन।

अपनी कान्फ्रेंसको स्थापित हुए लगभग तीन बरस बीत गए; मगर जबसे इसने जन्म लिया तबसे आजतक इसका एक भी उत्सव नहीं हुआ। प्रत्येक समाजमें सभाएँ स्थापित होती है, और वे बड़ी धूमधामके साथ हरवर्ष अपने जलसे करती हैं और समाजका-अपनी जातिकी भलाईका—काम करती है, परन्तु खेद है, कि हमारे भाइयोंको इसकी लेश मात्र भी परवाह नहीं है। जिस जातिमें लखपति

